# અનુક્રમણિકા.

---



—※(◎)※—

# પ્રસ્તાવના.



"ઇતિહાસનાં આવાં આવાં જ્હે જ્હે અંગો અંધારામાં વિખરાઇ રહ્યાં
"છે, અને જ્હે કાળના પગ નીચે કચરાઇ કચરાઇને નષ્ટ થઈ જાય છે, ત્હેને
"બ્હાર લાવવામાં આવશે, ત્હારેંજ સુસંગત ઇતિહાસ તૈયાર થઇ શકશે. છૂટા
"છૂટા અંકોડા તરફ દુર્લક્ષ કરવાથી આખી સાંકળ કદાપિ તૈયાર થઇ શકશે
"નહિ"

ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ-૧ લાની પ્રસ્તાવનાના મ્હારા ઉપર્યુક્ત શબ્દોને સ્મરણમાં રાખીનેજ ઐતિહાસિક રાસાઓના સંગ્રહો બહાર પાડવાની પ્રવૃત્તિને મ્હેં આગળ વધારી છે. આજ તે સંગ્રહનો **ત્રીજો ભાગ** જનતાની સમક્ષ ઉપસ્થિત કરતાં મ્હને આનંદ થાય છે. પરન્તુ હું એ વાતથી તો જરૂરજ દિલગીર છું કે આ સંગ્રહનો બીજો ભાગ બહાર પડ્યા પછી (વી. સં. ૨૪૪૩ પછી) એક પછી એક કેટલાંક અનિવાર્ય કારણો ઉપસ્થિત થવાથી લગભગ પાંચ વર્ષ જેવી લાંબી મુદતના વ્યવધાન પછી આ ભાગ બહાર પાડી શકાયો છે. તેમ છતાં મ્હને એ વાતથી સંતોષજ છે કે—આટલી લાંબી મુદત દરમીયાન આ ત્રીજા ભાગમાં આપેલા રાસાઓને અંગે અનેકાનેક હકીકતો જાણવા જેવી પ્રાપ્ત થઇ છે, અને ત્હેનો ઉપયોગ રાસ-સારની નોટોમાં કરવામાં આવ્યો છે. આશા છે કે-ઇતિહાસપ્રેમિયો આ નવીનતાના સંતોષદ્વારા, વ્યવધાનથી થયેલા અસંતોષને જરૂર ભૂલી જશે.

આ પ્રસંગે એક બીજી વાત કહેવી જરૂરની ધારૂં છું જ્હે વખતે આ દિશામાં સૌથી પહેલાં મ્હેં પ્રયત્ન શરૂ કર્યો, ત્હારે મ્હને શંકા હતી કે મ્હારો આ પ્રયત્ન લોકરૂચિ પ્રાપ્ત કરી શકશે કે કેમ ? પરન્તુ આટલા લાંબા ગાળામાં હું જોઇ શકયો છું કે—મ્હારો આ ક્ષુદ્ર પ્રયત્ન આશાતીત આદર પામી શકયો છે, અને ત્હેનુંજ એ કારણ છે કે—મ્હારા બન્ને ભાગોની નકલો, નોવેલની માફક ખલાસ થઇ જવાથી પ્રકાશકને પ્રથમ ભાગની બીજી આવૃત્તિ બહાર પાડવી પડી છે, અને બીજા ભાગની પણ બીજી આવૃત્તિ છપાવવાની તૈયારી થઇ રહી છે. એટલુંજ નહિ પરન્તુ મ્હારા આ પ્રયત્નની શરૂઆત પછી કેટલીક સંસ્થાઓ અને વ્યક્તિઓ પણ આ દિશામા પ્રયત્ન કરવા લાગી ગઇ છે.

ઇતિહાસ જેવા મહત્ત્વના વિષયમાં આવા પ્રાન્તો બહુ ઉપયોગી છે, એ વાત સમાજ—જૈનસમાજ સમજતી થાય, એજ સદ્દભાગ્યની નિશાની છે.

આ ભાગમાં એકંદર ઇતિહાસોપયોગી નવ રાસાઓ આપવામાં આવ્યા છે. આ નવ રાસાઓ પૈકી વિદ્યાસાગરસૂરિ રાસની પ્રતિ મ્હારી પાસેની છે, તે સિવાયના આઠે રાસાઓની પ્રતિયો જેમની પાસેથી મ્હને પ્રાપ્ત થઇ છે, ત્હેમને ધન્યવાદ આપવા સાથે તે ભંડારોનો અને વ્યક્તિયોનો નામોલ્લેખ આ સ્થળે કરવો ઉચિત ધારૂં છું:—

| | |
|---|---|
| ૧ વિનયદેવસૂરિ રાસ. | પાલીતાણાની મ્હોટી ટોળીનો ભંડાર. |
| ૨ વૃદ્ધિવિજયગણિ રાસ. | પાલી ( મારવાડ ) ના સંઘનો ભંડાર. |
| ૩ કાપડહેડા રાસ. | ફતરિયોનો વાસ—જોધપુર સંઘનો ભંડાર. |
| ૪ વૃદ્ધિસાગરસૂરિ રાસ. | વીરબાઇ પાઠશાળા—પાલીતાણાનો ભંડાર. |
| ૫ જિનોદયસૂરિ વીવાહલુ. | શ્રીયુત મણિલાલ બકોરભાઇ વ્યાસ. સૂરત. |
| ૬ કર્મચંદ્ર વંશાવલી. | શ્રીયુત પંડિત ચંદ્રધર ગુલેરી. બી.એ. અજમેર તથા ડેક્કન કૉલેજલાયબ્રેરી—પૂના. |
| ૭ આનંદવિમલસૂરિ રાસ. | દસાડા જૈન સંઘનો ભંડાર. |
| ૮ કમલવિજયગણિ રાસ. | ડેક્કન કૉલેજ લાયબ્રેરી—પૂના. |

પ્રથમના બે ભાગોની માફકજ આ ત્રીજા ભાગમાં પણ રાસાઓની મૂળ ભાષા જેમની તેમ કાયમજ રાખી છે, કારણ કે આથી જેમ તે વખતની ભાષા જાણવાને સાધન મળે છે, તેમ તે વખતના લેખકો—લહિયાઓની લખવાની રૂઢી પણ જાણી શકાય છે.

અન્તે—અનતી કાળજી પૂર્વક ગમાઓનું મશોધન કરવા છતાં, શબ્દો છૂટ્યા પાડવાની એવી બીજી કોઇ ભૂલો રહી જવા પામી હોય, તો તે સુધારીને વાંચવાની ભલામણ કરી વિરમું છું.

ધૂળિઆ ( ખાનદેશ )
વર્ષારંભ વીર સં. ૨૪૪૮ } -વિજયધર્મસૂરિ.



# સંક્ષિપ્ત-સાર.

## વિનયદેવસૂરિ રાસ.

'પાસચંદગચ્છ' નામે ઓળખાતા ગચ્છના સ્થાપક ઉપાધ્યાય **પાર્શ્વચંદ્ર**ના શિષ્ય અને **સુધર્મગચ્છ**ના સ્થાપક **વિજયદેવસૂરિ** તથા **વિનયદેવસૂરિ** (બ્રહ્મઋષિ) ના ચરિત્રને ઉદ્દેશીને સંવત્ ૧૬૪૯ માં **મનજીઋષિએ**[1] (માણેકચંદ્રે) **બરહાનપુર**માં આ રાસ રચ્યો છે,

પ્રારંભમાં કવિએ ત્રણે ચોવીશીના તીર્થંકરો ( વર્તમાન ચોવીશીનાં તો નામો આપીને ), સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને ત્હેમના ગુણકથનપૂર્વક નમસ્કાર કરીને નવકાર મંત્રની મહિમા વર્ણવી ત્હેનું મંગલ કર્યું છે. તે પછી ગૌતમાદિ ગણધર, અને કાશ્મીર દેશમાં રહેલી સરસ્વતી દેવીનું નામ સ્મરણ કર્યું છે. એ પ્રમાણે ૩૭ કડીમાં મંગલાચરણો કરી રાસનો ઉદ્દેશ બતાવી જંબૂદ્વીપ અને **આજણોઠ** નગરના વર્ણનપૂર્વક આ પ્રમાણે આરંભ કર્યો છે:—

---

( ૧ ) મનજીઋષિના સંબંધમાં જો કે વિશેષ કંઇ જાણવા જેવું મળ્યું નથી. પરન્તુ તેઓ રાયચંદ્રસૂરિના અનુયાયી સાધુઓ પૈકીના એક હતા, એમ જયચંદ્ર ગણિએ પોતાના બનાવેલા '**રસરત્નરાસ**' માં બીજા સાધુઓ સાથે ત્હેમનું પણ નામ લઇ જણાવ્યું છે.

( જૂઓ, ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧ લો. પૃ. ૩૯. )

માલવદેશના આજણોઠ નગરમાં સોલંકી કુળનો **પદ્મરાય** નામે રાજા હતો. ત્હેને પચીસ રાણીઓ હતી. જ્હેમાં **સીતાદે** પટ્ટરાણી હતી. ઘણાં ગામોમાં પદ્મરાયની આણા વર્તાતી હતી. આ રાજાને **ધનરાજ** નામનો એક પુત્ર હતો. એક દિવસ પટરાણીને સોલ ઘડી રાત્રી જતાં એક સ્વપ્ન આવ્યું. આ વખતે તે કંઇક જાગતી અને કંઇક ઉંઘતી અવસ્થામાં હતી. ત્હેણીએ સ્વપ્નમાં જોયું કે–"જાણે સાગર ગંભીર ગાજી રહ્યો છે, રત્નોનો ભંડાર ભરેલો છે, અને જલચર જીવો પ્રફુલ્લ :થઈ રહ્યાં છે." આ સ્વપ્નથી રાણીને સ્વાભાવિક આનંદ થયો. તે મંદગતિએ ચાલતી પોતાના પતિ પાસે ગઇ. અને આવેલું સ્વપ્ન કહી સંભળાવ્યું. પતિએ કહ્યું કે–"સ્વપ્ન ઘણું સારૂં આવ્યું છે. આ સ્વપ્નના ફળરૂપે કુલદીપક પુત્ર થશે. અને તે રત્નના ભંડાર જેવો વિદ્યાનિધિ થશે. તેમ ચંદ્રના જેવો શાન્ત–શીતલ થઇ ગુણધાર થશે." તે પછી નવ માસ-પૂરા થયે સં. ૧૫૬૮ ના માર્ગશીર્ષ સુદિ ૧૫ ને ગુરૂવારના દિવસે રાત્રીના બે પહોર ગયા પછી ઉચ્ચ ગ્રહમાં રાણીએ પુત્રને જન્મ આપ્યો. જ્હેનું નામ **બ્રહ્મકુંવર** પાડ્યું. વધામણી કહેવા જનાર દાસીને રાજાએ દાનથી સંતુષ્ટ કરી, અને પુત્રના જન્મ નિમિત્તે દશ દિવસનો ઉત્સવ આરંભ્યો. બંધીવાનોના બંધ અને દંડિત થયેલાઓના દંડ પણ રાજાએ છોડી દીધા. વળી આ નિમિત્તે વિવિધ પ્રકારના ખેલ અને ગીતગાનો પણ થવા લાગ્યાં. બંધીજનો યશ ગાવા લાગ્યા, અને રાજા સર્વને દાનથી સંતુષ્ટ કરવા લાગ્યો. ધીરે ધીરે કુંવર વધવા લાગ્યો અને રૂપ–ગુણથી સર્વનાં મન રંજિત પણ કરવા લાગ્યો. જ્યહારે તે પાંચ વર્ષનો થયો, ત્યહારે માતા પિતાએ શુભ મુહૂર્ત જોવરાવી ત્હેને નિશાળે મૂકવાની તૈયારી કરી. પંડિતને પોતાને ઘરે બોલાવી મુહૂર્ત્ત જોવરાવ્યું. અને તે બદલ પંડિતને સારી દક્ષિણા પણ આપી. તે પછી સર્વ સ્થળે *કંકોતરીઓ મોકલી અને સગાં–સંબંધીઓને તેડાવ્યાં. નગર શણગાર્યું.* ઘેર ઘેર આનંદ ઉત્સવ થઇ રહ્યો. કુંવરને વસ્ત્રાભૂષણોથી શણગારી

ઘોડે ચઢાવ્યો. બે બાજૂએ ચામર ઢળાવા લાગ્યા. મહાજન વર્ગ આગળ ચાલવા લાગ્યો. વાજિંત્રો વાગવા લાગ્યાં. ડગલે ડગલે દાન દેવાવા લાગ્યાં. અને સૌભાગ્યવતીઓ પણ ગીતો ગાવા લાગી, એમ કરતાં પંડિતનું ઘર આવ્યુ, કે કુંવરને મોતી અને રત્નોવડે વધાવી લીધો. પંડિતે (મ્હેતાજીએ) 'માઇ[1]' ભણાવીને વિદ્યારંભ કર્યો. કુંવરના પિતાએ અધ્યારૂને ૧૦-૧૨ ધોતીઆં, સણીઆં (અબોટીઆં) અને મનગમતું દાન આપીને સંતુષ્ટ કર્યો. નિશાળીઆઓને ખડીઆ અને ધાણી વ્હેંચી. તેમ યાચકોને દાન આપ્યાં. ધીરે ધીરે વિદ્યારંભ કર્યા પછી કુંવરે શાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો કુંવરની બુદ્ધિમત્તાથી અધ્યારૂ અને કુંવરના માતા-પિતાને બહુ આનંદ થતો. પરિણામે થોડા જ સમયમાં કુંવરે સારી રીતે વિદ્યાભ્યાસ કરી લીધો.

કુંવર આઠ વર્ષનો થતાં માતા-પિતા સ્વર્ગવાસી થયાં. કુટુંબમાં સર્વને શોક થયો. કુંવરનો કાકો ગુણસિંહ રાજ્ય ચલાવવા લાગ્યો. તે પુત્રોનું પોતાના પુત્રોની માફક પાલન કરતો. કુંવર નવ વર્ષનો થતાં સં૦ ૧૫૭૯ માં ગુણસિંહે દ્વારિકાનો સંઘ કાઢયો. આ સંઘમાં બે પુત્રો અને બીજા ઘણા લોકોને લઇને સંઘવી ગુણસિંહ ગિરિનાર આવ્યો. આ વખતે સંઘનું વર્ણન કરતા કવિ કહે છેઃ—

" નફેરી ભેડાં ઘણાં વાજઇ ગંભીર નીસાણ,
નજલ મજલ રહતા સહી ચાલઇ સંઘ સુજાણ ૮૮
શ્રીગિરિનારિઇં આવીયા ડેરા દિઇ અભિરામ,
દિન બિ ત્રિણિ થોલે તિહાં તિલ પડવા નહી ઠામ." ૮૯

---

(૧) માઇને સંસ્કૃતમા માતૃકા કહે છે બાળકોને વિદ્યાભ્યાસના પ્રારંભમા અકારાદિ ૪૮ વર્ણ શિખવવામા આવે છે, ત્હેને માઇ કે માતૃકા કહે છે

એક વખત બન્ને ભાઇ (ધનરાજ અને બ્રહ્મકુંવર) રમતા રમતા એક ઉપવન (બગીચા)માં ચાલ્યા ગયા. અહિં ત્હેમણે એક વૃક્ષની નીચે બેઠેલા વાચનાચાર્ય રંગમંડણઋષિને જોયા. તેઓ બન્ને ઋષિની પાસે ગયા. અને પગે લાગીને બેઠા. ઋષિએ ઉપદેશ આપ્યો. તેથી તેઓને વૈરાગ્ય થયો. એટલે સુધી કે તેઓએ દીક્ષા લેવાની ઇચ્છા પણ જણાવી. વાચનાચાર્યે કહ્યું:–'ત્હમને દીક્ષા શી રીતે આપી શકાય? ત્હમારા કાકા ગુસ્સે થયા વિના રહે ખરા કે?'

કુંવરે કહ્યું:—'ગુસ્સે થઇને શું કરશે? અમારી ઇચ્છા છે, તો પછી વખત ખોવાની શી જરૂર છે?'

આ પછી ગુરૂએ તેઓને સંયમની કઠિનતા સમજાવી, પરન્તુ જ્યહારે તેઓ કોઇ પણ રીતે ન ડગ્યા, ત્યહારે આખરે તેઓને દીક્ષા આપી. દીક્ષા લીધા પછી કુંવરોએ કહ્યું:—"અમે દીક્ષા લીધી છે, એવું અમારા કાકા જાણશે, તો તેઓ અમને અને આપને અનેક પ્રકારના ઉપસર્ગ કરશે. અને ઘણી ખેંચતાણ પણ કરશે; માટે અમને કોઇ છાના સ્થાને ધ્યાન કરીને રહેવા દો."

ગુરૂએ આજ્ઞા આપી એટલે તેઓ બન્ને એક ગુપ્તસ્થાને ઉપવાસ કરીને એકાગ્ર ચિત્તે સ્થિર રહ્યા.

બીજી તરફ સંઘપતિ કુંવરોની વાટ જોઈ જોઇને થાકયો. ભોજનનો વખત વીતી ગયા છતાં તેઓ આવ્યા નહિં. એટલે ચારે તરફ તેઓની શોધખોળ થવા લાગી. પર્વતોની ખીણો અને કૂવા તળાવ વિગેરે અગોચર સ્થાનો તપાસ્યાં, તેમ અનેક પૂછ-પરછ પણ કરી, પરન્તુ કુંવરોનો કંઇપણ પત્તો મળ્યો નહિં, છેવટે થાકીને અફસોસ કરતો સંઘ ત્યહાંથી વિદાય થયો. સંઘના રવાના થઇ ગયા પછી બન્ને મુનિઓ ગુપ્ત સ્થાનેથી બહાર નિકળ્યા, અને ગુરૂને મળ્યા, ત્યહાંથી પછી વિહાર કરીને ગુરૂ પોતાના વિધિપક્ષીય (અંચલગચ્છીય) સ્થાનકે આવ્યા.

આ વખતે પુણ્યરત્નસૂરિ[1] ( કે જેઓનું રાજ્યમાં બહુ માન હતું ), સાધુરત્ન પંન્યાસ અને તેમના શિષ્ય પાર્શ્વચંદ્ર ( કે જેઓ લઘુ વયથી દીક્ષા લઇને સૂત્ર સિદ્ધાંતોનો અભ્યાસ

---

(૧) પુણ્યરત્ન ' સૂરિ ' હતા કે કેમ ? એ એક વિચારણીય વિષય છે. કેમકે જહેમ આ રાસમાં પુણ્યરત્નને 'સૂરિ' તરીકે ઓળખાવ્યા છે, તેમ અમદાવાદ શામળાની પોળના જૈન યુવકમંડળે હમણાં બહાર પાડેલ ' **નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી** ' ( વાસ્તવમાં તો પાયચંદ ગચ્છની પટ્ટાવલી છે. ) નામની ચોપડીમાં પણ પુણ્યરત્નને 'સૂરિ' બતાવ્યા છે. જ્યારે 'ઇંડિયન ઍંટિકવેરી'ના જુલાઇ સ. ૧૮૯૪ના અંકમાં છપાયેલ '**પાયચંદગચ્છની પટ્ટાવલી**' માં પુણ્યરત્નને 'પંન્યાસ' બતાવ્યા છે. હવે એ વિચારવાનું છે કે–જો પુણ્યરત્ન, 'સૂરિ' હતા, તો તેઓને 'સૂરિ' પદવી કોણે અને ક્યારે આપી ? તે કંઇ જાણવામાં આવતું નથી. વળી નાગપુરીય તપાગચ્છની જહે પટ્ટાવલી, અમદાવાદથી બહાર પડેલ ચોપડીમાં અને 'ઇંડિયન ઍંટિકવેરી' માં છપાયેલ છે તે આ પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ પૂર્ણચંદ્રસૂરિ | ૩ લક્ષ્મીનિવાસસૂરિ | ૫ સાધુરત્નસૂરિ |
| ૨ હેમહંસસૂરિ | ૪ પુણ્યરત્નસૂરિ | ૬ પાર્શ્વચંદ્રસૂરિ |

આ પ્રમાણે નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી તરીકે બતાવવામાં આવે છે, પરન્તુ આ પરંપરા નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલીમાં છેજ નહિં. નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી આ પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| ૧ પૂર્ણચંદ્રસૂરિ | ૪ હેમસમુદ્રસૂરિ | ૭ રાજરત્નસૂરિ |
| ૨ હેમહંસસૂરિ | ૫ હેમરત્નસૂરિ | ૮ ચંદ્રકીર્ત્તિસૂરિ |
| ૩ રત્નસાગરસૂરિ | ૬ સોમરત્નસૂરિ | ૯ હર્ષકીર્ત્તિસૂરિ |

( જુઓ, નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી તથા ચંદ્રકીર્ત્તિસૂરિકૃત '**સારસ્વત વ્યાકરણ** દીપિકા'ની પ્રશસ્તિ. )

ઉપર્યુક્ત બન્ને પટ્ટાવલીઓની વિરુદ્ધતા જોતાં એમ માલૂમ પડે છે કે–પાયચંદગચ્છની પરંપરાને મૂળ પરંપરાની સાથે મેળવવાની ખાતર પાર્શ્વચંદ્રથી પૂર્વમાં થએલ કેટલાંક નામોની સાથે ' સૂરિ ' શબ્દ લગાવી દેવામાં આવ્યો છે. જહેવી રીતે, ત્રણ સ્તુતિને માનવાવાળા પોતાની પરંપરાને મૂળની સાથે જોડવા માટે પોતાની પૂર્વનાં કેટલાંક

કરતા હતા ) મારવાડના **જોધપુર**[1] નગરમાં રહેતા હતા. આ પાર્શ્વચંદ્રને પુણ્યરત્નસૂરિએ **ઉપાધ્યાય** પદવી આપી હતી એક વખત પાર્શ્વચંદ્ર ઉપાધ્યાય વિહાર કરતા કરતા **રૂણનગરમાં**

---

નામો સાથે '**સૂરિ**' શબ્દ જોડી દે છે વાસ્તવમા પુણ્યરત્ન '**સૂરિ**' નહિ, પરન્તુ '**પંન્યાસ**' હોવા જોઇએ, કદાચિત્ તેઓને '**સૂરિ**' પદ અમુક સમયમા આપ્યુ હતુ, એવુ કોઇ સપ્રમાણ જાહેર કરશે, તો આ વિષયમાં કઇંક વિશેષ અજવાળુ પડશે

**સાધુરત્નને** માટે પણ લગભગ તેજ હકીકત છે એટલે જો કે, આ ગસ મા અને **ઇંડિયન એંટિકવેરી**મા છપાયેલ પટ્ટાવલીમા **સાધુરત્નને** 'પન્યાસ' ઓળખાવ્યા છે, પરન્તુ અમદાવાદ, શામળાની પોળના જૈનયુવકમડળ તર ફથી બહાર પડેલ **પટ્ટાવલી**મા '**સૂરિ**' બતાવ્યા છે એટલે સાધુરત્નને પણ '**સૂરિ**' ઓળખાવવામા તેજ કારણથી ભૂલ થયેલી જણાય છે કે, જહે કારણથી 'પુણ્યરત્ન' ને માટે થયેલ છે વળી સાધુરત્ન '**સૂરિ**' નહિ, પરન્તુ '**પંડિત**' (પન્યાસ) હતા, એમ **બ્રહ્મકવિ**, **જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિટીકાની** પ્રશસ્તિમા પણ કહે છે –' श्रीसाधुरत्नाभिधपडितेशा ' તેમજ સ્વય **પાર્શ્વચંદ્ર**, કે જેઓ સાધુર ત્નના શિષ્ય છે, તેઓ પણ પોતાની બનાવેલી 'ખધકચરિત્ર સજ્ઝાય' મા કહે છે – '**સાહુરયણ પડિત સુપ્રધાન**'. ટૂકમા **પુણ્યરત્ન** અને **સાધુરત્ન** બન્ને 'પન્યાસ' હતા નહિ કે સૂરિ

( ૧ ) **જોધપુર**, એ મારવાડની રાજધાનીનુ મુખ્ય શહેર છે મહારાજા **રણમલ્લ**ના પુત્ર **જોધરાજે** સં ૧૬૧૫ ના જ્યેષ્ઠ મહીનામા આ નગર વસા-વ્યુ હતુ.

મુનિરાજ **શીલવિજયજી**એ પોતાની '**તીર્થમાલા**' મા જોધપુરનુ વર્ણન કરતા કહ્યુ છે —

" મરૂધર નવકોટી મડાણ **યોધપુર** મેડતિ વખાણ,  
પાલી પ્રણમુ પાસ જિણદ ઓસનયરિ વની વામાનદ ૭૯  
જસવતરાય થયો ગહોડ જ્ઞાની દસાવતારી જોડ  
અખડ પ્રતાપી અનોપમ આજ દ'ઢીપતિ પણિ માની લાજ " ૮૦

તીર્થમાલાસગ્રહ પૃ૦ ૧૦૭

આવ્યા. અહિં ઓશવાલ વંશીય ચાહડશા, અને હેની પત્ની ચાંપલદે રહેતાં હતાં. તેઓ પુણ્યરત્નસૂરિને ગુરૂ માનતા હતાં. આ

---

આગમગચ્છીય મહિમાએ પોતાની ચૈત્રપ્રવાડીમાં લખ્યું છેઃ—

" જોધપુરઈ પ્રાસાદમાં રે સાતિ દેહરિ તેમ રે;
પાંચસિં સાત્રીસ બિંબનિં રે લાલ પૂજું આણી પ્રેમ રે ૨૦" ૫
(તીર્થમાલા સંગ્રહ. પૃ૦ ૫૮)

શ્રીસૌભાગ્યવિજયજીએ પણ પોતાની તીર્થમાળામાં, ' જોધાણે' મંડોવરે છે સુખકરે રે ' કહી જોધપુરનું નામ લીધું છે.

આ જોધપુરમાં બનેલી ઐતિહાસિક ઘટનાઓ પૈકી કેટલીક આ પણ છેઃ—

૧ પાર્શ્વચંદ્રસૂરિ અહિં સં. ૧૬૧૨ માં સ્વર્ગવાસી થતાં સમરચંદ્ર પટ્ટધર થયા હતા.

(જૂઓ. રસરત્નરાસ, રાસ સં. ભાગ ૧, પૃ૦ ૨૪)

૨ જગન્નૠષિની સાથેના વાદથી કરીને પાર્શ્વચંદ્રે અહિંના રાજા માલદેવનું શરણું લીધું હતુંઃ—

"नृपमालदेवपृष्ठे प्रविष्टवान् यद्विवाददरितमनाः ।
योधपुरे किल पाशादिमचन्द्रो वाचक: सुचिरम् ॥ १० ॥
('હીરસૌભાગ્ય' ની પ્રશસ્તિ, પૃ ૯૧૭)

૩ અહિંના રાજા અજિતસિંહે સં. ૭૭૦ માં શ્રીવિજયરત્નસૂરિને પોતાના નગરમાં બોલાવ્યા હતા. રાજા પોતે સૂરિજીની સ્હામે ગયો હતો, અને સુવર્ણ–રજતનાં પુષ્પોથી સૂરિજીની પૂજા કરી હતી. વળી રાજા અને સૂરિજીને આપસમાં ધર્મચર્ચા પણ ઘણી થઇ હતી.

આ હકીકત શ્રીમાન્ ભોજસાગરજીએ, વિજયરત્નસૂરિની સ્તુતિમાં પણ જણાવી છે. જ્હેની પહેલી કડી આ છેઃ—

"આયો આજ ગચ્છરાજ વડસાજ જોધાણપુર આપ મહારાજ કીધો સામેલો;
ઘર ઘર સાર શુભકાર વધામણાં લોકનો થોક હુઓ સમેલો. " આ૦ ૧

તે પછી સામૈયાનું ઘણુંજ રસીલું વર્ણન કરી નવમી કડીમાં સંવત્ બતાવ્યો છેઃ—

પુણ્યરત્નસૂરિ તેજ કે જેઓનું ઉપર નામ લેવામાં આવ્યું છે, અને જેઓ[1] નાગપુરીય શાખાના હતા. ઉપાધ્યાય, ચાહડશાને સ્હાં આવ્યા.

---

" સિત્તરૈ માસ આસાઢ સુદિ તીજ દિન નગર જોધાંણુ પરવેસ કીધો:
સકલ હિંદુવાણુ દીવાણુ વિચ સામહો શ્રીમહારાજ ભલ સુજસ લીધો."આ૦૯

એકંદર ૧૩ કડીની આ કવિતા છે.

૪ વાચનાચાર્ય **શ્રીવલ્લભગણિએ** જોધપુરમાંજ સ. ૧૬૬૭ ની સાલમાં રાજા સૂરસિંહ, કે જ્હેણે સ. ૧૫૯૪ થી ૧૬૬૯ સુધી રાજ્ય કર્યું હતું, ત્હેના સમયમાં '**અભિધાનચિંતામણિ**' ની '**સારોદ્વાર**' નામની ટીકા બનાવી હતી.

(૧) **નાગપુરીયશાખા**—'एकाचार्यशिष्यसततिः शाखा' અર્થાત્ એક આચાર્યની શિષ્યપરંપરાને શાખા કહેવામાં આવે છે. આ શાખાની ઉત્પત્તિ, બૃહદ્ગચ્છમાંથી સં. ૧૧૭૪ માં **શ્રીવાદિદેવસૂરિથી નાગપુર** (નાગોર) માં થઇ હતી. અને તે-નાગપુરમાં, કે જ્હેનો નાગોર, અહિપુર, નાગદ્રહ વગેરે નામોથી ઉલ્લેખ જોવામાં આવે છે, થવાથી જ ત્હેનું નામ **નાગપુરીયશાખા** પડ્યું હતું. આ શાખાની ઉત્પત્તિ થઇ; ત્ય્હારથી જ કેટલાક ત્હેને '**નાગપુરીયતપા**' એ પ્રમાણે કહેવાનો દાવો કરે છે, પરન્તુ તે ઠીક નથી. કારણકે જ્હે સમયમાં આ શાખા નિકળ્યાનું સિદ્ધ થાય છે, તે સમયમાં '**તપા**' કહેવાનું કંઇપણ કારણ નથી. કેમકે-' તપા ' બિરૂદ જ સં. ૧૨૮૫ પછી થયેલ છે, તો પછી સં. ૧૧૭૪ માં ' નાગપુરીયતપા ' કહેવાય જ કેવી રીતે ? આ સિવાય આ શાખા નિકળ્યાના સંવત્સમાં પણ થોડો મતભેદ જોવાય છે. એટલે કે મ્હારી પાસેની એક ૪૧ પાનાની પટ્ટાવલીમાં આ શાખા નિકળ્યાનો સં. ૧૧૭૭ લખ્યો છે. આવીજ રીતે અમદાવાદ, શામળાની પોળના '**જૈનયુવકમંડળે**' હમણાં બહાર પાડેલ '**નાગપુરીય તપાગચ્છની પટ્ટાવલી**' (ખરી રીતે નાગપુરીય તપાગચ્છ-નહિં, પરન્તુ પાયચંદગચ્છની) નામની બુકમાં પણ આ શાખા સં. ૧૧૭૭ માં વાદિદેવસૂરિથી નહિં, પરન્તુ ત્હેમના શિષ્ય **પદ્મપ્રભસૂરિથી** નિકળ્યાનું જણાવ્યું છે. પરન્તુ આ હકીકત પ્રમાણવાળી નથી. કેમકે-ચંદ્રકીર્ત્તિસૂરિએ પોતાની બનાવેલી '**સારસ્વતવ્યાકરણ-દીપિકા**' ની પ્રશસ્તિમાં જ્હે શ્લોક આપ્યો છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-શ્રીદેવસૂરિથી સં. ૧૧૭૪ માંજ આ શાખાની પ્રસિદ્ધિ થઇ. તે શ્લોક આ છેઃ—

ત્હેણે ઘણો આદર કર્યો અને પછી ત્હેમની પાસે બેસીને નિશાસો નાખ્યો. ઉપાધ્યાયે કારણ પૂછતાં, ત્હેણે કહ્યું:—'ત્હમારા જેવા ગુરૂ માથાપર હોવા છતાં, મનની આશા પૂરી થઈ નહિં. ઘરમાં મણિ-માણેક ભરપૂર છે. પણ પ્રજા વગર શા કામનું?'

---

" तीर्थे वीरजिनेश्वरस्य विदिते श्रीकोटिकाख्ये गणे
श्रीमच्चांद्रकुले वटोद्भववृहद्गच्छे गरिम्णान्विते ।
श्रीमन्नागपुरीयकाव्हयतपाप्राप्तावदातेऽधुना
स्फूर्जद्भूरिगुणालया गणधरश्रेणी सदा राजते ॥ १ ॥

वर्षे वेदमुनीन्द्रशंकरमिते श्रीदेवसूरिः प्रभु-
र्जज्ञेऽभूत्तदनुप्रसिद्धमहिमः पद्मप्रभः सूरिराट् । "

અર્થાત્—સુપ્રસિદ્ધ જિનેશ્વરના તીર્થમાં, કૌટિકગણમાં, ચંદ્રકુલમાં, બૃહદ્ગચ્છમાં અને હમણાં **નાગપુરીય તપા** નામથી પ્રસિદ્ધિ પામેલ શાખામાં ઉત્તમ ગુણોવાળા ગણધરોની શ્રેણી હમેશાં શોભે છે.

( ત્હેમાં પ્રથમ ) સંવત્ ૧૧૭૪ માં પ્રસિદ્ધ મહિમાવાળા દેવસૂરિ પ્રભુ થયા, અને તે પછી પદ્મપ્રભસૂરિ.

આ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે—સં. ૧૧૭૪ માં જ દેવસૂરિથી આ શાખા નિકળી; અને પાછળથી (સં. ૧૨૮૫ પછી) આ શાખા '**નાગપુરીયતપા**' એ નામથી પ્રસિદ્ધ થઇ. વળી ઉપર જણાવેલી '**પાર્શ્વચંદ્રગચ્છ**' ની પટ્ટાવલીમાં **પદ્મપ્રભસૂરિથી** આ શાખા નિકળ્યાનું જણાવવામાં આવ્યું છે, ત્હેનું પણ સમાધાન આ ઉપરથી થઇ જાય છે. છતાં બીજું પણ એક પ્રમાણ જોઇએ.

**નાગપુરીય તપાગચ્છ**ની એક સંસ્કૃત પટ્ટાવલી, કે જે મ્હારી પાસે મૌજૂદ છે, ત્હેના પ્રથમ શ્લોકમાં કર્ત્તાએ આઠ પદવીઓને નમસ્કાર કર્યો છે. તે આ પ્રમાણે—

" जैनं शासनमुत्तमं १ निरुपमा सुधर्मप्रभुतेरियं २
*सौधर्म्मोऽन्वय ३ एष कौटिकगणो ४ वैरीति शाखापि च ५ ।*
श्रीमच्चान्द्रकुलं ६ वटोद्भववृहद्गच्छस्य ७ गोत्रस्थिति-
र्देवाचार्यमयीति = पूर्व्वपदवीरष्टावभीष्टा शुभ. ॥ १ ॥

ઉપાધ્યાયે કહ્યું:—"ત્હમારે ઘેર છોકરાં થાય, પણ, હું માગું તે ત્હમે આપશો કે?' શેઠે હા કહી. એટલે ઉપાધ્યાયે ફરી કહ્યું કે —'ત્હમારે ત્યહાં સાત પુત્રો ને પાંચ પુત્રીઓ થશે. ત્હેમાંથી એક પુત્ર મ્હને આપજ્યો.' શેઠે તે કબૂલ કર્યું. ઉપાધ્યાય વિહાર કરી

---

અર્થાત્—જૈન શાસન, ઈંદ્રભૂતિ, સુધર્મા વંશ, કૌટિકગણ, વૈરીશાખા, ચાંદ્રકુલ, બૃહદ્ગચ્છ અને ત્હેમાંની દેવાચાર્યવાળી **નાગપુરીય શાખા**, એ આદને અમે નમસ્કાર કરીએ છીએ.

હવે એ સ્પષ્ટ કરવાની જરૂર રહેતી જ નથી કે—નાગપુરીય શાખાના ઉત્પાદક પદ્મપ્રભસૂરિ કે બીજું કોઇ નહિં, પરન્તુ વાદિદેવસૂરિ જ છે. અને તે 'નાગપુર' માં નિકળવાથી ત્હેનું નામ '**નાગપુરીય શાખા**' પડ્યું છે.

આ નાગપુરમાં જ્યહારે દેવસૂરિ પધાર્યા હતા, ત્યહારે ત્યહાંનો રાજા આહ્લાદન આચાર્યશ્રીનો ભક્ત થયો હતો. અને ત્હેણે સાગ્રહ આચાર્યશ્રીને પોતાને ત્યહાં રાખ્યા હતા. આ વખતે રાજા સિદ્ધરાજ નાગપુર ઉપર ચઢી આવ્યો હતો અને નગરને ઘેરો ઘાલ્યો હતો. પરન્તુ ત્હેણે જાણ્યું કે—'આહ્લાદનના મિત્ર દેવસૂરિ નગરમાં બિરાજમાન છે, અને જ્યહાં સુધી આચાર્ય નગરમાં છે, ત્યહાં સુધી હું જય મેળવી શકીશ નહિ,' એટલે સિદ્ધરાજે ઘણી ભક્તિપૂર્વક આચાર્યશ્રીને પોતાના નગરમાં પધારવા માટે સાગ્રહ વિનતિ કરી હતી. વળી આજ નગરમાં વાદિદેવસૂરિએ ગુણચંદ્ર નામના દિગમ્બરને હરાવ્યો હતો.

આવીજ રીતે આ નગરમાં બીજી પણ ઘણીએ ઐતિહાસિક ઘટનાઓ બની છે. ત્હેમાંની આ પણ છે:—

૧ આણંદવિમલસૂરિએ અહિં જિનબિંબોની પ્રતિષ્ઠાઓ કરાવી હતી.

૨ હેમવિજયગણિએ 'કથારત્નાકર' સં૦ ૧૬૫૭ ના અશાડ સુદિ ૧૪ ના દિવસે અહિંજ બનાવ્યો હતો.

૩ સં. ૧૭૩૩ ના જ્યેષ્ઠ વદિ ૬ ના દિવસે વિજયરત્નસૂરિને સૂરિપદ અહિંજ મળ્યું હતું.

૪ સુપ્રસિદ્ધ પેથડે અહિં એક જૈનમંદિર બનાવ્યું હતું.
(જૂઓ, ગુર્વાવલી, શ્લો. ૧૯૬.)

૫ અહિંના રહીશ દેલ્હાના પુત્ર પૂનડે, સં૦ ૧૨૮૬ માં શત્રુંજયની યાત્રા માટે સંઘ કાઢ્યો હતો.

ગયા. અને શેઠને ત્ય્હાં અનુક્રમે સાત પુત્રો ને પાંચ પુત્રીઓ મળી બાર સંતાન થયાં.

કોઇ એક વખતે ફરતા ફરતા ઉપાધ્યાય પાછા તે નગરમાં આવ્યા. અને શેઠને કહ્યું કે—'ત્હમે આપેલા વચન પ્રમાણે એક પુત્ર મ્હને આપો.' શેઠે સાતે પુત્રો બતાવી, ખુશીમાં આવે તે લઇ લેવા પ્રાર્થના કરી. ઉપાધ્યાયે **બરદરાજ** નામના પુત્રને સારા લક્ષણવંતો જોઇને લઇ લીધો. થોડો વખત પાસે રાખી, પછી ત્હેને (બરદરાજને) પાર્શ્વચંદ્રે દીક્ષા પણ આપી. આ પછી પાર્શ્વચંદ્રે 'સાધુઓના આચાર યથાયોગ્ય નથી' એમ સમજીને શુદ્ધ મહાવ્રત પાળવાનો (!) અને સંયમ વિશુદ્ધતા (!) સિદ્ધ કરવાનો પ્રયત્ન આરંભ્યો, અને તેઓ પાટણ આવ્યા.

એક વખત રંગમંડણઋષિના બે ન્હાના શિષ્યો, કે જેઓ બન્ને ભાઈઓ હતા, એમ હૃદયમાં વિચારવા લાગ્યા કે-'અહિં સાધુના ગુણો દેખાતા નથી, માટે શુદ્ધ પંથને આરાધીએ.' એમ વિચારી ગુરુની આજ્ઞા લઇને વિચરતા વિચરતા પાટણ આવ્યા. તેઓ શુદ્ધક્રિયાની ભાવના રાખતા હતા. અને એમ ધારતા હતા કે–કોઇ શુદ્ધક્રિયાવાન્ મળી જાય, તો ત્હેમની પાસે રહીએ. પાટણમાં પેસતાંજ દિવસની પાછલી છ ઘડી રહે, ત્હેમને ઉપાધ્યાય

---

આ સિવાય પ્રાચીન **તીર્થમાળાઓ**માં પણ નાગપુર (નાગોર) નું નામ એક તીર્થ તરીકે લેખાયેલું જોવામાં આવે છે, જ્હેમ–**શીલવિજયજી**એ પોતાની તીર્થમાળામાં લખ્યું છેઃ—

"નગર નાગોરિ અવ્યા જામ પાસજિણેસર ભેટ્યા તામ." ૮૪

રત્નાકરગચ્છીય **જિનતિલકે** કરેલી ચૈત્યપરિપાટીમાં પણ 'જાલઉરિ **નાગઉરિ** નઇ ઉચિ પાસ' લખી તીર્થ ગણાવ્યું છે. આવી રીતે શ્રી**કલ્યાણસાગરે** પણ પોતાની તીર્થમાળામાં આ નગરને પાર્શ્વનાથના તીર્થ તરીકે ઓળખાવ્યું છે. વળી **મેઘવિજયઉપાધ્યાયે** તો પોતાની સં. ૧૭૨૧ માં બનાવેલી અને પોતાને હાથે લખેલી તીર્થમાળામાં અહિંના પાર્શ્વનાથનું વિશેષ નામ–'**નવરંગપાર્શ્વનાથ**' પણ જણાવ્યું છે.

પાર્શ્વચંદ્ર મળ્યા. તેઓ બન્નેને ઉપાશ્રયે લઇ ગયા. ઉપાધ્યાયજીએ સર્વ સાધુઓ સમક્ષ કહ્યું કે-'આ બન્ને રત્નો છે.' આ પછી ઉપાધ્યાયની પાસે તેઓ બન્ને રહેવા ને ભણવા લાગ્યા. અહિં રહેતાં બ્રહ્મઋષિ અને બરદરાજ (ઉપાધ્યાયના શિષ્ય) ને આપસમાં બહુ સ્નેહ થયો. તેઓ બન્ને એક ઘડી પણ અલગ ન પડતા અને સાથે જ ભણતા. આ બન્નેને આગમોનો અભ્યાસ કરતાં એક વખત વિચાર થયો કે-'પ્રમાણાદિક ગ્રંથોનો અભ્યાસ કરવા આપણે દક્ષિણદેશમાં જઇએ તો ઠીક.'

આ વિચાર નક્કી કરીને ત્હેમણે ગુરૂની આજ્ઞા માગી, પણ ગુરૂએ આજ્ઞા આપી નહિં. ઉલટું ગુરૂને એમ લાગ્યું કે-રખેને એ છાનામાના ચાલ્યા જાય, માટે ત્હેમણે ત્હેમને લગાર પણ છૂટા નહિં મૂકવાની ગોઠવણ કરી. બેસતાં ઉઠતાં કે દરેક વખતે ત્હેમને પોતાની સાથેને સાથે રાખવા લાગ્યા. અહિં એક દિવસ એકલા પડવાનો જોગ મળી આવ્યો. એટલે કે બીજા સાધુઓ વહોરવા ગયા હતા. આ તકનો લાભ લઇને બરદરાજ અને બ્રહ્મર્ષિ બન્ને મિત્રો, ધનઋષિ સાથે ગોઠવણ કરીને બપોરની વખતે ચાલી નિકળ્યા. સાધુઓ વહોરીને આવ્યા, ત્હારે આ બન્ને સાધુઓને દીઠા નહિં. ગુરૂએ જાણ્યું કે-'જરૂર ચાલ્યા ગયા.' સર્વ સંઘે અટકળ કરી કે તે દક્ષિણદેશ તરફ ગયા હશે. ઉપાધ્યાયે કહ્યું કે-'ધનઋષિને અહિં રહેવા દીધો છે, તો તે બધી.વાત જાણતો હશે.' લાગ મળતાં ધનઋષિ પણ નિકળી ગયા. અને જ્યહાં સંકેત કર્યો હતો, ત્યહાં ત્રણે એકઠા થઇ ગયા. ત્રણેના મનમાં આનંદ થયો, ને તેઓ વિહાર કરીને માંડવ[1] આવ્યા. અહિંના સંઘે ત્હેમનો સારો સત્કાર કર્યો.

(૧) માંડવ. આ માંડવનો માંડવગઢ, મંડપાચલ, માંડૂ વિગેરે જુદા જુદા નામોથી ઉલ્લેખ થયેલો જોવાય છે આ માંડવ, જૈનતીર્થ તરીકેનું અને એક વખત માળવાની રાજધાનીનું મુખ્ય સ્થાન હતું.

'માંડવગઢનો રાજીઓ નામે દેવસુપાસ;'

બીજી તરફ ત્રણ શિષ્યોને ચાલ્યા ગયેલા જાણીને ઉપાધ્યાયને બહુ દિલગીરિ થઈ. ત્હેમણે શોધ કરવા માટે સાધુઓ અને શ્રાવકોને ચારે તરફ દોડાવ્યા. ત્હેમાંના શોધવા નિકળેલા સાધુઓ માંડવમાં આવીને તે ત્રણેને મળ્યા. ત્હેમણે પાછા લઈ જવા માટે બહુ આગ્રહ કર્યો; પરન્તુ ધરદરાજે ભણવા જવા માટે પોતાનો અડગ

---

આ વચન પ્રાય: તમામ ધાર્મિક જૈનોને કંઠસ્થ જોવામાં આવે છે, **માંડવગઢ** તે આજ **માંડવ** છે. અહિંની પૂર્વીય જાહોજલાલી લગભગ સુપ્રસિદ્ધ છે. કહેવાય છે કે-અહિં તમામ ધનાઢ્ય પુરૂષો વસતા હતા. અને જ્યારે કોઇ નિર્ધન માણસ અહિં નિવાસ કરવાને આવતો, ત્યારે અહિંના મહાજનો તરફથી ત્હેને એક એક **રૂપયો**, એક એક **ઇંટ** અને એક એક **વળી** આપવામાં આવતી. આથી તે આગન્તુક પણ, ગામનિવાસિઓની બરાબરનોજ લક્ષાધિપતિ ધનાઢ્ય થઇ જતો. કહેવાની મતલબ કે અહિં જ્હેમ તમામ ધનાઢ્યો વસતા હતા, તેમ જૈનોની વસ્તી પણ એટલી બધી હતી કે પ્રત્યેક ઘરથી એક એક રૂપિયો મળતાં આગન્તુક ત્હેમની જેવોજ ધનાઢ્ય થતો. મંત્રી **પેથડ, ઝાંઝણ,** જાવડ અને **સંગ્રામસિંહ** જેવા પ્રતાપી જૈનરત્નો આજ માંડવના રહીશ હતા. આ **માંડવ** ઐતિહાસિક સ્થાનોમાંનું ખાસ મુખ્યસ્થાન છે. અહિં ઐતિહાસિક ઘટનાઓ ઘણી થએલી છે, જ્હેમાંની કેટલીક આ પણ છે:—

૧ આચાર્ય **શ્રીવિજયદેવસૂરિ** બાદશાહ જહાંગીરના તેડાવાથી નેમિસાગરઉપાધ્યાય વિગેરેની સાથે આજ **માંડવગઢ**માં ગયા હતા, અને '**મવાઇમહાતપાનું**' બિરૂદ બાદશાહે અહિંજ આપ્યું હતું.

(જૂઓ નેમિસાગરનિર્વાણરાસ; જૈન રાસમાળા ભા. ૧ લામાં છપાયેલ, પૃ. ૨૫૧)

૨ આજ માંડવગઢની રહેનાર શ્રાવિકા લાખુએ પોતાના અને પોતાના પતિના શ્રેયને માટે શાન્ત્યાચાર્ય વિરચિત **પૃથ્વીચંદ્રચરિત્ર** (પ્રાકૃત) ટિપ્પન સહિતની પ્રતિ લખાવીને શ્રીરત્નસિંહસૂરિના શિષ્ય ઉદયવલ્લભસૂરિ અને જ્ઞાનસાગરસૂરિને સં. ૧૫૧૫ ના આસો સુદિ ૫ ગુરૂવારના દિવસે વહોરાવી હતી. આજ પ્રતિ, કે જ્હેનો અંતનો ભાગ, પીટર્સનના પાંચમા રીપોર્ટના પૃ૦ ૧૨૦ માં છપાયેલ છે, ત્હેમાં બાઇનો પરિચય આપતાં લખ્યું છે:—

નિશ્ચય જણાવ્યો. છેવટ નિરાશ થઇ સાધુઓ ઉપાધ્યાય પાસે પાછા આવ્યા. જ્યહારે તે ત્રણ સાધુઓએ ત્ય્હાંથી દક્ષિણમાં આગળ વિહાર કર્યો. પછી ત્હેમણે દક્ષિણમાં જઇને કોઈ વિદ્વાન્ શ્વેતામ્બરાચાર્યની પાસે અભ્યાસ પણ શરૂ કર્યો. તેઓ

---

" ॥ स्वस्ति संवत् १५१५ वर्षे आसोमासे शुक्लपक्षे पंचमीगुरौ श्रीमंडपदुर्गवास्तव्य श्रीश्रीमालीज्ञातीय साह राजा भार्या श्राविका धारू उत साहनाथा भार्या लासु तया स्वश्रेयसे भर्तुः श्रेयसे च श्रुतज्ञानाराधनाय पूर्वलेखितश्रीदशवैकालिकवृत्तिभक्तामरवृत्तिअजितशांतिस्तोत्रवृत्तिनाममाला सिंदूरप्रकरकर्मग्रंथपट्कवीतरागस्तोत्रविंशत्युपदेशरत्नकोशशीलोपदेशमालासंग्रहिणीव्याकरणसूत्रप्रभृतिबहुग्रंथसमया श्रीपृथ्वीचंद्रचरित्र प्राकृत टिप्पनकसहित लेखयित्वा वृद्धतपापक्षगच्छनायकभट्टारकश्रीरत्नसिंहसूरिशिष्यश्रीउदयवल्लभसूरिश्रीज्ञानसागरसूरिभ्यो वाचनाय प्रदत्तम् ॥

૩ અહિંના રહીશ શ્રીમાલજ્ઞાતીય સં. ચાંદાની ભાર્યા અને સં. ગુણરાજની પુત્રી **હાલીએ**, સં૦ ૧૫૧૧ ના માઘસુદિ ૧૩ ના દિવસે ખરતરગચ્છીય વાચનાચાર્ય **શ્રીમહિરાજગણિ** પાસે ત્હેના શિષ્ય **દયાસાગરગણિને** વાંચવા માટે **આવશ્યકની 'શિષ્યહિતા' ટીકા** લખાવી હતી.

( આ પ્રતિ ડક્કનકૉલેજ, પૂનામાં છે )

૪ અહિંના સંઘવી **પેથડદેવે** ઘણા દ્રવ્યવ્યયપૂર્વક સાત **સરસ્વતી ભાણ્ડાગાર** ( પુસ્તક ભંડાર ) કરાવ્યા હતા, જ્હેમાંનો એક ભંડાર ખાસ માંડવગઢમાં જ કરાવ્યો હતો. આ હકીકત '**ઉપદેશતરંગિણી**' ના પૃ૦ ૧૩૯ માં આ પ્રમાણે લખી છેઃ—

" प्रतिप्रश्नमुक्तहाटक२६सहस्रादिबहुद्रव्यव्ययेन समभागमादिसर्वशास्त्रासत्यपुस्तकलेखनतत्पट्टकूलवेष्टनकपट्टसूत्रोत्तरिकाकाञ्चनवार्तिकाचारवः सप्त सरस्वतीभाण्डागारा भृगुकच्छसुरगिरिमण्डपदुर्गार्बुदाचलादिस्थानेषु विभराम्बभूविरे. "

૫ અહિંના રહીશ **પૃથ્વીધરે** ( પેથડ ) આચાર્ય શ્રીધર્મઘોષસૂરિને મ્હોટા ઉત્સવપૂર્વક પોતાના નગરમાં પધરાવ્યા હતા, એટલુંજ નહિં પરન્તુ પૃથ્વીધરે જહે જહે તીર્થસ્થાનોમાં જિનમંદિરો બનાવ્યાનાં નામો ગણાવ્યાં છે, ત્હેમાં **માંડવગઢનું** નામ પણ જોવામાં છેઃ—

હમેશાં સ્હવારમાં પાંચસો શ્લોકોનો પાઠ લેતા અને સ્હાંઝે મોઢે કરી લેતા. જ્યહારે રાત્રીના સમયે ચંદ્રના અજવાળે બેસી તે શ્લોકોને પુસ્તકરૂપે પણ લખી લેતા.

એ પ્રમાણે ત્રણ વર્ષ આચાર્ય પાસે રહીને ત્હેમણે વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો. હવે ત્હેમણે પાછા વળવાનો વિચાર કર્યો, અને ગુજરાતમાં આવવા માટે આચાર્યની આજ્ઞા માગી. આચાર્યે ખુશી થઇને રજા પણ આપી. એટલુંજ નહિં પરન્તુ, ત્હેમને વળા-

---

" कोटाकोटिरिति प्रसिद्धमहिमा शान्तेश्च शत्रुञ्जये
श्रीपृथ्वीधरसंज्ञया सुरगिरौ श्रीमण्डपाद्रौ तथा ।
प्रासादा बहवः परेऽपि नगरग्रामादिषु प्रोन्नता
भ्राजन्ते भुवि तस्य मुक्तिवलभीनिःश्रेणिदण्डा इव ॥ १८५ ॥
( મુનિસુંદરસૂરિવિરચિત ગુર્વાવલી, પૃ. ૧૮ )

અર્થાત્—સિદ્ધાચલની અંદર '**કોટાકોટી**' એ પ્રમાણેની પ્રસિદ્ધિવાળું શાન્તિનાથનું મંદિર, સુરગિરિ (દેવગિરિ) અને **મંડપાચલ** (માંડવગઢમાં) માં '**પૃથ્વીધર**' સંજ્ઞાવાળુ અને તે પ્રમાણે બીજાં પણ ગામો અને નગરોમાં પૃથ્વીધરે બનાવેલાં મંદિરો, મુક્તિમહેલની નિસરણીના દંડોની માફક શોભે છે.

કહેવાની મતલબ કે, **માંડવગઢ**માં પણ પૃથ્વીધરે મંદિર બનાવ્યુ હતું.

૬ જહે વખતે **બાદરે**, ચિત્રકૂટ (ચિત્તોડ) ને સર કર્યું, તે વખતે પૃથ્વીપતિ રત્નસિંહે **હૂમાયુ**ને પ્રાર્થના કરી કે, 'આપ, બાદરને બાંધી લાવી મ્હારા કરતલમાં આપો. કેમકે આપ સમર્થ છો.' આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને હૂમાયુંએ દીલ્લીથી ઘણા સૈન્ય સાથે બાદરને પકડવા ગુજરાત તરફ પ્રયાણ કર્યું હતું, જ્હારે હૂમાયું ચિત્રકૂટની નજીકમાં આવ્યો, ત્હારે **બાદર**, ત્હાંથી નાશીને અતિ ગહન એવી માલવ ( માળવા ) ભૂમિમાં આવ્યો હતો. અને ત્હેણે આજ **મંડપાચલ**નો કિલ્લો સજ્જ કર્યો હતો.

( જૂઓ, જગદ્ગુરૂકાવ્ય. પૃ. ૯—૧૦ )

૭ આંજ મંડપાચલના રહેવાસી પોરવાળ સંઘવી **સૂરા** અને **વીરા**એ સુધાનંદનસૂરિ સાથે શ્રીસિદ્ધાચલાદિ તીર્થોનો સંઘ કાઢ્યો હતો. અને સંઘવી **વેલા**એ સુમતિસુંદરસૂરિના ઉપદેશથી તીર્થયાત્રા નિમિત્તે સંઘ કાઢ્યો હતો.

વવા માટે પોતાના સર્વ સમુદાયને સાથે લઇને દક્ષિણના વિજયનગર સુધી આવ્યા. અહિં નગરમાં પેસતાંજ ત્હેમને દિગમ્બર પંડિતો સ્હામા મળ્યા. અને ત્હેમણે વાદ કરવાની ઈચ્છાં પણ બતાવી. છેવટે રામરાજાના દરબારમાં વાદ કરવાનું નક્કી થયું. બરદરાજ અને બ્રહ્મર્ષિએ વાદમાં સ્હામાં થવાનું પણ માથે લીધું. બરદરાજ અને બ્રહ્મર્ષિએ રાજાને કહ્યું કે–" પહેલાં એક પરીક્ષા કરો. બત્રીસ વાટકી મંગાવો, અને ત્હેના ઉપર ત્હમારી ખુશીમાં આવે એટલા આંકા કરો. અમે દૂર રહીને ત્હેના સ્વર ઉપરથી આંકાની સંખ્યા કહી બતાવીએ." રાજાએ તે પ્રમાણે કર્યું. પછી દિગમ્બર પંડિતોને કહ્યું કે–" આ મ્હોટા પંડિતોને વદને સરસ્વતી વસે છે. ત્હમારૂં ત્હેમની સ્હામે કંઇ ચાલી શકશે નહિં." આ પછી, રાજાએ વિજયી શ્વેતામ્બરોનો બહુ આદર કર્યો. જો કે રાજા તો પોતે દિગમ્બર આચારને પાળતો હતો.

---

અને અહિંનાજ શ્રીશ્રીમાલી મેઘજી, કે જ્હેનું બીજું નામ 'મારૂમલિક' હતું અને જ્હે માલવાધિપતિનો મિત્ર હતો, ત્હેણે મંડપાદિની સમસ્ત જાતિયોમાં દશ દશ શેર સુંદર લાડુની લ્હાણી અને એવાં કેટલાંએ શુભ કાર્યો કર્યાં હતાં.

( જૂઓ, ગુરૂગુણરત્નાકર કાવ્ય. પૃ. ૩૪, ૪૬, ૪૮ )

૮ અહિંના રહીશ મથુરીયા ગોત્રીય, શ્રીમાલજ્ઞાતીય શાહ, લાહા, ત્હેના પુત્ર સોમદત્ત અને માધલપુરા ગોત્રીય સા. ધાનાએ, સુલતાન ગ્યાસુદ્દીનના સમયમાં, સંવત્ ૧૫૫૫ની સાલમાં, બૃહત્ખરતરગચ્છીય વાચનાચાર્ય શ્રીસોમધ્વજગણિ, વા૦ ભાવરાજગણિ વા૦ ક્ષેમરાજગણિના શિષ્ય શિવસુંદરગણિને શ્રીઉત્તરાધ્યયન સૂત્રની પ્રતિ વ્હોરાવી હતી. ( આ પ્રતિ ભાવનગરમાં, પૂજ્યપાદ શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજશ્રીના પુસ્તક ભંડારમાં છે. )

૯ અહિંના રહીશ સુપ્રસિદ્ધ શ્રેષ્ઠિ જાવડના પુત્ર હીરજીની પ્રાર્થનાથી શ્રીનયકુંજર ઉપાધ્યાયે ' પ્રવચનવિચારસાર ' નામનું પુસ્તક બનાવ્યું હતું. (આની એક પ્રતિ ભાવનગરની શ્રીઆત્માનંદ સભા હસ્તક રહેલ, મુનિરાજ શ્રીભક્તિવિજયજીના પુસ્તક–ભંડારમાં છે. )

૧૦ વળી તેજ હીરજી અને ભાઇ લાલા (લીલા) વિગેરે પરિવારયુક્ત જા-

વળી રાજા તે શ્વેતામ્બર સાધુઓને માણેક-મોતીનાં થાળ ભરીને આપવા લાગ્યો, પરન્તુ મુનિઓએ કહ્યું:-' અમ્હારે તે કામના નથી.' રાજાએ કહ્યું-' જો એ ધન આપને ન ખપતું હોય, તો આપને જહે ખપે એવું હોય તે માગો.' ખરદરાજે કહ્યું-" જહે ગુરૂએ અમને ભણાવ્યા છે, તે ગુરૂએ મ્હને સૂરિમંત્ર પણ આપ્યો છે."

---

વડની પ્રાર્થનાથી કવિચક્રવર્તી શ્રીસર્વવિજયગણીએ આનંદસુંદર નામનું કાવ્ય બનાવ્યું હતું. આ આનંદસુંદર કાવ્યની અંતમાં આપેલી પ્રશસ્તિમાં એ પણ જણાવ્યું છે કે-જ્યારે **શ્રીલક્ષ્મીસાગરસૂરિ** *મંડપાચલમાં* પધાર્યા, તે વખતે જાવડના પિતા **રાજમલ્લે** આચાર્યશ્રીનો મહાન્ પ્રવેશોત્સવ કર્યો હતો, જ્હેમાં સાઠ હજાર ટંકાનો વ્યય કર્યો હતો:—

" टकाणाममुतं रसेन गुणितं स्पष्टं वितीर्य स्फुर-
तेजोराशिरुदात्तकीर्त्तिकलितः पात्रं पवित्रं श्रियां ।
लक्ष्मीसागरसूरिराजसुगुरोर्यः कारयामासिवान्
नानातोयरवं कलावभिनवं प्रौढप्रवेशोत्सवम् " ॥ १२ ॥

વળી તેજ **જાવડે**, તપાગણપતિ શ્રીસુમતિસાધુસૂરિના ઉપદેશથી, સુવર્ણની, રૂપાની અને પિત્તલની પ્રતિમાઓની પ્રતિષ્ઠા નિમિત્તે એક અભિનવ ઉત્સવ કર્યો હતો. એ પણ ઉપરની પ્રશસ્તિમાં જણાવ્યું છે. ઉપરની હકીકતોનું વિસ્તારથી વર્ણન **વિબુધવિમલે** પોતાની બનાવેલી ગુર્વાવલીમાં પણ કર્યું છે. આજ જાવડે, પોતાની ચાર સ્ત્રીયો અને પુત્ર હીરા વિગેરે કુટુંબ સાથે કરાવેલી અને **શ્રીસુમતિસાધુ** સૂરિએ સં. ૧૫૪૭ ના માઘ વદિ ૧૩ રવિવારે કરેલી પ્રતિષ્ઠાવાળી એક ધાતુની પંચતીર્થી **વીજાપુર** (ગુજરાત) ના શ્રીચિંતામણિપાર્શ્વનાથના દેરાસરમાં છે.

૧૧ આજ મંડપાચલમાં સં. ૧૫૨૫ ના વૈશાખ સુદિ ૫ ના દિવસે ખરતરગચ્છીય વાચનાચાર્ય **રત્નમૂર્ત્તિગણિ** શિષ્ય વા૦ **મેરૂસુંદરગણિએ** સંઘની પ્રાર્થનાથી **શ્રીષડાવશ્યક વાર્તા-બાલાવબોધ**, **તરૂણપ્રભાચાર્ય**ના બાલાવબોધને અનુસારે કર્યો હતો.

૧૨ અહિંના રહીશ પ્રાગ્વાટજ્ઞાતીય સં૦ દેલ્હા ભાર્યા સોનાના પુત્ર **શ્રીપતિએ**, **શ્રીસોમસુંદરસૂરિ**ના શિષ્ય **શ્રીજયચંદ્રસૂરિ**ના ઉપદેશથી પ્રવચનસારોદ્ધારની પ્રતિ લખાવી હતી, અને સં. ૧૫૫૨ ની સાલમાં પં. સિ-

રાજા હેમના મનોભિપ્રાયને સમજી ગયો. અને મ્હોટો ઉત્સવ આરંભી, 'વિજયનગરમાં દિગંબરો સામે વિજય પામ્યા', તેથી બરદરાજને **વિજયદેવસૂરિ** એ નામ આપી આચાર્યપદવી આપી. તે પછી હેમણે વિહાર કરવા માંડ્યો. રસ્તામાં ન્હાના મ્હોટા અનેક વાદીઓનાં માન ખંડન કરતા તેઓ આગળ વધવા લાગ્યા. રસ્તે આવતાં વળી એક નગરમાં દિગંબર સાથે કમલનો વાદ કરીને હેને પણ હરાવ્યો. એ પ્રમાણે સર્વત્ર કીર્તિને વિસ્તારતા તેઓ **જોધપુર** પાસે આવ્યા. આ વખતે ઉપાધ્યાય **પાર્શ્વચંદ્ર** જોધપુરમાં હતા. તેઓને ખબર પડી કે મ્હારો શિષ્ય મ્હોટી વિદ્વત્તા અને આચાર્યની પદવી મેળવીને આવે છે. ઉપાધ્યાય પોતાનો સર્વ પરિવાર લઇને

---

ક્ષાંતસુંદરગણિએ શિષ્યોને ભણવા માટે ભેટ આપી હતી. ( આ પ્રતિ હાલ ઉદેપુરના ગોડીજીના ભંડારમાં છે )

૧૩ શ્રીમલધારગચ્છના **શ્રી લક્ષ્મીસાગરસૂરિના** શિષ્ય **ગનિનિ (?) નિધાન**, હેમના શિષ્ય **હીરાણંદે** સં. ૧૫૬૫ શાકે ૧૪૩૦ વર્ષે ભાદ્રપદ સુદિ ૭ ને ગુરૂવારે આજ **મંડપદુર્ગમાં** ' **વિદ્યાવિલાસપવાડો** ' લખ્યો હતો. ( આ પ્રતિ પૂના, ડક્કન કૉલેજ લાયબ્રેરીમાં છે. )

૧૪ સં. ૧૫૨૮ ના કાર્તિક માસમાં અહિંના (મંડપાચલના) જ્ઞાનભંડારમાં સંઘવી **માંડણે** ' **વસુદેવ હિંડી** ' ની પ્રતિ લખાવીને મૂકી હતી, કે જહે પ્રતિ હાલ **લીંબડીના** ભંડારમાં છે. સંઘવી **માંડણનો** પરિચય પ્રતિની અંતમાં આ પ્રમાણે આપ્યો છેઃ—

" सवत् १५२८ वर्षे कार्तिकमासे । श्रीमडपदुर्गचित्कोशे । श्रीखरतरगच्छे श्रीजिनभद्रसूरि पट्टपूर्वाचलालकरणतरुणतरतरणिसादृश्रीजिनचद्रसूरिविजयराज्ये वाचनाचार्यचक्रचूडामणिश्रीपद्ममूर्त्तिगणि शिष्य वा० मेरुसुदरगणीना साद्यात् श्रीमालज्ञातीय ठक्कुर गोने सं० जयता भार्या हमीसुतेन श्रीजिनप्रासाद--प्रतिमा--आचार्यादिपदप्रतिष्ठाश्रीतीर्थयात्रासनागाराद्यगम्यपुण्यपरपराप्रविश्रीक्रियमाणस्वजन्मना निजभुजार्जितशुद्धद्रव्यव्यूहव्यलेखितसकलसिद्धांतेन सुश्रावक स० **मांडणेन** भार्या लीलादे पुत्र सा० धीमाकरणादिसकलकुटुबपरिवारवृतेन श्रीवसुदेवहिंडिद्वितीयखड लिखित । स्वपरोपकाराय ॥

એ પહેલાંજ કહેવામાં આવ્યું છે કે—**માંડવગઢ**, એ જૈન તીર્થ તરીકે સુપ્ર-

સ્હામે વંદન કરવા આવ્યા. શ્રીવિજયદેવસૂરિ અને બ્રહ્મર્ષિએ વિચાર કરીને ઉપાધ્યાયને સૂરિમંત્ર આપ્યો. તે પછી ત્હેમને ( ઉપાધ્યાયને ) વંદણા કરી. એ પ્રમાણે ચતુર્વિધ સંઘ સમક્ષ પાર્શ્વચંદ્રને આચાર્યપદવી મળ્યા પછી પાર્શ્વચંદ્ર 'સૂરિ'[1] થયા.

હવે **વિજયદેવસૂરિ, બ્રહ્મર્ષિ, ધનઋષિ, સાગરજી, અમરી** સાધ્વી અને વરવાઇ સાધ્વી એ બધાંઓએ વિહાર કરવા માંડ્યો. તે એઓનો એ નિશ્ચય હતો કે–"ઉત્તમ યતિ તેજ કે–જહે શુદ્ધ મનથી ખરો સંયમ પાળે." તેઓએ ઠેકાણે ઠેકાણે નવા શ્રાવકો કરી ત્હેમને ઉપદેશ આપી દેશ–દેશાવરમાં પ્રસિદ્ધિ મેળવી.

એક વખત બ્રહ્મર્ષિએ વિચાર્યું કે–'સર્વ આગમોની ટીકા થઇ છે, પરન્તુ જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિની ટીકા થઇ નથી.' આથી તે ટીકા

---

સિદ્ધ હતું, ત્હેની ખાતરીમાં પ્રાચીન તીર્થમાળાઓમાં માંડવગઢનું નામ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે, જહેમકે, **શીલવિજયજી**એ પોતાની ચારે દિશાની તીર્થમાળામાં, **સૌભાગ્યવિજયજી**એ પોતાની તીર્થમાળામાં અને **શ્રીમેઘવિજયજી**એ પોતાની તીર્થમાળામાં, એમ જુદા જુદા કવિઓએ જુદા જુદા સમયમાં બનાવેલી પોતપોતાની તીર્થમાળાઓમાં **માંડવગઢ**નું નામ ગણાવ્યું છે. અત્યારે પણ આ **માંડવગઢ** ( માળવા ) તીર્થ તરીકેજ સુપ્રસિદ્ધ છે.

(૧) આ ઉપરથી ચોક્કસ જોવાય છે કે–પાર્શ્વચંદ્રને સૂરિમંત્ર ત્હેમના શિષ્ય વિજયદેવસૂરિએ આપ્યો હતો, અને તેથીજ તે સૂરિ થયા હતા. અર્થાત્ પાર્શ્વચંદ્રને સૂરિપદ આપનાર ત્હેમના શિષ્ય વિજયદેવસૂરિજ છે. જ્યારે અહમદાવાદ, શામળાની પોળના મગનદાસ લલ્લુભાઇએ બહાર પાડેલ 'પાર્શ્વચંદ્રના જીવન ચરિત્રમાં પાર્શ્વચંદ્રને 'સૂરિ' પદ આપનાર તરીકે ત્હેમના ગુરૂ 'સાધુરત્ન' નું નામ આપ્યું છે; ત્હાં વિજયદેવસૂરિનું નામોનિશાન પણ નથી. આ સિવાય જયચંદ્રગણિએ બનાવેલા '**રસરત્ન રાસ**' ની અંદર તો પાર્શ્વચંદ્રની ઉપાધ્યાય પદવી પછી એકદમ '**ભટ્ટારક પદવી**' આપ્યાનું જણાવ્યું છે. **આચાર્ય** પદવી ક્યારે મળી, તે સંબંધી કંઇ પણ ઉલ્લેખ કરેલો નથી. (જૂઓ, **ઐતિહાસિક રાસ સંગ્રહ** ભા ૧ લો. પૃ. ૨૩) આ પ્રમાણે વિરૂદ્ધ પડતી હકીકતો ખાસ વિચારવા જેવી છે.

પોતે કરી. અને ( કવિ કહે છે કે મ્હેં એમ પણ સાંભળ્યું છે કે ) દશાશ્રુતસ્કંધની વૃત્તિ અને પખ્ખીસૂત્રની ટીકા પણ કરી છે. તેમજ બીજાં પણ ઘણાં શાસ્ત્રો કર્યાં. આ સિવાય કેટલાંક ઉત્તમ કાવ્યો પણ બનાવ્યાં છે. [1]

એક વખત બ્રહ્મર્ષિએ આચાર્ય વિજયદેવસૂરિને કહ્યું કે-"આ સદ્દહણા તો તદ્દન નવી છે, આગમમાં તો એ પ્રમાણે કહ્યું નથી. માટે આપણે સૂત્ર પ્રમાણે શુદ્ધ પરંપરા કરીને સુધર્મગચ્છ સ્થાપન કરીએ. ચૌદશની પાખી કરવાનું, ઉદયાત તિથિનો પરિહાર કરવાનું અને પાખી અને ચોમાસુ જુદુ કરવાનું એ કંઈ સુત્રમાં કહ્યું નથી. વળી વર્ષમાં ત્રણ પૂનમને માનીને નવ પૂનમનો નિષેધ કરવામાં આવે છે અને અગિયાર અમાવાસ્યાનો નિષેધ કરવામાં આવે છે. તે પણ ઠીક નથી; તેમ વર્ષનાં અઠ્ઠાવીસ પ્રતિક્રમણ કરે છે, અને તે ઉપરાન્ત શ્રુતદેવીનો કાઉસગ્ગ કરતા નથી. એવા એવા બધા ભેદોનું નિરાકરણ કરીને શુદ્ધ સુધર્મગચ્છની સ્થાપના કરવી જોઈએ."

વિજયદેવસૂરિએ કહ્યું કે-"ત્હમે કહો છો, તે ખરૂં છે, અવસર જોઇને આપણે સૂત્રનો માર્ગ ગ્રહણ કરીશું."

આ પ્રમાણે વિચાર થયા પછી દેશ-પરદેશમાં વિહાર કરતાં તેઓ ખંભાતમાં આવ્યા. અહિં વિજયદેવસૂરિને મ્હોટો રોગ થયો. અને પોતાનું આયુષ્ય ટૂંકું છે, એમ જાણી ત્હેમણે બ્રહ્મર્ષિને સૂરિમંત્ર આપી ત્હેમનું **વિનયદેવસૂરિ** એવું નામ સ્થાપ્યું, તે પછી વિજયદેવસૂરિ અણસણ કરીને સુરપદ પામ્યા.

---

(૧) અઢારપાપસ્થાનકની સજ્ઝાય, ઉત્તરાધ્યયનનો ભાસ, અંતકાલ આરાધના, અર્હંનકસાધુ ગીત અને મૃગાપુત્ર ચરિત્ર-પ્રબંધ, અષ્ટકર્મ વિચાર, ચંદ્રપ્રભસ્વામિધવલ, અજાપુત્ર રાસ, સંભવનાથ સ્તવન ( ૭ કડી ), સુધર્મગચ્છપરીક્ષા ચોપાઇ, ચતુર્વિંશતિ જિનસ્તવન, પ્રતિમાસ્થાપન પ્રબંધ, સુમતિનાગિલનો રાસ, સૈદ્ધાન્તિક વિચાર, સઉપર્વી વ્યાખ્યા, સ્તવનો, સજ્ઝાયો, કુલકો અને પ્રાસંગિક કાવ્યો વિગેરે. બ્રહ્મઋષિ અને વિનયદેવસૂરિ એકજ છે.

હવે વિનયદેવસૂરિ સર્વ પરિવારને સાથે લઈ વિહાર કરતા કરતા પાટણ આવ્યા. અને ત્ય્હાં ચોમાસું કર્યું. પાર્શ્વચંદ્રનું ચોમાસું આ વખતે અમદાવાદમાં હતું. આ સાલમાં અશાડ શુદિ ૧૩ એક ઘડી હતી, અને ચૌદશનો બીજા દિવસે ક્ષય હતો; તેમ પૂનમ સાઠે ઘડી હતી, ત્હેમાં અડધી ઘડી ઉદય તિથિમાં હતી. વિનયદેવસૂરિએ વિચાર્યું કે હવે શું કરવું ? ત્હેમણે પાર્શ્વચંદ્ર ઉપર પત્ર લખી પૂછાવ્યું કે–' આ સાલમાં આ પ્રમાણે બન્યું છે, તો આપણે કેમ કરવું ?' પાર્શ્વચંદ્રે ઉત્તર આપ્યો કે–" તેરસની પાખી કરજ્યો, વચલો દિવસ છોડી દેજ્યો અને ઉદયાત પૂનમના દિવસથી ચોમાસું કરજ્યો." જોકે પાર્શ્વચંદ્રના લખવા પ્રમાણે કર્યું તો ખરૂં, પરન્તુ ત્હેમના મનમાંથી ખટકો દૂર ન થયો. ચોમાસુ પૂરૂ થતાં તેઓ અમદાવાદ આવ્યા. પાર્શ્વચંદ્રને વંદણા કરી, ને પછી પૂછ્યું કે — " આપે લખ્યું હતું, તે પ્રમાણેની સદ્દહણા કયા સૂત્રમાં કહી છે ?" પાર્શ્વચંદ્રે કંઇ સીધો જવાબ ન આપ્યો. આથી ઉલટો ત્હેમના મનનો સંશય પુષ્ટ થયો. તે પછી વિહાર કરીને તેઓ બરહાનપુર[1] આવ્યા. અહિં ત્હેમણે સૂત્ર પ્રમાણે વર્તવાનો અને સુધર્મગચ્છની સમાચારી સ્થાપવાનો નિશ્ચય કર્યો. અહિના કડુઆ મતીના શ્રાવકો આ સદ્દહણાને આદરવા માટે તૈયાર થયા. તેથી ત્હેમણે સં. ૧૬૦૨ ના વૈશાખ શુદિ ૩ ( અક્ષય તૃતીયા ) ને સોમવારના દિવસથી પોતાનો જુદો ગચ્છ સ્થાપન કર્યો. કેટલાક દિવસ અહિં રહીને પછી પોતે અમદાવાદ ગયા. અમદાવાદમાં પોતે એક નિર્દોષ ઠેકાણે ઉતર્યા અને ઘણા શ્રાવક–શ્રાવિકાઓને સમઝાવ્યાં. અહિંથી

---

(૧) બરહાનપુર, એ દક્ષિણમાંનું એક નગર છે. અહિં પહેલાં સાધુઓનો વિહાર ઘણો હતો. આચાર્યશ્રીવિજયદેવસૂરિએ અહિં બે ચોમાસાં કર્યાં હતાં.

પં. સિદ્ધિવિજયના શિષ્ય પં. સૂરવિજયજીએ સં. ૧૭૩૨ ની સાલમાં 'રત્નપાલ રાસ' ની રચના અહિંજ કરી હતી. કવિએ સ્થાનનો પરિચય આપતાં કહ્યું છેઃ—

વિહાર કરીને પછી ખંભાત આવ્યા; અહિં **ખીમો** વ્યવહારીઓ મ્હોટા અધિકારને ભોગવતો હતો શ્રીપૂજ્ય ખીમાને ત્હાં પધાર્યા. ત્હેણે બહુ આદરપૂર્વક પોતાના ઘરના ત્રીજા માળ ઉપર ઉતારો આપ્યો. ગુરૂના ઉપદેશ પ્રમાણે ખીમો ત્હેમની સદ્દહણાને અનુસરવા તૈયાર થયો. ત્હેણે ખંભાતના સર્વ શ્રાવકો, નગરમાં હતા તે ગચ્છ પતિઓ, ઉપાધ્યાયો અને બીજા સર્વને ભેગા કરીને કહ્યું કે–" હું, સુધર્મગચ્છનો અનુયાયી થાઉં છું. જ્હેને કંઇપણ સંદેહ હોય, તે જાહેર કરો, એટલે ત્હેનો ખુલાસો થઇ જાય. " સમસ્ત સાધુઓએ

---

" શ્રીબરહાણુપુર નગર મઝારઈ પીડમાં રહી ચુમાસ:
શ્રીમનમોહન ત્રીપ્રસાદેંરચ્યો એ મેં રાસ રે. " ભ. ૮
( આ પ્રતિ, ઉદેપુરના ગોડીજીના ભંડારમા છે.)

મહામહોપાધ્યાય શ્રીરત્નસાગરગણિના શિષ્ય ઇંદ્રસાગરગણિ અને લલિતસાગરે, સં. ૧૭૫૦ ના ભાદરવા વદિ ૧૩ ના દિવસે, અહિંના ઓસવાલ જ્ઞાતીય શાહ **પ્રતાપસી**, શા. સભાચંદ અને શા. ગલાલચંદને વાંચવા માટે **પંચાખ્યાન**ની પ્રતિ અહિંજ લખી હતી

( આ પ્રતિ, ઉદેપુરના યતિ વિવેકવિજયજીના ભંડારમાં છે. )

પં. સુમતિવિજયગણિ શિષ્યમુખ્ય મુનિ **રામવિજયે** પોતાને વાંચવા માટે, **શોભનસ્તુતિ** ( સિદ્ધિચંદ્રગણિ કૃત ટીકા સહિત ) ની પ્રતિ સં. ૧૭૫૮ ના ફાલ્ગુણ વદિ ૨ ના દિવસે અહિંજ લખી હતી.

( આ પ્રતિ, પૂના ડકકન કૉલેજ, લાયબ્રેરીમાં છે. )

શ્રીમુનિવિજય ઉપાધ્યાયના શિષ્ય **શ્રીદર્શનવિજયજીએ** અહિંઆંજ શ્રીમનમોહનપાર્શ્વનાથના પ્રસાદથી '**શ્રીવિજયતિલકસૂરિ રાસ**' બનાવ્યો હતો. કવિએ આ રાસ બે અધિકારમાં પૂરો કર્યો છે. બન્ને અધિકારોને પૂરા કર્યાના સંવતો જુદા જુદા છે. એટલે પહેલા અધિકારનો સંવત આ છેઃ—

" સસિ રસ મુનિ નિધિ વરસિં રચીઓ
રાસ ભલો સુખકારી જી. ૧૬૭૩
માગસિર વદિ અષ્ટમી રવિ હસ્તિ
સિદ્ધિયોગ અતિ થામ જી. "
( સં૦ ૧૬૭૯ ના માગશર વદિ ૮ રવિવાર )

કહ્યું–'મ્હેમે કહો છો, તેજ સદ્દહણા શુદ્ધ અને જિનભાષિત છે.'[1] આ વખતે ઘણાલોકોએ તે સદ્દહણા કબૂલ રાખી. એ પ્રમાણે ખંભાતમાં ઘણા શ્રાવકોનો અનુરાગ વધ્યો અને અનેક ઉત્સવો પણ થયા.

ખંભાતથી વિહાર કરતાં કરતાં પાટણ આવ્યા. પાટણમાં પણ ઘણા લોકોને સમજાવ્યા. માણેકચંદ્ર મુનિ કહે છે કે–' ગુરૂનું જયવંતુ નામ દેશપરદેશોમાં પ્રસિદ્ધિને પામ્યું.'

આ વખતે **વિજયગચ્છના ક્ષમાસાગરસૂરિ**, કે જ્હેમની સદ્દહણા ઘણા દેશોમાં હતી. અને ઘણા ભવ્યજનો જ્હેમની આજ્ઞા માનતા હતા, ત્હેમણે સાંભળ્યું કે-વિનયદેવસૂરિએ સૂત્ર સિદ્ધાન્તથી સમાચારી ફેરવી છે. આથી તેઓ પોતાના પરિવાર સાથે અમદાવાદ આવ્યા. આ વખતે વિનયદેવસૂરિ પાટણ હતા. તેથી ક્ષમાસાગરસૂરિ વિમલાચલની યાત્રાએ ગયા, ત્યહાં કેટલાક દિવસ

---

જ્યહારે બીજા અધિકારનો સંવત્ આ છેઃ—

" સંવત સસિ રસ નિધિ મુનિ વરસિં
પોસ સુદિ રવિકર યોગિંજી;
રાસ રચિઓ એ આદર કરીનઇ
શાસ્ત્રતણઇ ઉપયોગિંજી. ૨૧૬
( સં. ૧૬૯૭ ના પોસ સુદિ રવિવાર )

આ રાસની પ્રતિ પણ કર્ત્તા પં. દર્શનવિજયજીએ પોતે પોતાને હાથે **બુરાનપુરમાંજ** લખી છે. એમ પ્રતિ ઉપરથી માલૂમ પડે છે.

પ્રસ્તુત રાસ (શ્રીવિનયદેવસૂરિ રાસ) પણ **મનજીઋષિએ** આ **બરહાનપુરમાંજ** સં. ૧૬૪૬ ના પોસ સુદિ ૭ ને મગળવારે રચ્યો છે.

( ૧ ) આ વખતે ખંભાતમાં કયા કયા ગચ્છપતિઓ, કયા કયા ઉપાધ્યાયો અને કયા કયા સાધુઓ હતા ? તે કવિએ જણાવ્યું હત, તો વધારે ચોખવટ થવાનો સંભવ હતો. બીજા ગચ્છના આચાર્યો અને ઉપાધ્યાયો વિગેરે, વિનયદેવસૂરિએ સ્થાપન કરેલા નવા ગચ્છની પરંપરાને માટે એકાએક એમ કહી દે કે–' તેજ સદ્દહણા શુદ્ધ અને જિનભાષિત છે ' એ વાત કોઇપણ બુદ્ધિમાન્ સ્વીકાર કરી શકે ખરો ?

રહ્યા, ને પછી ખંભાત આવવા નિકળ્યા. એક દિવસ અહિંના (ખંભાતના) હંસરાજ દોસી સૂતા હતા. ત્હાં ત્હેમણે સ્વપ્નમાં ખીમાશાહના ઘરના ત્રીજે માળે ચંદ્ર જોયો. આ વાત સ્હવારમાં ત્હેમણે જાહેર કરી. એટલામાં ત્હેમને ખબર મળી કે–' પ્રખ્યાત ગચ્છનાયક પધારે છે.' ક્ષમાસાગરસૂરિને આવતા જાણીને આખો સંઘ મ્હોટી ધૂમધામથી ત્હેમની સ્હામે ગયો. ગુરૂએ ખીમા શાહના ઘરના ત્રીજા માળે મુકામ કર્યો. તે પછી વિનયદેવસૂરિને ખબર મળી, એટલે તેઓ પાટણથી અમદાવાદ આવ્યા. અને ખંભાતથી ક્ષમાસાગર પણ વિહાર કરીને અમદાવાદ પધાર્યા. અમદાવાદમાં બન્ને ગચ્છનાયકો ભેગા થયા. આથી લોકોને ઘણોજ આનંદ થયો, આપસમાં મળતા બન્ને આચાર્યોનો પ્રેમ વધવા લાગ્યો; વળી ક્ષમાસાગરને જહે સંદેહ હતો, તે પણ વિનયદેવસૂરિએ દૂર કર્યો.

એક વખત વિનયદેવસૂરિએ કહ્યું–કે ' આપણે બન્ને એક થઇ જઇએ, તો દૂધમાં સાકર ભળ્યા જેવું થાય.' ક્ષમાસાગરે કહ્યું:– ' મ્હારો પણ એજ નિશ્ચય છે. હું મ્હારા દેશમાં સંઘને સમજાવાની ખાતર જાઉં છું.' એ પ્રમાણે વચન આપીને હર્ષથી બન્ને છૂટા પડ્યા. વિનયદેવસૂરિ વિહાર કરતા કરતા પાટણ વિગેરે શહેરોમાં થઇપરિવાર સાથે વિચરતા વિચરતા અમદાવાદ આવ્યા. અમદાવાદનો સંઘ બહુ ખુશી થયો અને મ્હોટું સામૈયું કરીને ત્હેમને શહેરમાં પધરાવ્યા.

અમદાવાદના શ્રીશ્રીમાલી વંશના માંગાભાઇના પુત્ર ટોકર શાહે વિચાર કર્યો કે–' હવે ગુરૂને સૂરિમંત્ર આપવાનો પદમહોત્સવ કરીએ.' ત્હેમણે કંકોત્રીઓ લખીને ગામે ગામના સંઘોને તેડાવ્યા. ખંભાત અને પાટણના સંઘોને તો ઘણોજ આનંદ થયો. તેઓ પણ અમદાવાદ આવ્યા. ઘણાં સ્ત્રી પુરૂષો એકઠાં થયાં. સાધર્મિવાત્સલ્ય થયાં. અનેક પ્રભાવનાઓ થઇ અને શુભ લગ્ને સંઘ સમક્ષ ગુરૂને પદ પ્રદાનની ક્રિયાપૂર્વક સૂરિમંત્ર આપી, વિનયદેવસૂરિ નામ આપ્યું. ત્હેમને ચતુર્વિધ સંઘે વંદણા કરી. આવેલાં લોકોને

પહેરામણી આપી. ગંધર્વો ગાયનો ગાવા લાગ્યા, અને આખા સંઘમાં આનંદોત્સવ થઇ રહ્યો. ઉત્સવ પૂરો થયા પછી બહારથી આવેલો સમુદાય એક પછી એક વિદાય થયો, અને ગુરૂ પણ વિહરવા લાગ્યા.

સંવત્ ૧૬૩૬ ની સાલનું ચોમાસું ગુરૂએ અમદાવાદમાં કર્યું અહિં ચોમાસુ કર્યા પછી માસકલ્પ કર્યો. અને પછી ત્યહાંથી વિહાર કરીને રાનેર ( રાંદેર ) આવ્યા. બરહાનપુરના સંઘને ખબર થતાં, ત્યહાંના લોકો અહિં તેડવા માટે આવ્યા. હાથી, ઘોડા અને પાલખીઓની મોટી ઠઠ સાથે ગુરૂનુ સામૈયુ કરીને ત્હેમણે નગરમાં પધરાવ્યા. ઘણો આનંદ ઉત્સવ થઇ રહ્યો. ભવ્ય જનોની વિનતિથી ગુરૂએ અહિં ચોમાસું કર્યું. ચોમાસુ પૂરૂં થયે શ્રીપૂજ્ય અંતરીક પાર્શ્વનાથની યાત્રા કરવા શ્રીપુર પધાર્યા. યાત્રા કરીને પાછા બરહાનપુર આવ્યા. બીજુ ચોમાસુ પણ અહિંજ કર્યું. તે પછી બોરસિદ્ધ ( બોરસદ ) પધાર્યા. ગુરૂ આવ્યાની ખબર જહે માણસે સંઘને આપી, ત્હેને હીરે જડેલી સોનાની જીભ વધામણીમાં દીધી. અહિં ખંભાતનો સંઘ તેડવા આવ્યો. ગુરૂ સંઘની સાથે **કંસારી** ગામમાં આવ્યા. અહિં પાર્શ્વનાથની યાત્રા કરીને ત્રણ દિવસ રહ્યા. ત્યહાંથી ખંભાત આવ્યા. સંઘે બહુ મોટા ઠાઠથી સામૈયુ કર્યું. અને આ સાલનું ચોમાસું શ્રીસૂરિ અહિંજ રહ્યા.

સં. ૧૬૪૬ માં શ્રીવિનયદેવસૂરિ[1]ના શિષ્ય શ્રીવિનયકીર્ત્તિસૂરિ બરહાનપુરમાં ચોમાસું રહ્યા હતા. ત્યહાં એક દિવસ ઉલટ ઉત્પન્ન થવાથી પોસ સુદિ ૭ને મંગળવારે રેવતી નક્ષત્ર અને શિવયોગમાં મનજી ઋષિએ ચારપ્રકાશમાં આ રાસ રચ્યો છે. એમ કવિ અંતમાં જણાવે છે.

---

(૧) આ વિનયદેવસૂરિની પાટ પરંપરામાં નીચે પ્રમાણે અનુક્રમે આચાર્યો થયાનું, આચાર્ય સુમતિકીર્ત્તિસૂરિએ પોતાના કરેલા અને સં. ૧૭૬૨ ના કાર્તિક સુદિ ૮ રવિવારે સ્થંભતીર્થમાં લખેલા ' **પ્રાકૃત દીવાળીકલ્પના બાળાવબોધ** ' ની અંતે લખ્યું છે.

૧ શ્રીવિનયદેવસૂરિ. ૨ ભ૦ શ્રીવિનયકીર્ત્તિસૂરિ ૩ ભ૦ શ્રી વિજયકીર્ત્તિસૂરિ. ૪ ભ૦ શ્રીજ્ઞાનકીર્ત્તિસૂરિ. ૫ શ્રી સુમતિકીર્ત્તિસૂરિ

( આ પ્રતિ ભાવનગરના શેઠ. ડોસાભાઇ અભેચંદના ભંડારમાં છે.)



## વિદ્યાસાગરસૂરિ રાસ.

અંચલગચ્છીય શ્રીઉદયસાગરસૂરિના ગુરુ શ્રીવિદ્યાસાગરસૂરિના નિર્વાણને ઉદ્દેશીને ગુરુના ગુણગાનરૂપે મુનિ નિત્યલાભે સં. ૧૭૯૮ માં આ રાસ રચ્યો છે.

હાલાર દેશના [1]નવાનગર શહેરમાં ( જામનગરમાં ) જામરાજા

---

(૧) નવાનગર અને જામનગર, તે બન્ને એકજ ગામનાં નામો છે. કહેવાય છે કે વિક્રમ સંવત્ ચૌદના સૈકામાં આ નગર જામ શ્રીરાવલે વસાવ્યું હતું. અત્યારે પણ આ ગામ કાઠીયાવાડનાં મ્હોટાં શહેરોમાં અગ્રગણ્ય છે. અને તે, કાઠીયાવાડના ઉત્તર કિનારા ઉપર સમુદ્રને કાંઠે છે. આ શહેરમાં લગભગ ૧૩-૧૪ મંદિરો છે. જેહમાં રાયસિંહ શાહ અને વર્ધમાન શાહનાં બનાવેલાં બે મ્હોટાં મંદિરો વધારે પ્રસિદ્ધ અને વખાણવા લાયક છે. રાયસિંહશાહ, અને વર્ધમાન શાહ, બન્ને કચ્છ દેશના અલસાણ ગામના રહીશ હતા. અમુક કારણસર તેઓ ઓશવાલ જ્ઞાતિના દશ હજાર માણસો સાથે જામનગરમાં આવીને રહ્યા હતા. અને અહિં પોતપોતાની લક્ષ્મીનો સદુપયોગ કરી જિન મંદિરો બનાવ્યાં હતાં. આ મંદિરો વિ. સં૦ ૧૬૭૬ માં પૂર્ણ થયાં હતાં. આ બે મંદિરો પૈકીના વર્ધમાનશાહના મંદિરનો એક શિલાલેખ, અને ત્હેનો સારાંશ જામનગર નિવાસી શ્રાવક હીરાલાલ હંસરાજે પોતાના 'જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ' ભા. ૨ પે. ૧૭૪ માં આપ્યો છે; તે જોવાથી વિશેષ માહિતી મળશે. આવીજ રીતે આ મંદિરોનું વર્ણન 'विजयानदाभ्युदय-काव्य' પે. ૧૦૩ માં પણ આપવામાં આવ્યું છે.

આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ, દેલવાડામાં ચોમાસુ કર્યા પછી જામનગરના જામરાજાના પ્રધાન શ્રાવકોએ મોકલેલા શ્રાવકોની વિનતિથી જામનગરમાં

**તમાચી**(?)ના વખતમાં અઢારે વર્ણના લોકો સુખરૂપ રહીને પોતપોતાનાં કામ કરતા હતા. અહિં જૈનોનાં અનેક શિખરબંધ દેરાસરો હતાં.

આ નગરમાં ઓશવંશનો કલ્યાણશાહ નામનો વ્યવહારીયો અને ત્હેની **જયવંતી** નામે સુશીલા પત્ની રહેતાં હતાં. આ દંપતીને **ગોવર્ધન** નામનો પુત્ર હતો. એક વખત અંચલગચ્છીય [2]અમર-

---

પધાર્યા હતા. ત્હેમનો અહિં ઘણો સત્કાર થયો હતો, જામરાજા **રાઉલ** પણ ત્હેમને વંદન કરવા આવ્યો હતો. શ્રાવકોએ ઘણું દાન અને ઉત્સવો કર્યા હતા. છેવટે શ્રાવકોના અત્યાગ્રહથી સૂરિજીએ ચોમાસુ પણ અહિંજ કર્યું હતું. વિગેરે હકીકત માટે જૂઓ **વિજયપ્રશસ્તિ મહાકાવ્ય**, પે. ૬૮૦, શ્લોક, ૨૨ થી ૩૧.

પ્રાચીન તીર્થમાળાઓમાં પણ **જામનગર** ( નવાનગર ) નું નામ ઠેકાણે ઠેકાણે આવે છે. જ્હેમ **સૌભાગ્યવિજયજીએ** પોતાની તીર્થમાળામાં અને **શીલવિજયજીએ** પોતાની તીર્થમાળામાં નામ લીધું છે. (જૂઓ, **તીર્થમાળા સંગ્રહ** પે. ૯૭ કડી ૧૧, પે. ૧૦૩ કડી ૨૨. )

પંન્યાસ ઉત્તમવિજયજીએ પણ આ નગરમાં ચોમાસું કર્યું હતું, એમ **શ્રીપદ્મવિજયજી** પોતાના બનાવેલ, '**ઉત્તમવિજયજી નિર્વાણરાસ**' માં લખે છે.

(૨) **અમરસાગરસૂરિ** શ્રીકલ્યાણસાગરસૂરિના શિષ્ય, ઉદયપુરના રહીશ. શ્રીમાલજ્ઞાતીય, પિતાનું નામ ચોધરી **ચોથા** અને માતાનું નામ **સોના** હતું. મૂલનામ **અમરચંદ** સં. ૧૬૯૪ માં **જન્મ**. સં. ૧૭૦૫ માં **દીક્ષા**. સં. ૧૭૧૫માં ખંભાતમાં **આચાર્ય પદવી**, સં. ૧૭૧૮ માં કચ્છ દેશના **ભુજનગરમાં ગચ્છેશપદ** અને સં. ૧૭૬૨માં ધોળકામાં **નિર્વાણ**. અંચલગચ્છની અંદર આ એક પ્રાભાવિક આચાર્ય થઇ ગયા છે. આમનો પરિચય, **શ્રીનયનશેખરે** '**યોગરત્નાકર ચોપાઇ**' માં આ પ્રમાણે આપ્યો છે:—

" સંવત સતર છત્રીસઇ જાંણિ ઉત્તમ શ્રાવણ માસ વખાંણિ;
સુકલપક્ષ તિથિ ત્રીતીયા વલી બુદ્ધ બારઇ શુભ વેલા ભલી. ૯૧
શ્રીઅંચલગચ્છિ ગિરૂઆ ગચ્છપતી મહા મુનીસર મોટા યતી;
**શ્રીઅમરસાગરસૂરીસર** જાંણુ તપતેજઇ કરિ જીપઇ ભાણ. ૯૨

સાગરસૂરિના પટોધર **શ્રીવિદ્યાસાગરસૂરિ**, ન્હાનાં મ્હોટાં અનેક શહેર, પુર અને નગરોમાં વિહાર કરતા કચ્છ દેશના ભુજ નગરમાં આવ્યા. અહિંના ટોડરમલ્લના પુત્ર ઠાકરશીએ ઘણું ધન ખરચીને ગુરૂનો પ્રવેશોત્સવ કર્યો. ગુરૂએ જૈનધર્મનો ઉદ્યોત કરવા રાઓ ગોડજીને પ્રતિબોધ કર્યો અને પર્યુષણા પર્વમાં પંદર દિવસ અમારી પળાવાનો ઠરાવ કરાવ્યો.

આજ કચ્છદેશમાં તે વખતે દેવગુરૂનો વિરોધી પ્રતિમોત્થાપક મ્હોટો કદાગ્રહી **મૂલચંદ્રઋષિ** નામનો કુમતિ રહેતો હતો. ત્હેને રાજાની હજૂરમાં બોલાવીને શાસ્ત્રચર્ચા કરી વિદ્યાસાગરસૂરિએ ત્હેનું માનખંડન કર્યું, અને ત્યાંથી કાઢી મૂક્યો. આ સમયમાં જામનગરથી કલ્યાણશાહ, ત્હેની પત્ની જયવંતી અને કુંવર ગોવર્ધન એ ત્રણે ત્યાં આવ્યાં, અને ગુરૂને વંદણા કરી. ગુરૂએ દેશના દેતાં **ગોવર્ધનકુમાર**ની સ્હામે જોયું, ત્હેનામાં ઉત્તમ સામુદ્રિક લક્ષણો જોઇ ગુરૂએ કહ્યું કે–' આ છોકરાનાં ચિહ્નો એવાં છે કે–કાંતો તે કોઇ

---

સુવિહિત ગચ્છતણુ સિણગાર જીણઇ જીત્યું કાંમ વિકાર;
મોહરાય મનાવ્યો હારિ કષાય દૂરઇ કીધા ચ્યાર. ૯૩

આચાર્યના ગુણ છત્રીસ તિણિ કરિ સોહઇ વિસવાવીસ;
યુગપ્રધાન બિરૂદ જેહનઇ રાય રાણા માનઇ તેહનઇ. ૯૪

તાસ તણઇ પવિ શાખા ઘણી એકએક પાંહિ અધિકી ભણી;
પંચ મહાવ્રત પાલઇ સાર ઇસા અછઇ જેહના અણગાર. ૯૫

તે શાખામાહિ અતિ ભલી **પાલીતાણી શાખા** ગુણનિલી;
પાલિતાચાર્ય કહીઇ જેહ હૂઆ ગચ્છપતિ જે ગુણગેહ. ૯૬

આ ઉપરથી સમજાય છે કે–**પાલીતાણીયશાખા, શ્રીઅમરસાગરસૂરિ**ની પરંપરામાંથીજ નિકળેલી એક શાખા છે. આગળ ચાલતાં કવિ **નયનશેખરે** આ શાખાના **શ્રીપુણ્યતિલકસૂરિ**થી લઇને પોતા સુધીની પરંપરા બતાવી છે. (આ યોગરત્નાકરચોપાઇની એક પ્રતિ ભાવનગરના શ્રીકસ્તૂરસાગરજીના ભંડારમાં છે)

મ્હોટી પદવી પામશે, અથવા તો તે ગણધર ( આચાર્ય ) થશે.' માતા-પિતાએ પ્રસન્નતાપૂર્વક કહ્યું કે-' આ પુત્ર આપનેજ વ્હોરાવીએ છીએ, આપ ત્હેને દીક્ષા આપો.' શ્રીવિદ્યાસાગરસૂરિએ ધર્મનું હિત જોઇ ગોવર્ધનને દીક્ષા આપી, અને ત્હેનું નામ **જ્ઞાનસાગર** પાડયું. પછી તેઓ શિષ્યને સાથે લઇને કચ્છદેશમાં વિચરવા લાગ્યા.

જ્ઞાનસાગરે ગુરૂ પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માંડયો, અને અનેક શાસ્ત્રોનું જ્ઞાન મેળવીને જ્ઞાન+સાગર (જ્ઞાનનો દરિયો) એ નામને ચરિતાર્થ-સાર્થક કર્યું.

અનુક્રમે વિદ્યાસાગરસૂરિ માંડવી, મુનરા ( મુદ્રા ) માં વિહાર કરીને **અંજાર** આવ્યા. આ વખતે સર્વ સાધુઓના પરિવાર સાથે સૂરિજીએ **ચોમાસુ** અંજારમાંજ કર્યું, અને ઘણાં શ્રાવક-શ્રાવિકાઓને જ્ઞાનસંપન્ન કર્યાં. આ પછી, અહિંથી વિહાર કરીને ગુરૂ દક્ષિણ દેશમાં ઉતર્યા. દક્ષિણના **જાલણા** ગામમાં ત્હેમનો બહુમાન ભર્યો પ્રવેશોત્સવ થયો. ગુરૂએ અહિં ઘણા નાસ્તિકવાદીયોને સદુપદેશ દઇને શ્રાવક કર્યા. અહિં વળી બુરહાનપુરના સંઘે ગુરૂને બુરહાનપુર પધારવા માટે સાગ્રહ વિનતિ કરી. ગુરૂ **બુરહાનપુર** પધાર્યા. સંઘે ઉત્સવપૂર્વક સામૈયું કર્યું. આ ગામમાં ઢુંઢકોનું જોર કંઇક વિશેષ હતું; ગુરૂને આ ગામમાં પધારવાનું હતું, તે સમયમાં **રણછોડઋષિ** નામના એક ઢુંઢકસાધુ હતા; તેઓ તો ગુરૂને આવતા જાણીનેજ પલાયન થઇ ગયા. અહિં ગુરૂએ વિશેષાવશ્યક ગ્રંથ સાર્થ સંભળાવીને **કસ્તૂરશાહ** નામના શ્રાવકને પ્રતિબોધ કર્યો. અહિંથી ગુરૂ **અંતરીક્ષજી** પાર્શ્વનાથની યાત્રાએ ગયા, અને શ્રીપાર્શ્વનાથને ભેટીને પોતાનું ગાત્ર નિર્મળ કર્યું. એવી રીતે દક્ષિણનાં બીજાં પણ ઘણાં તીર્થોની યાત્રાઓ કરી, તેમ શ્રાવકોએ પણ અનેક પ્રકારના લાભો લઇ જન્મ સફળ કર્યો.

એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે અનેક મિથ્યામતિયોને સમજાવતા સમજાવતા ગુરૂ **ઔરંગાબાદ** આવ્યા. અહિંની **સાકરબાઇએ** ધૂમ-

ધામપૂર્વક સામૈયું કર્યું અને ગુરૂને સોનારૂપાના ફૂલોથી વધાવી લીધા. અહિં વળી સૂરતના સંઘની વિનતિ આવી. તેથી વિહાર કરતા કરતા ગુરૂ સૂરત આવ્યા. સૂરતમાં ખુશાલશાહે મ્હોટી ધૂમધામથી ગુરૂનો પ્રવેશોત્સવ કર્યો. અહિં અનુકૂળ સ્થાન જોઇને ગુરૂએ ચક્રેશ્વરીનું આરાધન કર્યું. એક વખત ચક્રેશ્વરીએ હાજર થઇને કહ્યું કે-'જ્ઞાનસાગરને પદવી આપજો.' ગુરૂ હર્ષિત થયા. એક વખત ગુરૂ પાટપર બેસી વ્યાખ્યાન આપતા હતા, તે વખતે સંઘે વિનતિ કરી કે-' મહારાજ ! પટ્ટધરની સ્થાપના કરીને અમારી હોંશ પૂરી કરો.' ગુરૂએ તે વાતનો સ્વીકાર કર્યો. અને તુર્ત જોશીને બોલાવરાવી મુહૂર્ત જોવરાવ્યું. કાર્તિક સુદિ ત્રીજને રવિવારનું મુહૂર્ત નક્કી કર્યું. ખુશાલશાહ, મંત્રી ગોડીદાસ અને જીવણદાસે અપૂર્વ મહોત્સવ આરંભ કર્યો. સર્વ સ્થળે માણુસો મોકલીને સંઘોને તેડાવ્યા. આ ઉત્સવ ઉપર અનેક દાતા, ભુક્તા, અને ધનપતિ લોકો એકઠા થયા; એટલું જ નહિં પરન્તુ અનેક સ્થળેથી ગીતાર્થ મુનિરાજો પણુ આવવા લાગ્યા. સોરઠ, ગુજરાત, વઢીઆર, માલવ, દક્ષિણુ, પૂર્વ, હાલાર, કચ્છ, વાગડ અને મારવાડ વિગેરે દેશોથી મ્હોટા મ્હોટા સાધુઓ હર્ષભેર આવવા લાગ્યા. કોઇ પંડિત, તો કોઇ તપસી, કોઇ તાર્કિક, તો કોઈ જપેસરી, કોઇ વૈયાકરણિ, તો કોઇ નૈયાયિક, કોઇ જોશી, તો કોઇ જ્ઞાની અને કોઇ ધ્યાની તો કોઇ ક્રિયાપાત્ર એવા વિવિધ વિષયોમાં વિશારદતા ધરાવતા સવાસો સાધુઓ ભેગા થયા. ઉત્સવને દિવસે ધવળમંગળો ગવાવા લાગ્યાં. સાથીયા પૂરાયા. એ પ્રમાણે ઉત્સવપૂર્વક સં. ૧૭૯૭ ના કાર્તિક સુદિ ૩ રવિવારને દિવસે **જ્ઞાનસાગરને**[1] આચાર્યપદવી આપી. ત્હેમનું નામ **ઉદયસાગરસૂરિ**

---

(૧) જ્ઞાનસાગર આમણે સૂરતમાં રહીને 'ગુણુવર્મા રાસ' બનાવ્યો છે. તેનો રચ્યા સંવત્ આ છેઃ—

" સંવત્ નય નિધિ મુનિ શશિ માને (૧૭૯૭) સૂરતિ રહી ચોમાસા
આસાઢ શુદિ દ્વિતીયા સિદ્ધયોગે પૂરણુ કીધ એ રાસ રે " ૧૮

પાડયું. આ વખતે ખુશાલશાહ, મંત્રી ગોડીદાસ અને ત્હેમના ભાઇ જીવણે ઘણી પ્રસન્નતા પૂર્વક ખ્હોળે હાથે ધન વાવર્યું. ચોરાશી ગચ્છના સાધુઓને ત્હેમણે અશન અને વસ્ત્રો વ્હોરાવ્યાં. યાચકોને દાન આપ્યાં અને સાધર્મિકવાત્સલ્ય કર્યું. એ પ્રમાણે વિધિપક્ષીય ગચ્છપતિ ઉદયસાગરસૂરિ થયા.

હવે વિદ્યાસાગરસૂરિએ સંઘ સમક્ષ કહ્યું કે:—'મ્હારૂં આયુષ્ય પૂરૂં થવા આવ્યું છે, માટે હું જિન ભગવાનનું ધ્યાન ધરીને અણુસણ આદરીશ. આ પટોધરની ત્હમે સેવા કરજો, અને ત્હેમને સારી રીતે માન આપજો.'

એ પ્રમાણે સંઘને ભલામણ કર્યા પછી ઉદયસાગરસૂરિને પણ કહ્યું કે:—"આ આંચલગચ્છની મ્હોટી ગાદી છે. ત્હેને ત્હમે યત્નથી સંભાળજો. મહાવીર ભગવાનનું શાસન દીપાવજો, ધર્મનું ધ્યાન નિરંતર ધરશો અને મ્હારી શિખામણો બરાબર સ્મરણમાં રાખજો. ત્હમે સમજુ અને બુદ્ધિમાન પણ છો."

તે પછી વલ્લભસાગર, ક્ષમાસાગર અને સુંદરસાગરને બોલાવીને ત્હેમને પણ યથાયોગ્ય શિખામણો આપી રાજી કર્યા. તદનન્તર ચારે શરણાનો આદર કરીને, સર્વ પ્રકારની આલોયણ કરી ગચ્છપતિ વિદ્યાસાગરસૂરિએ અણુસણ કર્યું. આ નિમિત્તે સંઘે ગુરૂને

---

અંતે—

" इति श्रीअंचलगच्छाधिराजसकलभट्टारकचक्रचक्रवर्त्तिसमानविंद्वत्पर्षद्भामिनीभालस्थलतिलकायमानपूज्यपुरन्दरपूज्यभट्टारकश्रीश्री १०८श्रीविद्यासागरसूरीश्वराणां शिष्यपंडितश्रीज्ञानसागरगणिविरचिते श्रीपूजाधिकारे गुणवर्मचरित्रे प्राकृतबंधे पुण्यपवित्रेसप्तदशनाट्यपूजा कथावर्णनो नाम षष्ठेऽधिकारः समाप्तः "

( આ પ્રતિ ઉદેપુરના ગોડીજીના ભંડારમાં છે. )

સુખડી દાખલ આઠહજાર ઉપવાસ, અનેક છટ્ઠ (લાગટ બે ઉપવાસનો એક છટ્ઠ કહેવાય) અનેક અટ્ઠમ (લાગટ ત્રણ ઉપવાસનો એક અટ્ઠમ કહેવાય), નવલાખ નવપદનો જાપ અને બીજાં યાત્રા-દાન વિગેરે કરવાનું પણ કહ્યું. તે પછી બરાબર ત્રણ દિવસનું અણસણ પુરૂં કરીને કાર્તિક શુદ ૫ ને મંગળવારના દિવસે વિદ્યાસાગરસૂરિ[1] દેવ-ગતિ પામ્યા.

ગુરૂનો નિર્વાણ થતાંજ સૂરતના સંઘે બહુ શોકપૂર્વક નિર્વાણોત્સવની સામગ્રી કરવા માંડી. ગુરૂને પધરાવવા ઘણું ધન ખર્ચીને સોના જેવી ઝગમગ કરતી એકવીસ ખંડવાળી માંડવી ગુરૂના દેહને પવિત્ર જળથી સ્નાન કરાવીને ઉત્તમ વસ્ત્રો પહેરાવ્યાં અને સૂખડ, કેસર તથા કસ્તુરીનો અંગલેપ પણ કર્યો. તે પછી ગુરૂને માંડવીમાં બેસાડ્યા. વાજિંત્રો વાગવા લાગ્યાં. લોકો જયજયકાર કરતા સોનાનાં ફૂલોએ વધાવવા લાગ્યા, મ્હોટા મ્હોટા ધનપતિ અને રાજદરબારી અધિકારીયો ભેગા થયા. પાંચશેર કૃષ્ણાગરૂ ધૂપ, ઓગણીસ મણ સૂખડ, બાવીસ તોલા કપૂર, ૩૪ શેર કેસર, ૨૦ તોલા કસ્તૂરી અને અંબર તથા ચૂઓ વિગેરે દહનક્રિયા માટે લીધાં. એ પ્રમાણે લઇ જઇને ગુરૂનો અગ્નિસંસ્કાર કર્યો. ચિતા ઉપર ઘીની ધારા વર્ષાવવામાં આવી. એ પ્રમાણે અગ્નિસંસ્કાર પૂર્ણ કરીને લોકો આંસુ ગાળતા તથા ગુણગાન કરતા સ્નાન કરીને દેરાસરે ગયા અને દેવવંદન કર્યું. પછી ઘણું ધન ખર્ચીને સંઘે હોંસપૂર્વક ગુરૂના પગલાનું સ્તૂભ કરાવ્યું. એ પ્રમાણે ગુરૂનો નિર્વાણોત્સવ પૂરો કર્યો.

---

(૧) વિદ્યાસાગરસૂરિનો કચ્છદેશના ખીરસરા બંદરમાં સં. ૧૭૪૭ ના આસો વદિ ૩ જન્મ, પિતા કર્મસિંહ, માતા કમલાદે. સં. ૧૭૫૬ ના ફાલ્ગુન સુદિ બીજે દીક્ષા, સં. ૧૭૬૨ના શ્રાવણ સુદિ ૧૦ ના દિવસે ધોલકામાં આચાર્યપદ, સં. ૧૭૬૨ ના કાર્તિક વદિ ૪ બુધવારે માતરમાં ભટ્ટારક પદ. અહિં તેમણે વિશેષાવશ્યકની વાચના કરી. સં. ૧૭૯૭ ના કાર્તિક સુદિ પાંચમે નિર્વાણ.

હવે નવા પટ્ટધર ઉદયસાગરસૂરિનો પ્રતાપ વધવા લાગ્યો. પવિત્રતામાં બીજા ગૌતમ જેવા, વિદ્યામાં બીજા વજ્રકુમાર અને શીલમાં જંબૂસ્વામી જેવા ઉદયસાગરસૂરિ વિધિગચ્છને દીપાવવા લાગ્યા. ગુરૂ સંઘ સાથે નવસારીની યાત્રાએ ગયા. વેણીશાહના સુત ખુશાલશાહે ત્હેહાં સંઘ જમાડ્યો અને નવું તીર્થ પ્રકટ કર્યું. [1]નવસારીના ઘણા પારસીઓને કુરાન શરીફ (?) બતાવી, ત્હેમને હિંસામાં પાપ હોવાનું સમજાવ્યું. આથી ઘણા લોકો તે વાતને સમજી ગયા અને બધા ખુશી થયા.

અહિંથી બીજે કેટલેક સ્થાને વિહાર કર્યા પછી સૂરતના ખુશાલશાહે શત્રુંજયનો સંઘ કાઢવાનો નિશ્ચય કર્યો અને ગુરૂને સાથે પધારવા વિનતિ કરી. મંત્રી ગોડીદાસ, ત્હેમના બંધુ જીવણ અને ધર્મચંદ્રશાહ પણ સંઘમાં શામેલ થયા. નર–નારીનો મ્હોટો સમૂહ સંઘમાં સાથે ચાલ્યો. ધીમે ધીમે સંઘ શત્રુંજય આવ્યો અને પ્રભુનાં દર્શન કરીને કૃતાર્થ થયો. અહિં વિદ્યાસાગરસૂરિનાં પગલાંની સ્થાપના કરી. અને સંઘે ઘણું દ્રવ્ય ખરચીને અનેક પ્રકારની ભક્તિપૂર્વક યાત્રા કરી.

વળી ઉદયસાગરસૂરિએ પાલીતાણાના શ્રાવકોને ઉપદેશ કરીને પોતાના રાગી કર્યા અને એક ઉપાશ્રય કરાવરાવી પોતાના સાધુઓને ચોમાસુ રાખ્યા. ઘણા કુમતિ લોકો અહિં પણ ત્હેમની સાથે વાદ

---

(૧) **નવસારી,** એ ઘણું જૂનું નગર છે. વિક્રમની તેરમી શતાબ્દિમાં થયેલ **શ્રીજિનપતિસૂરિએ** પોતાની તીર્થમાળામાં '**શ્રી નવ્યસારીપુરે**' આ પ્રમાણેનો ઉલ્લેખ કરેલો છે. આવીજ રીતે આ નવસારીનો પ્રાચીન ઘણી તીર્થમાળાઓમાં ઉલ્લેખ થયેલો જોવાય છે. જેહેમ, **શીલવિજયજીએ** પોતાની તીર્થમાળામાં, **વાચનાચાર્ય શ્રીમેરૂકીર્ત્તિએ** પોતાની તીર્થમાળામાં અને **શ્રીવિનયવિજય ઉપાધ્યાયે** પોતાની તીર્થમાળામાં **નવસારીનું** નામ ગણાવ્યું છે. વળી આ તીર્થમાળાઓમાં આવેલા ઉલ્લેખ ઉપરથી અહિંના '**પાર્શ્વનાથ**'ની પ્રસિદ્ધિ હોવાનું જણાય છે. ( જૂઓ. **તીર્થમાળા** સંગ્રહ પૃ. ૧૨૧, કડી ૧૧૧, પૃ. ૧૪૪ કડી ૨૦, પૃ. ૧૯૪ કડી ૧૩. )

કરવા આવ્યા, પરન્તુ ત્હેમને સૂત્ર–સિદ્ધાંતો બતાવીને પ્રતિમાપૂજક બનાવ્યા. આથી ગુરૂનો યશ બહુ વિસ્તાર પામ્યો.

સંઘે હવે પાછા ફરવાનો વિચાર કર્યો. ગુરૂને ત્હેમણે અતિ આગ્રહપૂર્વક વિનતિ કરી કે—' આવતું ચોમાસું સૂરતમાં કરીનેજ પછી આપ ગમે ત્હાં વિહાર કરજો' સંઘનો આગ્રહ જોઈને ગુરૂ સંઘ સાથે સૂરત આવ્યા. સૂરતમાં શુભ મૂહુર્ત્તે ધૂમધામ પૂર્વક પ્રવેશ કર્યો ને ચોમાસુ રહ્યા. આ વખતે બ્રાહ્મણો ત્હેમની સાથે વાદ કરવા આવ્યા પરન્તુ તર્કશાસ્ત્રમાં ત્હેમની સાથે વાદ કરીને ત્હેમને (બ્રાહ્મણોને) પરાજિત કર્યા અને મદ ઉતારી નાંખ્યો.

ચોમાસુ પૂરૂ થયા પછી પોતાના સાધુઓના મ્હોટા સમુદાય સાથે પોતે વિહાર કરી સદુપદેશ દેતા વડોદરે આવ્યા. અહિં દેવચંદના સુત તેજપાળે ગુરૂના આગમનથી વિવિધ પ્રકારના ઉત્સવો કર્યા. અહિં હાલોલ, કાલોલ થઈને કાલિકાજી(ચાંપાનેર)ની યાત્રા કરી અને સાચા દેવને જોયા. અહિં વળી ગોધરાનોસંઘ વિનતિ કરવા આવ્યો, એટલે દોઢમાસ રહીને ગુરૂ ગોધરે પધાર્યા. ત્હાં સંઘે ચોમાસુ રહેવાને ઘણોજ આગ્રહ કર્યો, એવામાં અમદાવાદ પધારવા માટે ઘણાજ આગ્રહ પૂર્વક વિનતિનો પત્ર આવ્યો. આથી ગુરૂએ અમદાવાદ તરફ પ્રયાણ કર્યું. ગુરૂ આવે છે એમ જાણી અમદાવાદના શ્રાવકો બહુ ખુશી થયા અને મ્હોટા ઠાઠથી પ્રવેશોત્સવ કર્યો. ચોરાશી ગચ્છના સાધુ અને શ્રાવકો તથા નવાબના ચોપદાર, અનેક ઘોડા, હાથી અને પાલખીઓની સાથે સામૈયું કરવા સામા આવ્યા. ગીત ગાન અને આદરમાન સાથે મોટા ઠાઠથી વાજતે ગાજતે ગુરૂ શહેરમાં ઉપાશ્રયે પધાર્યા. અહીંના શા. ખુશાલ ભગવાનદાસ, શા. ખીમચંદ હર્ષચંદ, શા. હરખચંદ શિખરચંદ તથા જગજીવનદાસ અને શા. પ્રેમચંદ હીરાચંદે નવાંગ પૂજા, પ્રભાવના વિગેરે દ્વારા ઘણું ધન વાવર્યું. ગુરૂ હમેશાં વિશેષાવશ્યકનું વ્યાખ્યાન વાંચતા અને ઘણા શ્રાવકો ભક્તિ ભાવથી સાંભળતા. એવામાં વળી કચ્છ દેશથી ખાસ માણસોએ આવીને વિનતિ

કરી કે—'કચ્છનો સંઘ આપની બહુ વાટ જૂએ છે, માટે આપ ત્યહાં પધારો ' આ પ્રમાણે શ્રીઉદયસાગરસૂરિ [1] અનેક વિદ્યાગુણસંપન્ન મોહ–મિથ્યાત્વને દૂર કરતા જયવંતા વર્તો.

---

(૧) ઉદયસાગરસૂરિ—નવાનગર (જામનગર) ના શા. કલ્યાણજી અને ત્હેમનાં પત્ની જયવંતીના પુત્ર, સં. ૧૭૬૩ માં જન્મ, સં. ૧૭૭૭ માં દીક્ષા, સં. ૧૭૯૭માં આચાર્યપદ સં. ૧૭૯૭ ના માગશર શુદિ ૧૩ ના દિવસે ગચ્છેશપદ અને સં. ૧૮૨૬ના આશ્વિન શુકલ બીજના દિવસે સૂરતમાં નિર્વાણ. જ્ઞાનસાગર અને ઉદયસાગરસૂરિ પ્રાયઃ એકજ છે.

આ આચાર્યશ્રીના શિષ્ય ઉપાધ્યાયશ્રી દર્શનસાગર ગણિએ સં. ૧૮૨૬ ના કાર્તિક વદિ ૪ શુક્રવારે પંચસંયતવિચારની પ્રતિ લખી છે.

(આ પ્રતિ પાલીતાણામાં વીરબાઇ પાઠશાળાના ભંડારમાં છે.)

આ આચાર્યશ્રીએ 'स्नात्रपंचाशिका' નામનો એક ગ્રંથ બનાવ્યો છે. જહેનો રચ્યાસંવત પ્રશસ્તિમાં આ આપ્યો છે.

"वर्षेऽब्धिखाष्टेंदुमिते सुरम्ये श्रीपौषमासे च वलक्षपक्षे ।
श्रीपूर्णिमायां शशिवासरे च श्रीपादलिप्ताख्यपुरे सुराष्ट्रे "॥६॥

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે—પાલીતાણામા સ. ૧૮૦૪ ના પોષ શુદિ ૧૫ ને સોમવારના દિવસે આ ગ્રંથની રચના કરેલી છે, વળી આગળ ચાલતાં કવિએ પણ જણાવેલ છે કેઃ—

" श्रीयोग्यविमलसाधोस्तथा श्रीदर्शनांबुधैः ।
अभ्यर्थनया रचितो ग्रंथोऽयं बोधिलब्धये ॥ ७ ॥
श्रीमालिवंशे गुरुदेवभक्तः कीकासुतः श्रीकचराभिधानः ।
तदीयसंघेन समं च यात्रां कुर्वन् कृतोऽयं जिनराजभक्त्यै " ॥८॥

અર્થાત—યોગ્યવિમલસાધુ અને દર્શનસાગરની પ્રાર્થનાથી આ ગ્રંથની રચના કરવામાં આવી છે. અને તે પણ શ્રીમાલીવંશીય દેવગુરૂભક્ત કીકાના પુત્ર કચરાએ કાઢેલા સંઘની સાથે યાત્રા કરતાં જિનરાજની ભક્તિને માટે રચ્યો છે. (જૂઓ. પીટર્સનનો ત્રીજો રીપોર્ટ પૃ. ૨૩૯)

। સંવત્ ૧૭૯૮ ના પોસ માસની દશમી ને સોમવારે 'અંજારમાં ચોમાસુ' રહીને વાચક મેરૂલાભના શિષ્ય સહજસુંદર અને સહજસુંદરના શિષ્ય [1]નિત્યલાભે ગુરૂસેવા નિમિત્તે આ રાસ રચ્યો છે.

આ ઉપરથી જણાય છે કે—ઉદયસાગરસૂરિ પાલીતાણે એકઠા થયેલા સંઘની અંદર પધાર્યા હતા. આ સંઘનું વર્ણન પં. મતિરત્ને પોતાની બનાવેલી તીર્થમાળામાં ઘણા વિસ્તારથી કર્યું છે. ત્હેની અંદર લખવામાં આવ્યું છે:—

" ઇમ અનેક સંઘવી બહુ મિલ્યા કરવા જિનવર ઝાણ; વિ०
સૂરતિથી વિધિપક્ષિ આવીયા ઉદયસાગરસૂરિ ભાણ. વિ० શ્રી. ૪
(તીર્થમાળા સંગ્રહ પૃ ૧૮૪)

એક વખત જામનગરનાં દેરાસરોની આશાતના મિથ્યાત્વીઓએ કરવાથી દેરાસરો બંધ રહ્યાં હતાં. તે પછી જામની પાસે જ્હારે શા. તલકસી જેસાણીની કામદારી થઈ, ત્હારે ફરીથી દેરાં સમરાવી બિંબોની પ્રતિષ્ઠા કરી હતી. આ વખતે દેરાસરની સર્વ માંડણીનો લેખ, જહે વિસર્જન થયેલ હતો, તે આ ઉદયસાગરસૂરિજીના ઉપદેશથીજ પાછો મળ્યો હતો. અને શા. વેલજી ધારશીએ સં. ૧૮૫૦ ના મહાશુદિ ૪ શનિવારે મૂલ ઠેકાણે સ્થાપ્યો હતો (જૂઓ જૈનધર્મનો પ્રાચીન ઇ. ભા. ૨. પૃ. ૧૮૧)

(૧) નિત્ય લાભ, એ અઢારમી શતાબ્દિના એક સારા કવિ તરીકે લેખાયા છે. ત્હેમની 'વિદ્યાસાગરસૂરિ સ્તવન' સદેવચ્છ સાવલિંગા ચોપાઈ' વિગેરે ઘણી કૃતિઓ છે. 'સદેવચ્છ સાવલિંગા ચોપાઇ' ચોવીસ ઢાળોનો મ્હોટો રાસ છે કવિએ રાસની આ પ્રમાણે પ્રશસ્તિ આપી છે.—

" અંચલગચ્છપતિ અધિક પ્રતાપી વિદ્યાસાગરસૂરિ રાયા રે.
જગવલ્લભ ગુરૂ આંન સવાયા હિતવચ્છલ સુખદાયા રે. ભ० ૧૦
આણુવહિં શિર નિશિદિન તેહની પાદભક્તિ વરદાઇ રે.
મેરૂલાભ વાચક પદધારી જગજસ કીરતિ સોહાઇ રે. ભ० ૧૧
શિષ્ય તેહના સુખકારી વાચક સહજસુંદર ગુરૂરાયા રે.
તાસ કૃપાથી રાસ એ ગાયો નિત્યલાભ પંડિત સુખ પાયા રે. ભ० ૧૨
નગરમાંહિં સૂરતિ રંગીલો શ્રાવકવરો નગીના રે;
દેવગુરૂના રાગી દઢ ધરમી જીનપર ભગતે ભીના રે. ભ० ૧૩



# વૃદ્ધિવિજયગણિ રાસ.

---

આ આર્યાવર્ત્તમાં [1]સત્તરહજાર ગામોથી વિભૂષિત ગુજરાત દેશમાં શ્રીસંખેશ્વર પાર્શ્વનાથનું મ્હોટું તીર્થ છે. એક વખત આજ ગુજરાતના અણુહિલપુરમાં ઘણા ભાવી શ્રાવકો રહેતા હતા. વળી અહિંના **શ્રીપંચાસરા** પાર્શ્વનાથ અને નારંગપુર પાર્શ્વનાથ તેમ કોકોપાર્શ્વનાથ, ભાભોપાર્શ્વનાથ, ખાસ કરીને વંદન કરવા યોગ્ય છે. આ સિવાય

---

તે સંઘના આગ્રહથી એ મેં રાસ રચ્યો ઉલ્લાસે રે;
દેશીની ચતુરાઇ આણી અનુભવ ને અભ્યાસે રે. ભ૦ ૧૪
સંવત સતરસે બ્યાસીએ સુંદિર માધવ માસે રે;
સુદિ સાતમ બુધવાર અનોપમ પૂરણ થયો સુવિલાસે રે. ભ૦ ૧૫
ચોવીસે ઢાલે કરી રાસ રસીક પ્રમાણો રે;
તે સુણતા નિત હોજ્યે સહુને ઘરિઘરિ કોડી કલ્યાણો રે." ભ૦ ૧૬

(આ રાસની એક પ્રતિ પાલીતાણાના વીરબાઇ પાઠશાળાના ભંડારમાં છે.)

(૧) **સત્તરહજાર** એ ગુજરાતનાં પ્રસિદ્ધ ગામોની સંખ્યા આપેલી છે. આજ પ્રમાણે પ્રસિદ્ધ કવિ ઋષભદાસે પણ પોતાના બનાવેલા **હીરવિજય-સૂરિરાસ**માં ગુજરાતનુ વર્ણન કરતાં લખ્યું છે,—'
આરજ દેશમાં ઉત્તમ ગુજરાતો સત્તરસહસ જિહાં ગામ વિખ્યાતો '

એટલે પ્રસ્તુત રાસ અને હીરવિજયસૂરિ રાસ, બન્નેમાં ગુજરાતને સત્તર હજાર ગામોથી વિભૂષિત બતાવ્યું છે, જ્યારે વિનયચંદ્રસૂરિએ પોતાની કાવ્ય-શિક્ષામાં જ્યાં ઘણાં નગરો અને દેશોને વિશેષણો આપ્યાં છે, ત્યાં ગુજરાત માટે લખ્યું છે:—' **सप्ततिसहस्राणि गुर्जरो देशः पारतश्च।** ' એટલે ગુજરાતને ' સિત્તેર હજાર ' નું વિશેષણ આપ્યું છે. અમારા વિચાર પ્રમાણે ' સિત્તેર હજાર ' એ વિશેષણ ઠીક છે.

આજ નગરમાં વર્દ્ધમાન (મહાવીર), શાન્તિનાથ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, ચિંતામણિ પાર્શ્વનાથ, વાડીપાર્શ્વનાથ, નેમીશ્વર, મલ્લીનાથ, શામળાપાર્શ્વનાથ, થંભણપાર્શ્વનાથ અને બીજા જિનેશ્વરોનાં શેરીએ શેરીએ દેરાસરો વિદ્યમાન છે.

આવાં અનેક ઉત્તમોત્તમ ગામોથી વિભૂષિત ગુર્જર દેશના ધાણધાર પ્રદેશમાં પાલણપુર નામનુ પણ નગર છે કે—જ્હેંા પ્રહ્લાદનપાર્શ્વનાથનુ ભવ્યમંદિર વિરાજમાન છે. એક વખતે આજ મંદિરમા પ્રતિદિન એક મુંડો અક્ષત અને સોલ ત્રણ સોપારીઓ ભગવાન આગળ ચઢતી હતી. (કેટલાં મનુષ્યો દર્શન કરવા રોજ આવતાં હશે, ત્હેનુ અનુમાન આથી સહજ થઇ શકે છે.) આની નજીકમા તારણગિરિ, કે જ્હેને [1]તારંગો કહેવામાં આવે

---

(૧) તારંગા, એ જૈનોનુ પ્રસિદ્ધ તીર્થસ્થાન છે. 'તારંગે શ્રી અજિતનાથ' એ વાક્ય પ્રાયઃ તમામ જૈન નામધારીને કંઠસ્થ હશે અહિં એક મ્હોટો પહાડ છે, ત્હેના ઉપર એક ત્રણ માળનું મ્હોટું–વિશાળ–રમણીય મંદિર છે આ મંદિર રાજા કુમારપાળે, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યના ઉપદેશથી બંધાવ્યુ હતુ. આ હકીકત 'પ્રભાવક ચરિત્ર' મા આ પ્રમાણે લખી છે —

" तत्प्रासादविधानेच्छं प्रभुरादिष्टत स्फुटम् ।
गिरौ तारंगनागाख्येऽनेकसिद्धोन्नतस्थितौ ॥ ७१९ ॥
विहारः उचितः श्रीमन्नजयस्थानवैभवात् ।
शत्रुंजयापरामूर्त्तिर्गिरिरेषोऽपि मृश्यताम् ॥ ७२० ॥
चतुर्विंशतिहस्तोच्चप्रमाणं मंदिरं ततः ।
बिंबं चैकोत्तरशतांगुलं तस्य न्यधापयत् ॥ ७२१ ॥
अद्यापि त्रिदशव्रातनरेन्द्रस्तुतिशोभितः ।
आस्ते संघजनैर्दृश्यः प्रासादो गिरिशेखरः ॥ ७२२ ॥

(हेमचन्द्रसूरिप्रबंध पृ. ३३९)

છે, તે નામનું એક પ્રસિદ્ધ તીર્થ છે. અહિં શ્રીઅજિતનાથનું મ્હોટું મંદિર છે. આની પાડોશમાં આવેલા વડનગર કે જ્યહાં શ્રી

આ ઉપરથી એ પણ જણાય છે કે—કુમારપાલે આ મંદિરનો ગભારો ચોવીસ હાથ ઉંચો કરાવ્યો હતો. અને શ્રીઅજિતનાથ પ્રભુની મૂર્તિ ૧૦૧ આંગળની બનાવી સ્થાપિત કરી હતી.

આ પ્રમાણે—કુમારપાલે આ મંદિરને બનાવ્યા સંબંધી હકીકત, **હીરસૌભાગ્ય** કાવ્યના પ્રથમ સર્ગના ૨૭ થી ૩૦ શ્લોકોમાં પણ આપી છે.

આ દેરાસરની અંદર અત્યારે જહે મૂર્તિ બિરાજમાન છે, તે કુમારપાલ રાજાએ સ્થાપન કરેલી મૂર્તિ નથી. કેમકે—પંદરમી શતાબ્દીમાં થયેલ ઇડરના રહીશ સુપ્રસિદ્ધ શ્રેષ્ઠિ ગોવિંદે, આરાસુર પર્વતથી એક મ્હોટો આરસ લાવીને શ્રીઅજિતનાથ પ્રભુની મ્હોટી મૂર્તિ બનાવરાવી હતી અને ત્હેને અહિં સ્થાપન કરી **શ્રીસોમસુંદરસૂરિ** પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. આ મૂર્તિની પ્રતિષ્ઠાના ઉત્સવ વખતે ઉદક નગરના શ્રેષ્ઠિ કાહ્નડે, સૂરિજીના ઉપદેશથી ઘણું દ્રવ્ય ખરચ્યું હતું, અને તપસ્યા પણ ગ્રહણ કરી હતી. વળી આ વખતે **જિનમંડન** પંડિતને **વાચકપદ** પણ આપવામાં આવ્યું હતું. ( જૂઓ, **સોમસૌભાગ્ય** કાવ્ય સર્ગ. ૭ મો શ્લો. ૪૨ થી ૬૪ ).

કુમારપાલની સ્થાપિત કરેલી મૂર્તિ મુસલમાનોના જુલ્મ વખતે નષ્ટ થઇ અને તે પછી ઉપર્યુક્ત ગોવિંદે વિ. સં. ૧૪૭૯ માં ૯૫ આંગળની મનોહર મૂર્તિને સ્થાપન કરી કુમારપાલના પુણ્યવૃક્ષને પલ્લવિત કર્યું, તેટલા માટે મુનિસુંદરસૂરિ, પોતાનાં જિનસ્તોત્ર રત્નકોશમાં, ગોવિંદને કુમારપાલના સાચા મિત્ર તરીકે ઓળખાવતાં કહે છે—

"कुमारपालस्य कथं न मित्रं गोविन्दसङ्घातिपतिर्भवेत् सः ।
ग्रीष्मे कलौ म्लेच्छदवाग्नितापैस्तन्न्यस्तबिम्बापगमेन शुष्कम् ॥ ९ ॥
पुण्यद्रुमं तस्य नवस्वदेतद्बिम्बप्रतिष्ठापनतस्तदर्थैः ।
जलप्रवाहैः किल योऽभिषिच्य, प्रभोऽधुना पल्लवयाञ्चकार ॥ १० ॥

( સ્તોત્રસંગ્રહ. ભા. ૨ જો પૃ. ૭૮ )

ગોવિંદની સ્થાપન કરાવેલી અત્યારે જહે મૂર્તિ છે, તે એટલી બધી મોટી છે કે—મસ્તક ઉપર પૂજા કરવા માટે પૂજા કરનારને નિસરણી ઉપર ચઢવું પડે છે.

ઋષભદેવ ભગવાનનું મંદિર છે, ત્હેની નજીક [1]ડાભલા નામનું એક ગામ છે. આ ગામમાં ઘણા શ્રીમંતો અને સુખી લોકો રહેતા હતા. જ્હેમાં એક પ્રકટમલ્લ પોરવાડ જ્ઞાતીય સુપ્રસિદ્ધ આણંદસાગર નામક શેઠ અને ત્હેનાં પત્ની ઉત્તમદે રહેતાં હતાં. ભાગ્યવશાત્ ઉત્તમદેને ગર્ભ રહ્યો અને તે પોતાના પીયર વીસનગર આવી રહ્યાં. અહિં ત્હેને શુભયોગે પુત્રનો પ્રસવ થયો. આ પુત્રનો જન્મોત્સવ કરીને બારમા દિવસે ત્હેનું નામ બોઘો પાડ્યું. બોઘો આઠ વર્ષનો થતાં ત્હેને નિશાળે બેસાડ્યો. બુદ્ધિ પ્રમાણે ત્હેણે સારો અભ્યાસ કર્યો. ત્હેમાં નીતિ અને વિનય વિગેરે સારા સારા ગુણો પણ હતા. એક વખત આ બોઘાએ તપાગચ્છીય સત્યવિજયગણિનો ઉપદેશ સાંભળ્યો. અને ત્હેના પરિણામે ત્હેને જણાયું કે—' ચારિત્ર [ દીક્ષા ] જ ભવજળ તરવાને જ્હાજ સમાન છે.' આથી ગુરૂને ત્હેણે વિનતિ કરી કે—

---

આ દેરાસરના પૂર્વદ્વારમાં થઇને પ્રવેશ કરતાં ચોકીમાં ડાબી અને જમણી બન્ને તરફ એક એક લેખ છે. જ્હેમાંનો ડાબી તરફનો લેખ આ પ્રમાણે છે —

॥ ६० ॥ स्वस्ति श्री संवत् १२८५ वर्षे फाल्गुण शुदि २ रवौ श्रीमदणहिल्लपुरवास्तव्यप्राग्वाटान्वयप्रसूत ठ० श्रीचंडपात्मज ठ० श्रीचंडप्रसादांगज ठ० श्री सोमतनुज ठ० श्रीआसराजनंदनेन ठ० श्रीकुमारदेवीकुक्षिसंभूतेन ठ० लूणिग महं श्रीमालदेवयोरनुजेन महं श्रीतेजःपालाग्रजन्मना संघपतिमहामात्य श्रीवस्तुपालेनात्मनः पुण्याभिवृद्धये श्री वारंगकपर्वते श्रीअजितस्वामिदेवचैत्ये श्रीआदिनाथदेवजिनबिंबालंकृतं खत्तकमिदं कारित प्रतिष्ठितं श्रीनागेंद्रगच्छे भट्टारकश्रीविजयसेनसूरिभिः ।

( ૧ ) ડાભલા, આ ગામ વડનગરથી ૧૨ ગાઉ દૂર થાય છે. અહિં સં. ૧૯૫૩ માં મહાવીર સ્વામીની મનોહર પ્રતિમા નિકળી હતી, ત્ય્હારથી આ ગામની પુન, પ્રસિદ્ધિ વધારે થવા પામી છે.

'મહારાજ ! મ્હને દીક્ષા આપો ' ગુરૂએ કહ્યું કે—' ત્હમારાં સ્વજન-સંબંધીઓની આજ્ઞા લઇને આવો. ' ઓઘો ઘરે ગયો અને પોતાનાં સંબંધિયોની આજ્ઞા માગી. ઘરવાળાંએ ઘણી ઘણી ના પાડી પરન્તુ ત્હેણે પોતાની હઠ છોડી નહિં. આથી આખરે બધાઓએ રજા આપી. તે પછી ઓઘો સાધુનાં આવશ્યક સૂત્રો અને આચારોનો અભ્યાસ કરવા લાગ્યો. છેવટે સં. ૧૭૩૫ની સાલમાં શુભ મુહૂર્ત્તમાં ત્હેણે ચાણસ્મામાં ભટેવા પાર્શ્વનાથને ભેટીને દીક્ષા લીધી. ઓઘાના દીક્ષોત્સવમાં ભાગ લેવાને પાટણના શ્રાવકો પણ આવ્યા હતા. શ્રી[1]સત્યવિજય કવિરાજે ઓઘાને પોતાને હાથે દીક્ષા આપીને

---

(૧) સત્યવિજય, તેઓ લાડણુના રહીશ હતા. પિતાનું નામ વીરચંદ્ર હતું અને માતાનું નામ વીરમદે. મૂલનામ શિવરાજ હતું. ૧૪ વર્ષની વયે ત્હેમણે વિજયસિંહસૂરિ પાસે દીક્ષા લીધી હતી. સં. ૧૭૨૯ માં પંન્યાસપદ મળ્યું હતું અને સં. ૧૭૫૫ ના પોષ સુદિ ૧૨ શનિવારના દિવસે પાટણમાં સ્વર્ગવાસી થયા હતા.

સત્યવિજયજી પંન્યાસના નિર્વાણના સંબંધમાં જુદા જુદા મતો પડે છે. પ્રસ્તુત વૃદ્ધિવિજયગણિ રાસમાં ચોખ્ખું લખ્યું છે કે—

અનુક્રમેં સત્તર પંચાવને મન૦ પામ્યો તે નિરવાણ. મ૦ ૩

જ્યારે જિનવિજયજી, પોતાના બનાવેલા કપૂરવિજયગણિ નિર્વાણ રાસમાં લખે છેઃ...

'સત્તાવને પોસ માસ' શ્રી સત્યવિજય પન્યાસ આ૦
સ્વર્ગવાસ લહે નવ પદ ધ્યાન, પમાઉલેજી.

આ. ઇ. જૈન રાસમાળા ભા, ૧, પૃ. ૧૨૩

અર્થાત્ આમાં નિર્વાણ સંવત્ ૧૭૫૭ બતાવ્યો છે. બીજી તરફ જિનહર્ષે 'સત્યવિજયજીનો નિર્વાણ રાસ' સં. ૧૭૫૬ ના મહા શુદિ ૧૦ ના દિવસે પૂરો કર્યો છે. આ ત્રણે મતોમાં સાચો મત કયો, તે એક વિચારવા જેવું છે. તો પણ એટલું તો સ્પષ્ટ દેખાય છે કે જિનવિજયજીના કથન પ્રમાણે તો ૧૭૫૭ નો સંવત્ તો તદ્દન ખોટોજ છે. કારણ કે સં. ૧૭૫૬ ના મહા સુદિ દશમે તો ત્હેમનો નિર્વાણ રાસ બન્યો છે. હવે ૧૭૫૫ સાચો કે ૧૭૫૬, તેજ માત્ર વિચારવાનું રહે છે. જિનહર્ષે, સત્યવિજયનિર્વાણ રાસમાં, નિર્વાણ સંવત્ આપ્યો નથી. જ્યારે રાસ પૂર્ણ કર્યાનો સંવત્ આપ્યો છે. આથી

ત્હેનું વૃદ્ધિવિજય નામ પાડી પોતાના વડા શિષ્ય [1]કર્પૂરવિજયજીના ચેલા બનાવ્યા. આ વખતે કુશળવિજયકવિ પણ સાથે હતા.

હવે ગુરૂ અને દેવની ભક્તિ કરતાં શ્રીવૃદ્ધિવિજયજીએ શાસ્ત્રાભ્યાસ કરવા માંડયો. ન્હાના શિષ્યનો સારો અભ્યાસ જોઈને ગુરૂ ઘણા રાજી થતા. તે પછી ગચ્છનાયક પાસે ત્હેમને વડી દીક્ષા અપાવી. તેમ યોગ પણ વહેવરાવ્યા અને કર્મગ્રંથાદિનો અભ્યાસ પણ કરાવ્યો તદનન્તર ગુરૂએ પાસે રહીને ત્હેમને પંડિતપદ પણ અપાવ્યું. તેમ અનેક શિષ્ય-શિષ્યાઓ પણ ત્હેમને સોંપ્યાં. તે પછી સં. ૧૭૫૫ ની સાલમાં ગુરૂશ્રી સત્યવિજય કવિ પાટણમાં સ્વર્ગવાસી થયા.

ગુરૂના સ્વર્ગવાસ થયા પછી, શ્રીવૃદ્ધિવિજયજી ગુરૂનો સંઘાડો સારી રીતે વહન કરવા લાગ્યા. પાટણનો જૈન સમુદાય ત્હેમને બહુ માન આપવા લાગ્યો. તેઓ યથાશક્તિ સંયમ પાળતા ગામોગામ વિહાર કરવા લાગ્યા જે પૈકી બે ચાર ચોમાસાં પાટણમાં કર્યાં.

સંવત્ ૧૭૬૯ ની સાલમાં ત્હેમણે પાટણમાં ચોમાસું કર્યું હતું.

---

સત્યવિજયજીનો નિર્વાણ ૧૭૫૫ ના પોષ માસમાં થયો હોય, અને તે પછી લગભગ એક વર્ષે જિનહર્ષે ત્હેમનો નિર્વાણરાસ બનાવ્યો હોય, તો તે બનવા જોગ છે. અને એવું તો કોઈ પ્રમાણ મળતું નથીજ કે-સત્યવિજયનો સ્વર્ગવાસ થયા પછી, તુર્તજ જિનહર્ષે નિર્વાણ રાસ બનાવ્યો છે. જો તે પ્રમાણે મળતું હોય તો ત્હેમનો નિર્વાણ સં. ૧૭૫૬ નો છે, એમ કહેવાને કારણ મળે ખરું.

(૧) કર્પૂરવિજયજી-પાટણની પાસેના વાગરોડ ગામના રહીશ હતા. ત્હેમના પિતા પોરવાડ વંશીય ભીમજીશાહ હતા, માતાનું નામ હતું વીરા. ત્હેમનું મૂલ નામ કહાનજી હતું. સં. ૧૭૨૦ના માગશર સુદિમાં ત્હેમણે શ્રીસત્યવિજયજી પાસે દીક્ષા લીધી હતી. ત્હેમને આનંદપુરમાં શ્રીવિજયપ્રભસૂરિએ પંડિત પદ આપ્યું હતું. ત્હેમનો પાટણમાં સં. ૧૭૭૫ ના શ્રાવણ વદિ ૧૪ ને સોમવારે સ્વર્ગવાસ થયો હતો. આ કર્પૂરવિજયજીને વૃદ્ધિવિજયજી નામના શિષ્ય હોવાનું જિનવિજયજીએ 'કર્પૂરવિજય નિર્વાણ રાસ' માં પણ લખ્યું છે. એને તે આજે વૃદ્ધિવિજયજ છે.

ચોમાસુ પૂરૂ કર્યા પછી કાર્ત્તિક વદિ ૧૪ નો ત્હેમણે ચોવિહારો ઉપવાસ કર્યો. અમાવાસ્યાના દિવસે સ્હવારની ક્રિયા કરીને વ્યાખ્યાન કર્યું અને તે પછી નીવીનું પચ્ચખ્ખાણ કરી ગોચરી માટે નિકળ્યા. તેઓ એક શ્રાવકને ત્હ્યાં ગોચરી ગયા, ત્હેવામાં કર્મયોગે એકાએક ત્હેમને ચક્કર આવ્યું અને એકદમ ત્હ્યાંજ આયુષ્ય પૂરૂ કર્યું. કંઇ પણ રોગ કે દુઃખ સિવાય ગુરૂનો એકાએક દેહાન્ત થવાથી દરેકને બહુ આશ્ચર્ય અને શોક થયો. લોકો ભેગા થઇ ગયા અને નિર્વાણોત્સવની તૈયારી કરવા માંડી. ચૂવો, ચંદન, સૂખડ વિગેરે અનેક સુગંધિત પદાર્થો ભેગા કર્યા. તેમ નાણું વિગેરે ઉછાળતા ઉછાળતા ગુરૂને શહેર બહાર લઈ જઇને કાર્ત્તિક વદિ અમાવાસ્યાને દિવસે અગ્નિસંસ્કાર કર્યો. તે પછી સત્યવિજય પંન્યાસનાં પગલાંની પાસેજ ત્હેમનાં વૃદ્ધિવિજયજીનાં પગલાં પણ સ્થાપન કર્યા.

શ્રી [1]વૃદ્ધિવિજયજીના શિષ્ય શ્રીહંસવિજયજીના કથનથી પંન્યાસના ધર્મમિત્ર સુખસાગરે આ રાસ રચ્યો છે.



(૧) આ, વૃદ્ધિવિજયજીના સબંધમા એક ખુલાસો કરવો જરૂરનો છે. આ વૃદ્ધિવિજયજી, તે વૃદ્ધિવિજય નથી કે જહેમણે ઉપદેશમાળા–બાળાવબોધ અને જીવવિચાર સ્તવન બનાવ્યુ છે. કારણ કે આ બન્નેના કર્ત્તા પોતાને સત્યવિજયજીના શિષ્ય તરીકે ઓળખાવે છે. પ્રસ્તુત વૃદ્ધિવિજયજી તો કર્પૂરવિજયજીના શિષ્ય છે. વળી જીવવિચાર સ્તવનના કર્ત્તા. વૃદ્ધિવિજયજીએ સ. ૧૭૧૨ માં તો સ્તવન રચ્યું છે, જ્યહારે પ્રસ્તુત વૃદ્ધિવિજયજીએ તો દીક્ષાજ સ. ૧૭૩૫ માં લીધી છે સત્યવિજયજી પણ બન્ને જુદા જુદાજ છે. પ્રસ્તુત રાસમા વર્ણવેલ સત્યવિજયજી, વિજયસિંહસૂરિના શિષ્ય છે, જ્યહારે જીવવિચાર સ્તવન અને ઉપદેશમાલા–બાળાવબોધના કર્ત્તા વૃદ્ધિવિજયજીના ગુરૂ સત્યવિજયજી તો, રત્નવિજયજીના ગુરૂભાઇ એટલે બીજા કોઇના ચેલા છે.



## કાપડહેડા રાસ.

જોધપુર સ્ટેટમાં બિલાડાથી જોધપુર જતાં બિલાડાથી ૧૬ માઇલ ઉપર કાપરડા નામનું એક ન્હાનું ગામ આવે છે. અહિં શ્રી સ્વયંભૂપાર્શ્વનાથનું ભવ્ય મંદિર છે. એ પાર્શ્વનાથની ઉત્પત્તિ અને સ્થાપનાના સંબંધમાં સં. ૧૬૯૫ માં મુનિ દયારત્ને[1] આ રાસ રચ્યો છે. જેનો સાર આ છે:—

આ યુગમાં એક અચંબાની વાત છે, કે જહે ઘણાએ નજરે જોઇ છે. તે એ છે કે-ખરતરગચ્છના આચારજીયા [2]શાખાના

---

(૧) દયારત્ન, એ જિનચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષસૂરિના શિષ્ય થતા હતા. આમણે 'न्यायरत्नावली' નામનો એક ગ્રંથ બનાવ્યો છે, ત્હેની એક પ્રતિ મારી પાસે છે. વળી ત્હેમણે 'આચારંગ સૂત્ર' ની સં. ૧૬૨૬ માં લખાએલી એક પ્રતિ સં. ૧૭૧૧ ના માગશર સુદિ ૧૧ ના દિવસે કોઈ ગૃહસ્થ પાસેથી મેડતામાં વ્હોરેલી, તેની અંતમાં ત્હેમણે પોતાનો પરિચય આપ્યો છે. તે ઉપરથી જણાય છે કે-તેઓ ખરતરગચ્છીય, આદ્ય પક્ષના ભટ્ટારક જિનદેવસૂરિની પાટ ઉપર થયેલ જિનસિંહસૂરિના પટ્ટાલંકાર જિનચંદ્રસૂરિના પટધર જિનહર્ષસૂરિના શિષ્ય થતા અને તેમને વાચનાચાર્યની પદવી હતી.

આ દયારત્ને સં ૧૬૯૨ ના માઘ સુદિ ૫ ને સોમવારના દિવસે પોતાના ગુરૂભાઈ ગુણરત્નના આગ્રહથી સંગ્રહણી-મૂલની પ્રતિ લખી હતી. ત્હેમાં પણ ત્હેમણે પોતાનો પરિચય ઉપર પ્રમાણે આપ્યો છે. આ પ્રતિ ઉદેપુરમાં ગોડીજીના ભંડારમાં છે.

(૨) ખરતરગચ્છની આ શાખા વિ. સં. ૧૫૬૪ માં નિકળી હતી. જૂઓ, ઇંડિયનએન્ટીક્વેરી સ. ૧૫૮૨, પેજ ૨૪૯; રત્નસાગર ભાગ ૨ જાના પૃ. ૧૨૪ માં લખવામાં આવ્યું છે કે—આ શાખા મારવાડમાં આચાર્ય શાંતિસાગરથી શરૂ થઇ હતી '

જિનચંદ્રસૂરિને સં. ૧૬૭૦ માં જોધપુરમાં આ પ્રમાણેનુ દૈવીવચન મળ્યું:—' કાપડહેડામાં ત્રણ બાવળની તળેટીમાં ત્રણ વાંસ ભૂમિની નીચે પાર્શ્વનાથની પ્રતિમા છે.' આ વચનથી શ્રદ્ધાળુ જિનચંદ્રસૂરિ[1] કાપડહેડે આવ્યા, પરન્તુ અહિં કંઇ કાર્ય સિદ્ધિ જેવું જોયું નહિં. તેથી તેઓ મેડતામાં જઇને જાપ કરવા બેઠા. ત્હાં ત્હેમને દૈવી હુકમ થયો કે—' તુમે ત્હાં જઇને જમીન સૂધી જોજ્યો, અને જ્યહા સુગ ધિત જમીન લાગે, ત્હાં દૂધ સીંચજ્યો તેથી મૂર્ત્તિ પ્રકટ થશે.' એ પ્રમાણે કરતાં સં. ૧૬૭૪ના પોષ વદિ ૧૦ ના દિવસે જમીનપર શ્વેત અ કુર જણાયો. એ પછી દિવસે દિવસે અંકુર વધતા વધતાં આખી મૂર્ત્તિ પ્રગટ થઈ. અહિં અગીયાર લાખ વર્ષ ઉપર ચોમુખનો પ્રાસાદ હતો તે પ્રમાણે હવે અહિં પ્રાસાદ કરવા [2]નારાયણભંડારીને કહ્યું. તેને કહેવામા આવ્યું કે—'એક તો તમારા પિતાનું કુલ [3]ભંડારી અને નામ પણ ભાણુ—સૂર્ય કે જહેમ બીજા સૂર્ય છે' કવિ કહે છે.

' ભાનો છાનો નહી ભૂવણિ અદભુત દાન ધનદ અહિનાણુ કિ '

જગત્માં [4]ભાણનું નામ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. દાનવડે કરીને ત્હેણે ધનદ ( કુબેર ) ની પદવી મેળવી છે, પહેલા તે મ્હોટો એક

---

(૧) જિનચંદ્રસૂરિ, એ ખરતરગચ્છીય જિનસિંહસૂરિની પાટ ઉપર થયા હતા. સ. ૧૬૭૮ ના વૈશાખ સુ ૧૫ ને સોમવારે સ્વયભૂપાર્શ્વનાથની અને સ. ૧૬૮૮ મા સ્વયભૂપાર્શ્વનાથના પરિકરની પ્રતિષ્ઠા કરી હતી એ હકીકત અહિના શિલાલેખો બતાવી આપે છે

૨ નારાયણ ભંડારી, એ ભંડારી ભાંનાનો પુત્ર થતો હતો અત્યારે આ મંદિરમા જહે સ્વયંભૂપાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિ છે, ત્હેના ઉપરના લેખમાં ભાનુના ત્રણ પુત્રો પૈકી નારાયણનુ નામ પણ આપ્યુ છે.

૩ ભંડારી એ ગોત્રનુ નામ છે આ ગોત્રની ઉત્પત્તિ મહાજન વંશમુક્તાવલી ના કર્ત્તા વિ. સ ૧૪૭૮ મા થયાનુ જણાવે છે જૂઓ તે પુસ્તકનુ પૃ ૬૯

૪ ભાન ( ભાનુ ), એણે આ મંદિરમા સ. ૧૬૭૮ ના વૈશાખ શુદિ ૧૫ ને સોમવારના દિવસે ખરતરગચ્છીય જિનચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા

હુકમતદાર-ફોજદાર હતો, પછી ભાગ્યબલે તે સંસારમાં મ્હોટો કીર્તિવાળો થયો. સં. ૧૬૭૫ ના માગશર શુદિ ૩ ના દિવસે ભાને દેરાસરનો આરંભ કર્યો અને સં. ૧૬૭૬ માં પદ્માશિલાનો પ્રારંભ કર્યો અને શ્રી પાર્શ્વનાથને પીઠે બેસાર્યા. આ મુહૂર્ત ઉપર એવડો મોટો મેળાવડો થયો કે બીજાથી તો પાણી પણ પુરૂ થઇ શકે નહિં. પરંતુ ભાણે દેરેકને લાપસીનું ભોજન જમાડયું અને વધુમાં મુખવાસની સાથે નાણું વ્હેંચીને દુષ્કૃત દૂર કર્યાં. ભટ્ટારક (આચાર્ય) અને ભાભા (ભાંભ) ને પાર્શ્વનાથ પ્રભુ હાજરા હજુર હતા, એટલે પછી ન્યૂનતાજ શી હોય ? ઉત્તમ દેહરૂં જોઇને દેવો વંદન કરવા આવવા લાગ્યા. અઢાર હાથનો પ્રતિપાલક દેવ, ગોરો, કાળો અને શકિતયો દેવ, તેમ ખડગધારી ક્ષેત્રપાલે ત્હાં વાસો કર્યો. એકંદર ઘણા દેવોનું વાસસ્થાન આ ભવ્ય દેરાસર થઇ ગયું. પાર્શ્વનાથ પ્રભુની પણ સાત ફણાવાળી મનોહર મૂર્તિ હતી સં. ૧૬૮૧ના વૈશાક સુદિ ૩ને દિવસે દંડ, કલશ, અને ધ્વજા ચઢાવવાનું મુંહૂર્ત્ત નક્કી કર્યું. દેશ-દેશાવરોમાં કાગળો મોકલીને નિમંત્રણો કર્યાં. મુહૂર્ત્ત ઉપર ગામો અને શહેરોના લોકોનો મ્હોટો સમુદાય એકઠો થયો. બધાઓને દાળ, ભાત, શાક અને ભરપૂર ઘી યુક્ત લાપસીનું ભોજન કરાવ્યું, પાંચ દંડની ધ્વજા અને કળશનું સ્થાપન કર્યું. ભાણના પુત્ર નારાયણે બહોળા હાથે ધન વાવર્યું. કોઇને 'ન' કાર કર્યોજ નહિં. દુ:ખી લોકોને ભરપૂર દાન આપ્યું. સંઘની અને સાધુઓની સેવા કરીને અપૂર્વ લાભ લીધો. ઘણું ગૌદાન અને સુવર્ણદાન કરી બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા. એવી રીતે ભોજક ભાટ અને ચારણો વિગેરેને પણ મ્હોં માગે દાન કર્યું. વડા પ્રધાને હુકમ કાઢયો કે—

કરાવી હતી. આ સબંધી શિલાલેખ મૂલનાયક ઉપર અત્યારે પણ વિદ્યમાન છે. શિલાલેખ ઉપરથી જણાય છે કે-ભાન, એ ઓશવાલ વશીય શાય લાખણના સંતાનમાં થએલ ભડારી ગોત્રીય અમરનો પુત્ર થયો હતો. ત્હેની સ્ત્રીનું નામ ભગતાદે હતું. તેને ત્રણ પુત્રો નારાયણ, નરસિંહ અને સોઢા હતા. પૌત્રો તારાચંદ, ખંગાર અને નેમિદાસ હતા

અહિં દરેક ચૈત્રી પૂનમે મ્હોટો મેળો કરવો. જિનચંદ્ર અને પાર્શ્વનાથના પસાયથી ભાના અને નારાયણના ઘરે અખૂટ લક્ષ્મી થઇ. કવિ નારાયણની પ્રશંસા કરતાં કહે છેઃ—

" ભંડારી ભાનાસુતન નારાયણ નારાયણ રૂપ કિ;
દેવગુરૂરાગી ભાગભલ ધણુસમ અવર ન દીઠ અનૂપકિ." ધું ૨૦

વળી નરસિંઘ અને સોઢો એ બે ભાઇઓ હતા. તારાચંદ, ખંગાર અને કપૂરચંદ એ કિરિયાવર કરનારા હતા. શ્રી પાર્શ્વનાથના પસાયથી ત્હેમની ચડતી કલા થઇ. આ દેરાસર સિવાય ત્હેમણે બીજાં જ્હે જ્હે સેવાકાર્યો કર્યાં, તે પણ ઉદારતાયુક્ત અને વ્યવધાન રહિતજ કર્યાં.

હવે શ્રી જિનચંદની પાટે શ્રી જિનહર્ષસૂરિ થયા. તેઓ પણ પાર્શ્વનાથની સેવાથી વધારે પ્રતાપી થયા. જ્હે કોઇ અદેખાઇથી પ્રભુને માને નહિં, ત્હેને ચોક્કસ શિક્ષા કરતા. પહેલાં પણ અહિં ઘણા ચમત્કારો દેખાતા. પોસ વદિ ૧૦ ના દિવસે પાણીથી દીવો બળતો, સાતશેર લાપસીમાં સંઘ અને ગામ જમતું. રાજાએ પણ આ વાતની ખાતરી કરી હતી અને નિશ્ચય થતાં ત્હેને જણાયું હતું કે, આ દેવના દેવ અને બળવાનના બળવાન છે.

કાપડહેડાના સ્વયંભૂપાર્શ્વનાથના[1] ચમત્કારોથી ચમત્કૃત થઇ કાપડહેડામાં બેસીને જિનહર્ષસૂરિના રાજ્યમાં શિષ્ય દયારત્ને સં. ૧૬૯૫ માં આ રાસ રચ્યો છે.

---

૧ સં. ૧૭૨૧ માં ઉપાધ્યાય શ્રી મેઘવિજયજીએ બનાવેલ ' પાર્શ્વનાથ નામમાલા ' માં કાપડહેડાને પાર્શ્વનાથના તીર્થ તરીકે ઓળખાવ્યું છે. જૂઓ, ' પ્રાચીન તીર્થમાળાસંગ્રહ. ' પૃ. ૧૫૧.



# શ્રીવૃદ્ધિસાગરસૂરિ.

તપાગચ્છની સાગરમતના સ્થાપક શ્રીરાજસાગરસૂરિના શિષ્ય વૃદ્ધિસાગરસૂરિના નિર્વાણને ઉદ્દેશીને સૂરિના પટ્ટધર શિષ્ય લક્ષ્મીસાગરસૂરિના રાજ્યમાં પં. દીપસૌભાગ્યે આ રાસ રચ્યો છે અને સં. ૧૭૫૫ માં લખાયેલી પ્રતિ પ્રમાણે તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

જ્હે સમયનું આ વૃત્તાન્ત લખાયું છે, તે સમયે ગુજરાતમાં આવેલું ચાણસમા[1] ગામ પૂર જાહોજલાલીવાળું હતું. ત્હાં દાતા

---

૧ ચાણસમા, એ વડોદરા રાજ્યના એક તાલુકાનુ મુખ્ય ગામ છે અને તે પાટણ (ગુજરાત) થી ૧૦ માઇલ ઉપર આવેલું છે. ચાણસમાની વસ્તી લગભગ ૭૦૦૦ માણુમની છે. કહેવાય છે કે–અહિં પહેલાં એક જૂની મસજીદ હતી જ્હેની પાળનો થોડોક ભાગ અત્યારે પણ મોજૂદ છે. આ મસજીદમાંથી હોજમાં ઉતરવાને પત્થરનાં ઘણાં પગથિયાં છે. આ હોજનું હાલમાં તળાવ થયું છે. મસજીદના પાયાની અંદરથી વીસ ઇંચ ઉપરાન્તની મ્હોટી ઇંટો નિકળે છે. આ મસજીદને બારે માસ ચાંદ જોવાની બાર બારીઓ હતી. જુદા જુદા માસનો ચંદ્રમા જુદી જુદી બારીમાંથી જોઈ શકાતો, આ ઉપરથી ગામનું મૂળ નામ ચાંદસમા પડ્યું અને ત્હેનો અપભ્રંશ થઇ હાલ ચાણસમા થયું હશે, એમ કહેવાય છે ( જૂઓ, કડી પ્રાંત સર્વસંગ્રહ, પૃ. ૪૫૦ )

ચાણસમામાં એક ખાસ ઉલ્લેખવા યોગ્ય ઐતિહાસિક ઘટના બની હતી તે એ કે–વિક્રમની સત્તરમી શતાબ્દિમાં વિજયપક્ષ અને સાગરપક્ષમાં મ્હોટો ક્લેશ ચાલતો હતો. તેમાં સાગરોને ગચ્છ બહાર કરવામાં આવ્યા હતા. તેઓને ગચ્છમાં લેવા સબંધી વિચાર કરવાને એક વખત અમદાવાદ વિગેરેના સંઘો અને વિજયદેવસૂરિ વિગેરેની એક બેઠક અહિં મળી હતી. ( જૂઓ વિજયતિલકસૂરિ રાસ. પૃ ૧૨૦ )

અને મ્હોટા પરોપકારી પુરૂષો રહેતા હતા અહિં **ભટેવા પાર્શ્વ-નાથનું** મનોહર મંદિર હતું. ( અત્યારે પણ છે ) અહિં **શ્રીમાલી**-જ્ઞાતીય ધર્મવંત, યશવંત શાહ શિરોમણિ **ભીમજી** અને તેનાં પત્ની **ગમતાદે** રહેતાં હતાં. બન્નેની સાધુઓ પ્રત્યે પૂર્ણ ભક્તિ હતી. એક વખત **ગમતાદે**ને સ્વપ્ન આવ્યું કે—' જાણે મ્હારે આંગણે કલ્પવૃક્ષ ફળ્યું છે. ' સ્વપ્નની વાતથી પતિ–પત્નીને બહુ હર્ષ થયો. પુણ્યપ્રભાવે ગમતાદેને ગર્ભ રહ્યો અને દિવસો પૂરા થયે સં. ૧૬૮૦ ના ચૈત્ર શુદ ૧૧ ને રવિવારે પુત્રને જન્મ આપ્યો. માતા પિતા અને સ્વજનોમાં આનંદોત્સવ થઇ રહ્યો. જન્મોત્સવ કરવા પૂર્વક શુભ દિવસે કુંવરનું નામ હરજી રાખવામાં આવ્યું.

**ભીમજી**ના કુલમાં ચંદ્રસમાન આ બાળક દ્વિતીયાના ચંદ્રની માફક દિવસે દિવસે વધવા લાગ્યો. કુંવરની કાન્તિ અને ગુણોએ દરેકને મોહિત કર્યા. વિદ્યાભ્યાસ અને બુદ્ધિથી તે ખૂબ વિચક્ષણ થયો. હરજી હમેશાં **રાજસાગરસૂરિનું**[1] વ્યાખ્યાન શ્રવણ કરતો

---

વળી અહિં સં. ૧૭૩૫ ની સાલમાં **વીસનગરના બોઘા** નામના ગૃહસ્થે સત્યવિજય કવિરાજની પાસે દીક્ષા લીધી હતી, જ્હેમનું નામ વૃદ્ધિવિજયજી રાખવામાં આવ્યું હતું. તેઓ સત્યવિજયજીના શિષ્ય કર્પૂરવિજયજીના શિષ્ય થયા હતા. ( જૂઓ, આજ સંગ્રહનો વૃદ્ધિવિજયરાસ પૃ. ૫૪ )

ચાણસમા—એ **પાર્શ્વનાથ**, ખાસ કરીને **ભટેવા પાર્શ્વનાથ**ના તીર્થ તરીકે બહુ પ્રસિદ્ધિ પામેલું ગામ છે. પ્રાચીન અનેક તીર્થમાળાઓમાં **પાર્શ્વ-નાથ**ના તીર્થ તરીકે ત્હેનો ઉલ્લેખ થયેલો છે. જૂઓ, '**પ્રાચીન તીર્થમાળા સંગ્રહ**' માં આવેલ **પં. ચારિત્રસાગર**ના શિષ્ય **પં. કલ્યાણસાગરે** બનાવેલ **પાર્શ્વનાથ ચૈત્યપરિપાટી** પૃ. ૭૨, **મેઘવિજય ઉપાધ્યાયે** સં. ૧૭૨૧ માં બનાવેલ **પાર્શ્વનાથ નામમાળા** પૃ. ૧૫૦, અને વિનય-કુશળના શિષ્ય **શાંતિકુશલે** સં. ૧૬૬૭ માં બનાવેલ **ગોડી પાર્શ્વનાથસ્તવન** પૃ. ૧૯૯.

૧ રાજસાગર, એઓ ગુજરાતમાં આવેલા **સિંહપુર** ( વડનગરની પાસેના **શીપુર** ) ના રહેવાસી હતા. ત્હેમના પિતાનું નામ દેવીદાસ હતું અને

પરિણામે સંસારની અસારતા, ધર્મથી થતો લાભ, દેશવિરતિ અને સર્વવિરતિ ધર્મનું સ્વરૂપ સમજતાં ત્હેને ( હરજીને ) સર્વ વિરતિ ધર્મનો સ્વીકાર કરવાનો ( દીક્ષા લેવાનો ) વિચાર થયો. છેવટ સં. ૧૬૯૯ માં ખંભાતમાં પાટણના રૂપજી દોસીએ કરેલા ઉત્સવપૂર્વક હરજીએ પોતાની માતા સાથે દીક્ષા લીધી. ગુરૂએ તેનું નામ હર્ષસાગર સ્થાપન કર્યું.

---

માતાનું નામ કોડિમદે મૂળ નામ ત્હેમનું મેઘજી હતું. ત્હેમને એક બીજા ભાઈ હતા, જ્હેમનું નામ હતું નાનજી. બન્ને ભાઇઓએ માતાની સાથે લબ્ધિસાગરજી પાસે દીક્ષા લીધી હતી. એકનું નામ મુક્તિસાગર રાખ્યું અને બીજાનું નેમિસાગર. યોગ્યતા પ્રાપ્ત થયે મુક્તિસાગરને પંડિત પદ મળ્યું અને નેમિસાગરને ઉપાધ્યાય પદ. સં. ૧૬૭૪ માં નેમિસાગરજીનો સ્વર્ગવાસ થયો. સં. ૧૬૭૯માં મારવાડમાં આવેલા નાડલાઇ ગામમાં, અમદાવાદથી વિજય-દેવસૂરિએ મોકલેલ વાસક્ષેપ લેવા પૂર્વક ત્હેમને ઉપાધ્યાય પદ મળ્યું હતું. સં. ૧૬૮૬માં અમદાવાદમાં, વર્દ્ધમાનના પુત્ર વસ્તુપાલે કરેલા ઉત્સવ પૂર્વક ત્હેમને આચાર્યપદ આપવામાં આવ્યું હતું. અને નામ રાજસાગરસૂરિ રાખવામાં આવ્યું.

રાજસાગરસૂરિ ઉપર શાન્તિદાસ શેઠની પૂર્ણશ્રદ્ધા હતી. આમનીજ સહાયતાથી શાન્તિદાસ શેઠે સાગરગચ્છ કાઢયો હતો. રાજસાગરસૂરિનો સં. ૧૭૨૧ની સાલમાં ભાદરવાશુદ ૬ ના દિવસે રાજનગરમાં સ્વર્ગવાસ થયો હતો. રાજસાગરસૂરિએ કુલ ૮૪ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. પોતાની ૨૮ વર્ષની ઉમરે ત્હેમને પંડિત પદ મળ્યું હતું, ૧૪ વર્ષ ૫ ડિત પદ ભોગવ્યા પછી ઉપાધ્યાય પદ મળ્યું હતું, સાત ૫ ઉપાધ્યાય પદ ભોગવ્યા પછી ત્હેમને સૂરિ પદ મળ્યું હતું. તેઓ મહાન્ ત્યાગી હતા, હમેશાં પાંચ વિગયનો ત્યાગ કરતા. ત્હેમણે પોતાની જિંદગીમાં પાંચ હજાર તો આંબિલ કર્યાં હતાં. આ ઉપરાંત છઠ્ઠ, અઠ્ઠમ અને ઉપવાસાદિ ઘણી તપસ્યાઓ કરી હતી. કૃપાસાગરના શિષ્ય તિલકસાગરે બનાવેલા રાજસાગરસૂરિરાસમાંથી ઉપરની હકીકત મળે છે.

શાન્તિદાસ શેઠના રાસમાં, જે 'જૈનરાસમાળા ભાગ ૧' માં છપાયેલ છે, રાજસાગરસૂરિ સંબંધી એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે—અમદાવાદમાં જ્યારે રાજસાગર આવ્યા, ત્યારે શાંતિદાસશેઠે, ત્હેમને ઉપાધ્યાય પદ અપાવવા માટે વિજય-

હર્ષસાગરે પોતાના ગુરૂ પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માંડ્યો, સાધુનો ધર્મ, શ્રાવકનો ધર્મ, વ્યાકરણ, ન્યાય, ગણિત અને જ્યોતિષાદિનો અભ્યાસ કરવા ઉપરાંત આગમોનો પણ અભ્યાસ કરી લીધો. હવે તેઓ વ્યાખ્યાન કરવા લાગ્યા, અને બીજા સાધુઓને ભણાવવા લાગ્યા. હર્ષસાગરની આ શક્તિથી ગુરૂને બહુ પ્રસન્નતા થઈ. સાધુના સર્વ ગુણયુક્ત, ક્ષમાયુકત અને ગુરૂ સેવામાં તત્પર હર્ષસાગર હાર્વ સાધુઓ અને શ્રાવકોમાં પણ ખૂબ માન અને પ્રસિદ્ધિ પામવા લાગ્યા. સં. ૧૬૯૮ના પૌષ સુદિ ૧૫ ને ગુરૂવારના દિવસે અમદા-

---

સેનસૂરિને બોલાવ્યા અને ત્હેમને વિનતિ કરી. વિજયસેનસૂરિએ કહ્યું કે—જો એમ પદવીઓ આપીએ તો ઠેકાણે ઠેકાણે પદવીધરજ થઈ જાય. ત્હેનું માહાત્મ્ય નજ રહે શાન્તિદાસ શેઠે ઘણું સમજાવવા છતાં પદવી નજ આપી. આથી શાન્તિદાસ શેઠને ઘણુંજ ખોટું લાગ્યું, તે પછી કેટલાક વર્ષો બાદ ખંભાતથી વિજયદેવસૂરિ પાસેથી વાસક્ષેપ મંગાવીને ત્હેમને આચાર્ય પદ આપ્યું હતું. રાજસાગરસૂરિના ઉપદેશથી શાન્તિદાસ શેઠે અગીયાર લાખ રૂપિયા ખરચ્યા હતા.

રાધનપુરમાં શાન્તિનાથ ભગવાનના મંદિરમાં ૪૦ શ્લોકોનો એક શિલાલેખ છે, આ શિલાલેખ પુણ્યસાગરસૂરિના શિષ્ય અમૃતસાગરે બનાવેલો છે. તેના ૭ મા અને ૮ મા શ્લોકોમાં રાજસાગરસૂરિની પ્રશંસા કરતાં કહ્યું છે:—

" तत्पट्टशकहरिदद्रिविकाशभानुः
सूरीश्वरः सकललक्षणलक्षितांगः ।
श्रीराजसागरगुरुर्वरसूरिवंशः
सर्वागमार्थकलनादिषु शुद्धबुद्धिः ॥ ७ ॥
श्रीमत्सागरगच्छनायकतयैश्वर्यं यदीयं स्फुर—
त्युच्चैः सत्त्वसमाधिशीलतपसां येषां प्रभावाः क्षितौ ।
गर्जंति प्रतिपक्षदर्पदलने सामर्थ्यभाजःस्फुटं
वंद्यास्ते वरसूरिमंत्रमुदिताः सद्रत्नदीपोपमाः ॥ ८ ॥

વાદમાં શાહ શ્રીપાલ[1]ના પુત્ર વાઘજીશાહે કરેલા ઉત્સવપૂર્વક રાજસાગરસૂરિએ હર્ષસાગરને આચાર્યપદવી આપી અને ત્હેમનું નામ વૃદ્ધિસાગરસૂરિ પાડયું. તે પછી શાહ શાન્તિદાસના કુલના મુકુટમણિ સમાન શાહ પનજી અને ત્હેના પત્ની દેવકીએ સં. ૧૭૦૭ ના વૈશાખ સુ. ૭ ના દિવસે અમદાવાદમાંજ ત્હેમનો વંદના મહોત્સવ કર્યો.

હવે શ્રીવૃદ્ધિસાગરસૂરિ પોતાની મીઠી વાણીથી ભવ્યજનોને પ્રતિબોધ કરતા અને શમદમાદિ સાધુ ધર્મનું પાલન કરતા દેશ-પરદેશમાં વિહાર કરવા લાગ્યા. દિવસે દિવસે શિષ્ય સમુદાય પણ વધતો ગયો. પોતાની મુસાફરીમાં ત્હેમણે શત્રુંજય, ગિરિનાર, આબુ, ગોડી પાર્શ્વનાથ, રાણુપુર, તારંગા, અને શંખેશ્વર વિગેરેની યાત્રાઓ પણ કરી. તેમજ છઠ, અઠ્ઠમ, અને આંબિલ વિગેરે અનેક તપસ્યાઓ પણ કરી.

સં. ૧૭૪૫ ના વૈશાખ વદિ ૨ ને મંગળવારના શુભ યોગમાં ગુરૂએ નિધિસાગર[2] નામના શિષ્યમાં સંપૂર્ણ યોગ્યતા જાણીને

---

૧ શ્રીપાલ એ સત્તરમી શતાબ્દિના અમદાવાદના આગેવાન શેઠિયાઓ પૈકીના એક હતા. સાગરો અને વિજયના ઝઘડામાં તેઓ રસ લેતા હતા. તેઓ વિજયપક્ષમાં હતા અને તેથી દેવસાગરે નેમિસાગર ઉપર લખેલા એક પત્રમાં ત્હેમને પોતાના પક્ષમાં લેવાની ભલામણ લખી હતી. જૂઓ વિજયતિલકસૂરિ રાસ, પૃ. ૪૨.

આ શ્રીપાલે સં. ૧૬૬૮ ના ફાગણ વદિ ૧ ને રવિવારના દિવસે વિજયદેવસૂરિના સમયમાં ઉપાધ્યાય કલ્યાણવિજયના ઉપદેશથી સ્વકીય ભંડારમાં ષોડશક વિવરણની પ્રતિ અને સં. ૧૬૬૭ મા તેમનાજ ઉપદેશથી સમ્મતિતર્ક પ્રથમ ખંડની પ્રતિ મૂકી હતી. આ ષોડશક વિવરણની પ્રતિ પૂના-ડેક્કન કાલેજની લાયબ્રેરીમાં છે, અને સમ્મતિતર્કની પ્રતિ લીંબડીના ભંડારમાં છે.

૨ નિધિસાગર. એમનો જન્મ ખંભાતમાં સં. ૧૭૨૮ ના ચૈત્ર સુદિ ૫ ના દિવસે થયો હતો. જો કે ત્હેમના પિતા હેમરાજ અને માતા રાજબાઇ

ત્હેમને આચાર્યપદ આપ્યું. અને નામ લક્ષ્મીસાગર પાડયું. આ આચાર્યપદ વખતે પણ શાન્તિદાસશેઠ[3]ના સુપુત્ર શેઠ લક્ષ્મી-

---

મારવાડમાં આવેલ સિવાણચી (ખીવાણદી) ગામનાં હતાં, પરન્તુ પાછળથી ખંભાતમાં આવી રહેલાં હતાં. તેઓ ઓશવાલ જ્ઞાતીય અને છાજડગોત્રીય હતા, નિધિસાગરની દીક્ષા વડોદરામાં સ. ૧૭૩૬ વૈશાખ સુદિ ૩ ના દિવસે થઇ હતી. ( જૂઓ, ઐતિહાસિક રાસમાલા ભા. ૧ લો પૃ. ૨૦ )

૩ શાન્તિદાસ શેઠ, એ વિક્રમની સત્તરમી શતાબ્દિમાં અમદાવાદમાં થઇ ગયેલ એક મ્હોટા નગરશેઠ હતા. ત્હેમના પિતાનુ નામ સહસ્રકિરણ હતું. સહસ્રકિરણને કેટલા પુત્રો હતા, એ સંબધી તપાસ કરતાં જણાય છે કે ત્હેમને બે પુત્રો હતા. વર્દ્ધમાન અને શાંતિદાસ. લીંબડીના ભંડારમાં अंगचूलिया पयन्ना ની એક પ્રતિ છે, તેની અંતમાં આ પ્રમાણે લખેલુ છે –

" साह श्रीवच्छा सुत साह सहस्रकिरणेन स्वभंडारे गृहीत्वा सुतवर्द्धमानशांतिदासपरिपालनार्थं ॥ "

ભાવનગરના પંન્યાસજી શ્રીગંભીરવિજયજી મહારાજના ભંડારમાં पुष्पमालावृत्ति નામની એક પ્રતિની અંતમા પણ ઉપર પ્રમાણેનાજ શબ્દો છે, એ ઉપરથી સમજાય છે કે—સહસ્રકિરણને બે પુત્રો હતા. શાન્તિદાસ શેઠ ઘણા વિખ્યાત પુરૂષ થઇ ગયા છે. ત્હેમણે જૈન સમાજના એક આગેવાન પુરૂષ તરીકે જ્હેમ પ્રસિદ્ધિ મેળવી હતી, તેમ તે વખતના બાદશાહના પણ માનીતા થવાનુ ગૌરવ પ્રાપ્ત કર્યું હતુ. શાન્તિદાસ શેઠના સમયમાંજ વિજય અને સાગરે વચ્ચે મહાન્ યુદ્ધ ચાલતુ હતુ જ્હેમા શાન્તિદાસ શેઠે આગેવાનીભર્યો ભાગ લીધો હતો. તેઓ સાગરોના પક્ષમા થઇ ગયા હતા અને પછીથી ત્હેમણે સાગરમત કાઢયો હતો.

શાન્તિદાસ શેઠે ચિંતામણિ પાર્શ્વનાથનુ એક બાવન જિનાલય મંદિર બંધાવ્યું હતુ. આ મંદિર અમદાવાદનુ એક પરું, જ્હે શરસપુરના નામથી ઓળખાય છે, ત્હાથી લગભગ એક ખેતરવા દૂર છે આ મંદિર એક તીર્થ તરીકે ગણાતુ હતુ. શ્રીશીલવિજયજી નામના એક કવિએ સં. ૧૭૪૬ મા બનાવેલી તીર્થમાળામા શાન્તિદાસના આ મંદિરનો ઉલ્લેખ કરતાં કહ્યુ છે.—

" ઓસવંશે શાંતિદાસ શ્રીચિંતામણિ પૂજ્યા પાસ,
પ્રભુ સેવાઇ ગજસ પદા દિલ્લીસરિ બહુ માન્યો સદા. ૧૫૧

ચંદે ઘણું દ્રવ્ય ખરચીને પદ મહોત્સવ કર્યો હતો અને શાહ ઋષભદાસ વાઘજીએ હેમનો વંદના મહોત્સવ કર્યો.

વિત વાવરીઉં ધરમિં ઘણું સાતે ષેત્રે કરી સોહામણું;
ચિંહું પુત્રે વલી સોભા ઘણી વંશ વિભૂષણ તે બહુ ગુણી." ૧૫૨
( પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૧૨૫ )

કવિની ઉપરની બે કડિયોમાં શાન્તિદાસ શેઠનો પરિચય મળી જાય છે. આ શાન્તિદાસ શેઠનો સ્વર્ગવાસ સં. ૧૭૧૫ માં થયો હતો, એમ કૃપાસાગરના શિષ્યે બનાવેલા **રાજસાગરસૂરિ રાસ**ની નીચેની કડી ઉપરથી જણાય છેઃ—

'સંવત સંતરસેં વરસ પનરોતરઇ અહારો પ્રાણ આધાર;
સાહ શાંતિદાસરે સુરલોકે ગયા તિહાં અહ્મો જાવું નિરધાર.' ૬૧

શ્રીયુત **મોહનલાલ દલીચંદ દેસાઇએ** 'જૈનરાસમાળા ભાગ ૧' ની પ્રાથમિક **સમાલોચના**ના પૃ-૧૦ માં જણાવ્યું છે કે **માનવિજય** ઉપાધ્યાયે '**ધર્મસંગ્રહ**' નામનો ગ્રંથ આ **શાંતિદાસ** શેઠના આગ્રહથી બનાવ્યો હતો,' પરન્તુ તે ઠીક નથી. 'ધર્મસંગ્રહ' બનાવ્યાનો સંવત્ ૧૭૩૧ નો છે, અને શાન્તિદાસ શેઠ તો સં. ૧૭૧૫ માંજ સ્વર્ગવાસી થયા હતા. ખરી વાત એ છે કે-માનવિજય ઉપાધ્યાયે જ્હે **શાંતિદાસ** શેઠના આગ્રહથી '**ધર્મસંગ્રહ**' બનાવ્યો હતો, તે આ નગરશેઠ **શાંતિદાસ** નહિં, કિન્તુ તે વખતે એક બીજા **શાંતિદાસ** હતા, હેમના આગ્રહથી બનાવ્યો હતો. પ્રસ્તુત નગરશેઠ શાન્તિદાસ ઓસવાલ વંશીય હતા, જ્યારે ધર્મસંગ્રહ માટે સૂચના કરનાર **શાંતિદાસ શ્રીવંશીય** હતા. નગરશેઠ **શાંતિદાસના** પિતાનું નામ **સહસ્રકિરણ** હતું, જ્હારે **ધર્મસંગ્રહ** કરાવનારના પિતાનું નામ **મનિઆ** હતું. ધર્મસંગ્રહની પ્રશસ્તિ જોવાથી આ સ્પષ્ટ થશે. આ બન્ને શાન્તિદાસ શેઠનો પરિચય કવિ **શીલવિજયજી**એ પોતાની **તીર્થમાળા**માં પણ આપ્યો છે. જૂઓ, પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૧૨૪-૧૨૫.

કહેવું જરૂર થઈ પડશે કે—જો કે શાન્તિદાસ શેઠના સંબંધમાં હીરવર્ધનના શિષ્ય ક્ષેમવર્ધન નામના કવિએ સં. ૧૮૭૦ના અશાડ સુદિ ૧૪ ને ગુરૂવારે બનાવેલ 'શાન્તિદાસ શેઠનો રાસ' કે જે 'જૈનરાસમાળા' ના ભાગ ૧ લામાં છપાયો છે, તે ઉપરથી નહિ જેવી હકીકત મળે છે. પરન્તુ શાન્તિદાસ શેઠના વખતમાં ભારતની મુસાફરીએ આવેલા વિદેશી મુસાફરો

સંવત્ ૧૭૪૭ માં વૃદ્ધિસાગરસૂરિ, સંઘના આગ્રહથી શેખપુર ( અમદાવાદથી પશ્ચિમમાં ૨ા માઇલ ઉપર છે ) માં ચોમાસુ કરવા ગયા, અને ત્યહાં પ્રભાવના, સાધર્મિકવાત્સલ્યાદિ અનેક ધર્મ કાર્યો પણ થવા લાગ્યાં પરન્તુ ત્યહાં હેમની તબીયતમાં કંઇક બિગાડા થવા લાગ્યો. અને શરીર જીર્ણ થવા લાગ્યું. આથી શેઠ લક્ષ્મીચંદ વિગેરે અમદાવાદ શહેરના આગેવાન ગૃહસ્થોએ વિચાર કર્યો કે—આવા વરસાદના દિવસોમાં આપણે વારંવાર ગુરૂને વંદન કરવા અને હેમની તબીયતની સંભાળ લેવા શી રીતે જઇ શકીશું ? છેવટ સૂરિજીને વિનતિ કરીને તેઓને અમદાવાદ શહેરમાં લાવી મૂળ ઉપાશ્રયમાં પધરાવ્યા. લક્ષ્મીસાગરજી પણ હેમની સાથે આવ્યા. વાચક ઇંદ્રસૌભાગ્ય[1] ગણિ પણ રાજપુર ( કે જે અમદાવાદથી દક્ષિણમાં

---

જેવા કે—ઓજીલ્બિ ( ઇ. સ. ૧૬૭૩ ), થિબેનોટ ( ૧૬૬૬–૬૭,) મૅાન્ડેસ્લો ( ૧૬૩૮–૪૦ ), અને ટેવર્નિયર ( ૧૬૪૧–૬૮ ) વિગેરેએ પોતપોતાના ભ્રમણ વૃત્તાન્તોમાં શાન્તિદાસ શેઠે બનાવેલા દર્શનીય મંદિરની અને કોઇ કોઇએ તો ખાસ શાન્તિદાસ શેઠની મુલાકાતો લઇ જુદે જુદે હકીકતો લખી છે, તે ઘણુંજ નવીન અજવાળું પાડે તેમ છે. તે બધી હકીકતો ભેગી કરીને શાન્તિદાસ શેઠ સંબંધી ખાસ એક સ્વતંત્ર નિબંધ લખવાની જરૂર છે. આવી ટૂંકી નોટમાં વિશેષ શું લખી શકાય ?

૧ ઇંદ્રસૌભાગ્ય, એમના ગુરૂનું નામ સત્યસૌભાગ્ય હતું. શાંતસૌભાગ્ય નામના મુનિએ સં. ૧૭૮૭માં પાટણમાં ' અગડદત્તઋષિની ચોપાઇ ' બનાવી છે, જહેની એક પ્રતિ પુના ડેક્કનકોલેજ લાયબ્રેરીમાં છે, હેની અંતમાં કર્ત્તાએ પોતાની પૂર્વ પરંપરા બતાવી છે જે આ પ્રમાણે છે;—

રાજસાગરસૂરિ, હેમના શિષ્ય વૃદ્ધિસાગરસૂરિ, હેમના લક્ષ્મીસાગરસૂરિ, હેમના કલ્યાણસાગરસૂરિ, હેમના શિષ્ય ઉપાધ્યાય સત્યસૌભાગ્ય, હેમના શિષ્ય ઇંદ્રસૌભાગ્ય ઉપાધ્યાય, હેમના શિષ્ય વીરસૌભાગ્ય, હેમના પ્રેમસૌભાગ્ય અને હેમના શિષ્ય શાંતસૌભાગ્ય. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે—રાજસાગરની પાટ પરંપરામાં થયેલ સત્યસૌભાગ્યના ને શિષ્ય થતા હતા. આ ઇંદ્રસૌભાગ્યે લોકભાષામાં धूर्त्ताख्यान સં. ૧૮૧૨ માં બનાવ્યું છે,

૧ માઈલ ઉપર આવેલું એક-પરૂં છે ) થી મૂળ ઉપાશ્રયમાં આવ્યા, આ સિવાય શ્રીપૂજ્યના શિષ્ય કાન્તિસાગર ઉપાધ્યાય, પંડિત ક્ષેમસાગરગણિ, નયસાગર ગણિ, ગણિ હિતસાગર, ગણિ વીરસાગર અને કીર્ત્તિસાગર વિગેરે સર્વશિષ્ય મંડલી ગુરૂની અહર્નિશ સેવા કરવામાં ગુંથાઇ ગઈ.

વૃદ્ધિસાગરસૂરિએ આચાર્ય લક્ષ્મીસાગરજીને[2] છેવટની

---

ત્હેમાં પણ પોતાને સત્યસૌભાગ્યના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે. આની એક પ્રતિ પાલીતાણામાં મુનિરાજશ્રી કર્પૂરવિજયજીના ભંડારમાં છે.

આ ઇંદ્રસૌભાગ્યના પ્રશિષ્ય અને વીરસૌભાગ્યના શિષ્ય મુનિ પ્રેમસૌભાગ્યે સુહાલા ગામમાં સં. ૧૭૭૪ના આસો શુદિ૧૩ ને ગુરૂવારે જયવિજયરાસની એક પ્રતિ લખી હતી. આ પ્રતિ પૂના–ડેક્કન કૉલેજની લાયબ્રેરીમાં છે.

આ ઉપરાન્ત આજ ઇંદ્રસૌભાગ્યે, દિગમ્બરાદિ અગિઆર મતના સ્વરૂપને પ્રકાશ કરનારી મહાવીરવિજ્ઞપ્તિ રૂપ પટ્ત્રિંશિકા બનાવેલી છેઃ— જ્હેની અંતમાં પોતાનો પરિચય આપતાં લખે છે કેઃ—

" इत्थं वाचकनायकस्य सुगुरोः श्रीसत्यसौभाग्यस-
ग्राम्नो वादिमदद्रुमैककरिणोऽन्तेवासिनेंद्रेण च " ।

આ વાક્યમાં પોતાને વાદિના મદ રૂપી વૃક્ષને તોડવામાં એક હાથી સમાન બતાવેલ છે. આ પુસ્તકની સં. ૧૭૦૯ના વૈશાખ વદી ૪ના દિવસે રાધનપુરમાં લખેલી એક પ્રતિ પૂના–ડેક્કન કૉલેજ લાયબ્રેરીમાં વિદ્યમાન છે.

૨ લક્ષ્મીસાગર.આપણા પૂર્વ પરિચિત નિધિસાગરજી એજ આ લક્ષ્મીસાગરસૂરિ છે. ત્હેમણે સિદ્ધાચલ,ગિરિનાર, તારંગા, અંતરીક્ષજી,આબૂ વિગેરેની યાત્રાઓ કરી હતી. સં. ૧૭૮૮ ના સૂરતના ચાતુર્માસમાં ત્હેમનું શરીર જીર્ણ થતાં ત્હેમણે વિજયાદશમીને દિવસેપ્રમોદસાગરને ગચ્છનો ભાર સોંપ્યો હતો. અને ત્હેમને આચાર્ય પદવી આપી ત્હેમનું નામ કલ્યાણસાગરસૂરિ સ્થાપ્યું હતું. છેવટે સં. ૧૭૮૮ ના આસો વદિ ૭ ના દિવસે રાત્રીએ તેમનો સ્વર્ગવાસ થયો હતો.

( જૂઓ, ઐ. રાસમાળા, ભાગ ૧ લો, નિવેદનનું પૃ. ૨૦–૨૧ )

શિખામણ આપતાં કહ્યું—" મ્હેં ત્હમને ન્હે મ્હોટો ગચ્છભાર સોંપ્યો છે, ત્હેને તથા ચતુર્વિધ સંઘને ત્હમે સારી રીતે સંભાળજો. શુદ્ધ ચારિત્ર પાળજો. ધર્મકાર્ય કરજો, તેમ બુરાનપુર, સૂરત, ખંભાત, પાટણ, રાધનપુર, વડોદરા, મોભા ( મહુઆ ), અંકલેશ્વર, ભરૂચ, નડીયાદ, ડભોઇ અને સોજીતરા વિગેરે મ્હોટાં મ્હોટાં શહેરો, બંદરો, નગરો અને ગામોમાં અમારૂં નામ લઇને ધર્મલાભ પહોંચાડજો અને દઢતાપૂર્વક ધર્માચરણ કરતા રહી મનુષ્ય જન્મ સફળ કરજો. "

ગુરૂનો અવસાન સમય જાણીને અમદાવાદનો સંઘ ગુરૂના દર્શન માટે એકઠો થવા લાગ્યો.શેઠ શાન્તિદાસના કુલદીપક શેઠ લક્ષ્મીચંદ[1], શા. હેમચંદ ( તે શેઠ શાંતિદાસના પુત્ર ) શા. રતનજીના પુત્ર ખેમચંદ ( જેઓ શેઠ શાન્તિદાસના પૌત્ર થતા હતા, ), શા. હીરાચંદ, શા. મોતીચંદ,શા. માણેકચંદના પુત્ર સૌભાગ્યચંદ અને

---

૧ શેઠ લક્ષ્મીચંદ, એ શાન્તિદાસ શેઠના પુત્ર થતા હતા. શાન્તિદાસ શેઠ-ને કુલ પાંચ પુત્રો હતા:-૧ પનજી,૨ રતનજી, ૩ લક્ષ્મીચંદ ૪ માણેકચંદ અને ૫ હેમચંદ. એ પ્રમાણે પાંચપુત્રો હોવાનું શાંતિદાસ શેઠના રાસમાં જણાવ્યું છે, જ્હારે રાજસાગરસૂરિરાસમાં ચાર પુત્રો ગણાવ્યા છે. જ્હેમ—

' શાહ શાંતિદાસના સુત સવે સુંદર રતનપરિં રતનજી સાહ રાજિં;
સાહ લખમીચંદ સાહ માણેકચંદ હેમજીસાહ ચડતિ દિવાજેં ૨૯

આમાં પનજીનું નામ ગણાવ્યું નથી. આવીજ રીતે પં. શીલવિજયજીએ સં. ૧૭૪૮ માં બનાવેલી તીર્થમાળામા પણ

' ચિહુપુત્રે વલી મોભા ઘણી વંશ વિભૂષણ તે બહુ ગુણી. '

આ પ્રમાણે ચાર પુત્રો હોવાનું જણાવ્યું છે. સંભવ છે આ કર્ત્તાઓના સમયમાં ત્હેમના ચારજ પુત્રો વિદ્યમાન હોય

શાંતિદાસ શેઠના ઉપર્યુક્ત પુત્રો પૈકી ત્હેમની પછી નગરશેઠની પદવી તો ત્હેમના પુત્ર લક્ષ્મીચંદજ ભોગવતી હતી—જૂઓ. જૈન રાસમાળા (સમાલોચના) પૃ. ૨૦

તેમના બીજા ભાઈ મોહનચંદ, શા. ઋષભદાસ વાઘજીના કુલદીપક શા. ગુલાલચંદના, પુત્ર શા. ધર્મચંદ, શા. નાનચંદ, શા. રહિઆના પુત્ર શા. સૌભાગ્યચંદ, શા. સૂરચંદ સુંદરદાસ, શા. વસ્તુપાલના પુત્ર શા. ગલુકચંદ, શા. કલ્યાણમલ્લજીના પુત્ર શા. ન્યાલચંદ, શા. હીરાણંદ, શા. પ્રેમચંદ, દોસી સિંઘાના પુત્રો દોસી પનજી, ધનજી અને રતનજી, દોસી વાઘાના દોસી ગેલચંદ, દોસી ખેમજી, રવજીનો દોસી નાનુ, લાલજી, દોસી સોમના દોસી પ્રેમા, દોસી આણંદજી, સા. તેજસી, અમરચંદ, વીરા, સા. રૂપચંદ, કલ્યાણમલ્લ, સા. માણિકય, ડુંગરસીહ, સા. પોમસી, સોમસી, સા. ગલાલચંદ, સા. તારાચંદ, ધનિયા, સા. તિલકસી, ટોકર, સા. હીરચંદ, સૂરચંદ, સા. તિલકસી રવજી, દોસી રૂપજી રવજી, સુમતિદાસ, સા. ગોડીદાસ, સા. હીરા, મેઘજી, વ્હોરા હીરા અને ઉદયસિંહ વિગેરે શ્રાવકો આવવા લાગ્યા. કાલુપુર, સિકંદરપુર, અહમદપુર, શેખપુર, મીરાંપુર અને બીજાં પરાંઓમાંથી શ્રાવકો આવવા લાગ્યા. અને પૂજ્યને પૂજવા લાગ્યા; આવી રીતે શ્રાવક શ્રાવિકાઓએ કરેલી પૂજામાં ઘણા રૂપિયા એકઠા થયા.

વૃદ્ધિસાગરસૂરિ પ્રતિસમય અરિહંતનું ધ્યાન ધરવા લાગ્યા. ચોરાસીલાખ જીવયોનીને ખમાવી લીધી અને પોતાના પાપોની આલોચના કરી મિચ્છામિદુક્કડ દઇ દીધો. છેવટ ચાર શરણનો આશ્રય લઈ સં. ૧૭૪૭ ના આસો સુ. ૩ ના દિવસે સવાપ્રહર દિવસ ચઢતાં સડસઠ વર્ષનું આયુષ્ય પૂરૂં કરી તેઓ સ્વર્ગવાસી થયા.

સૂરિજીનો સ્વર્ગવાસ થતાં આખા સંઘને બહુ દુઃખ થયું. તે પછી ગુરૂના શબને સ્નાન કરાવી સૂખડ, કેસર, કસ્તૂરી અને કપૂર વિગેરે સુગંધિત પદાર્થોથી શ્રાવકોએ વિલેપન કર્યું. સુંદર વિમાન જેવી માંડવી બનાવી, ત્હેમાં તેઓને પધરાવીને એક પવિત્ર ભૂમીમાં લઇ જઇ દસસેર અગર અને અઢારમણ સૂખડથી સૂરિજીનો અગ્નિ-સંસ્કાર કરવામાં આવ્યો. પછી બધા સ્નાન કરી ઉપાશ્રયે આવ્યા,

અને **લક્ષ્મીસાગરસૂરિ**ના મુખથી વૈરાગ્યમય ઘણોજ સરસ ઉપદેશ શ્રવણ કર્યો.

હવે વૃદ્ધિસાગરસૂરિની પાટને ત્યાગી, વૈરાગી અને ગંભીરાદિ ગુણોવાળા **લક્ષ્મીસાગરસૂરિ** દીપાવવા લાગ્યા.

**માણિક્યસૌભાગ્ય**[1]ના પ્રશિષ્ય અને પં. **ચતુરસૌભાગ્ય**ના શિષ્ય **દીપસૌભાગ્યે** આ રાસ રચ્યો છે.

---

૧ આ માણિક્યસૌભાગ્ય તે છે કે જહેઓ લાવણ્યસૌભાગ્યના શિષ્ય થતા હતા. આ લાવણ્યસૌભાગ્યે સં. ૧૮૨૯ ના આસો સુ. ૧૧ને રવિવારના દિવસે માણિક્યસૌભાગ્યને ભણવા માટે ભક્તામરસ્તોત્રનો ટબો લખ્યો હતો. આ ટબાની અંતમાં લાવણ્યસૌભાગ્ય પોતાને પં. દેવસૌભાગ્યગણિના પ્રશિષ્ય અને પં. રત્નસૌભાગ્યગણિના શિષ્ય તરીકે ઓળખાવે છે. આની એક પ્રતિ પૂના–ડેક્કન કૉલેજ લાયબ્રેરીમાં છે.



## જિનોદયસૂરિ વીવાહલું.

---

વિક્રમની પંદરમી શતાબ્દિમાં થઇ ગયેલ આચાર્ય જિનોદયસૂરિનું આ વિવાહલું ત્હેમનાજ શિષ્ય મેરૂનંદનગણિ[1]એ બનાવ્યું છે 'ત્હેમનાજ શિષ્ય' એમ કહેવામાં કવિનાજ શબ્દો પ્રમાણભૂત છે. શરૂઆતની બીજી કડીમાં કવિ કહે છે—

" ઇકકું જગિ જુગપવરૂ અવરૂ નિયદિખ્ખગુરૂ,
થુણિસુ...નિયમઇબલેણુ "

આવીજ રીતે અન્તિમ કડીમાં પણ કવિ લખે છે—

" અમ્હ સો દિખ્ખગુરૂ દેઉ સુપસનઉ
દંસણુ નાણુ ચારિત્ત સુદ્ધિ "

આ ઉપરથી ચોક્કસ જણાય છે કે જિનોદયસૂરિ એ કર્ત્તાના દીક્ષાગુરૂ થતા હતા.

કવિએ પ્રથમની કડીમાં પાર્શ્વનાથભગવાનની સ્તુતિ કરી જિનોદયસૂરિનો વીવાહલો બનાવવાની પોતાની ઉત્કંઠા બતાવી છે. પછી બીજી કડીમાં જિનોદયસૂરિનો પરિચય ( યુગપ્રધાન અને પોતાના દીક્ષાગુરૂ ) આપી 'નિયમઇબલેણુ' નિજમતિબલવડે કરીને

---

૧ આ મેરૂનંદનગણિ જિનદેવસૂરિના શિષ્ય થના હતા. ત્હેમણે ગુજરાતી ભાષામાં અજિતશાંતિસ્તવ બનાવેલું છે. આ ઉપાધ્યાયની એક મૂર્તિ, કે જેની પ્રતિષ્ઠા સં. ૧૪૬૯ માં જિનવર્ધનસૂરિએ કરી હતી, ઉદેપુરથી ૧૭ માઇલ ઉપર આવેલ દેલવાડાના એક મંદિરમાં છે. આ મૂર્તિ ઉપરનો લેખ 'देवकुलपाटक' નામના મારા નિબંધમાં આપ્યો છે.

એ શબ્દથી પોતાની લઘુતા બતાવી છે. અનન્તર ત્રીજી કડીથી કવિ વિષયની શરૂઆત કરે છે. જ્હેનો સાર આ પ્રમાણે છે:

સુપ્રસિદ્ધ ગુજરાત દેશના પાલણપુર[1] નગરમાં રૂદ્રપાલ નામનો એક વ્યવહારી રહેતો હતો. ત્હેની ધારલાદેવી નામની સ્ત્રી હતી. ત્હેને સં. ૧૩૭૫માં ઉત્તમસ્વપ્નસૂચિત પુત્ર ઉત્પન્ન થયો. મ્હોટા ઉત્સવ પૂર્વક ત્હેનું નામ સમર રાખવામાં આવ્યું. અનુક્રમે બીજના ચંદ્રની માફક કુંવર વયથી વધવા લાગ્યો, તેમ જ્ઞાનકલાઓમાં પણ પ્રવીણ થતો ગયો.

કોઇ એક સમયે આ પાલણપુર નગરમાં મોહતિમિરને

---

૧ પાલણપુર, એ પાલણપુર એજન્સીનું મુખ્ય નગર છે. સંસ્કૃત ગ્રંથોમાં આ નગરનો 'પ્રહ્લાદનપુર' ના નામથી ઉલ્લેખ કરેલો છે. 'હીરસૌભાગ્યકાવ્ય' વિગેરેમાં આ નગરની પ્રાચીન જાહોજલાલીનું સારૂં વર્ણન કરવામાં આવ્યું છે. આ નગરના સ્થાપક 'પ્રહ્લાદનદેવ' કે જ્હેઓ ચંદ્રાવતીની પરમાર શાખાના રાજપૂત હતા અને જ્હેના પિતાનું નામ 'ધારાવર્ષદેવ' હતું, તેમણે 'પાર્થપ્રાક્રમ' નામનો સંસ્કૃત ગ્રંથ બનાવ્યો છે. આ ગ્રંથ વડોદરાની 'ગાયકવાડ ઓરિયેન્ટલસિરીઝ' નં. ૪ માં પ્રકટ થયો છે. આના ઉપરથી જણાય છે કે 'પ્રહ્લાદનદેવ' સં. ૧૨૨૦ થી ૧૨૬૫ સુધી યુવરાજાવસ્થામાં રહ્યો હતો. આ ગ્રંથની પ્રસ્તાવનામાં એ પણ જણાવ્યું છે કે— પૂર્ણભદ્રે 'અતિમુક્તચરિત્ર' અહિં સં. ૧૨૮૨માં બનાવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે આ નગર સંવત્ ૧૨૨૦થી ૧૨૮૨ના સમય દરમીયાન વસાવેલું હોવું જોઈએ. આજ પ્રહ્લાદનદેવે અહિં 'પ્રહ્લાદનપાર્શ્વનાથ' ની સ્થાપના કરી હતી અને તેથીજ આ ગામ પણ તીર્થ તરીકે ગણાયું છે.

પાલણપુર એ ઇતિહાસ પ્રસિદ્ધ સ્થાન છે. જગદ્ગુરૂ હીરવિજયસૂરિ અને શ્રીસોમસુંદરસૂરિ જેવા મહાન્ પુરૂષોની જન્મભૂમી તરીકે પવિત્ર ગણાયેલું આ નગર છે પ્રાચીન સમયમાં તો અહિં જૈનોની ઘણીએ વસ્તી હતી, અત્યારે પણ લગભગ નજીક હજાર જૈનો અહિં વસે છે.

૧ જિનકુશલસૂરિનો જન્મ સમિઆના નગરમાં સં. ૧૩૩૭ માં થયે
હતો. તેમનું ગોત્ર છાજહડ હતું. પિતાનું નામ જિલ્હાર, અને માતાનું નામ જય-
તશ્રી હતુ સં. ૧૩૪૭ માં દીક્ષા; ૧૩૭૭ ના જયેષ્ઠ વદિ ૧૧ ના દિવસે રાજેન્દ્રા-
ચાર્યે સૂરિમંત્ર આપ્યો ૧૩૮૯ના ફાલ્ગુણ વદિ અમાવાસ્યાએ દેરાઉરનગરમાં
સ્વર્ગગમન. તેઓ ન્હાના દાદાના નામથી પ્રસિદ્ધ છે. તેમના શિષ્યોમાં
જયધર્મ ઉપાધ્યાય, લબ્ધિનિધાન ઉપાધ્યાય, વિનયપ્રભ ઉપાધ્યાય અને
જિનપદ્મસૂરિ-એ મુખ્ય હતા. તેમણે તરૂણપ્રભાચાર્યને આચાર્ય પદવી આપી
હતી. આમણે જિનપ્રબોધસૂરિની મૂર્તિની સં. ૧૩૮૧ માં પ્રતિષ્ઠા કરી હતી.
આ મૂર્તિ ઉદેપુરની પાસે દેલવાડાના મંદિરમાં છે. વધુ માટે જૂઓ રત્નસાગર
બીજો ભાગ પૃ. ૧૧૮.

૨. ભીમપલ્લીને હાલ ભીલડી કહે છે. આ ગામ ડીસા શહેરથી પશ્ચિમમાં
લગ ૧૧ માઈલ ઉપર આવેલું છે. ભીમપલ્લી એ ઐતિહાસિક પ્રાચીન
છે. અહિં ઘણા ઇતિહાસ પ્રસિદ્ધ બનાવો બનેલા છે. આ સંબંધી
મી કલ્યાણવિજયજીએ આત્માનંદપ્રકાશના ૧૮ મા પુસ્તકના ૩ મ
('જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય' શીર્ષક લખેલો લેખ
જ્વાણું પાડે છે.

જિનકુશલસૂરિ બિરાજતા હતા. શુભ મુહૂર્તે દીક્ષા આપવાનું નક્કી થયું. મહાવીરસ્વામીના મંદિરમાં નાણુ માંડવામાં આવી. સમરનો વરઘોડો ચઢ્યો. ઘણું દાન દેવામાં આવ્યું. ઉત્તમ વાજિંત્રો વાગવા લાગ્યાં. એ પ્રમાણે મ્હોટા ઉત્સવપૂર્વક સં. ૧૩૮૨માં **સમરે** પોતાની બ્હેન કીલ્હુની સાથે દીક્ષા લીધી. **સમરનું** નામ **સોમપ્રભ** રાખવામાં આવ્યું. ત્હેણે જિનાગમનો સારી રીતે અભ્યાસ કર્યો, એટલે સં. ૧૪૦૬ માં **જેસલપુર**[1]માં ત્હેને **વાચનાચાર્ય**ની પદવી આપવામાં આવી. અનુક્રમે વિહાર કરતા અને ધર્મોપદેશ આપતા આપતા **સોમપ્રભગણિ** ગચ્છનો ભાર વહન કરવાને શક્તિવાન્ થયા. તે પછી સં. ૧૪૧૫ના આષાઢ વદિ ૧૩ના દિવસે ખંભાતમાં[2]

---

૧ આ જેસલપુર એજ વર્ત્તમાનનું સુપ્રસિદ્ધ જેસલમેર છે. રાજપૂતાનામાં જોધપુરથી પશ્ચિમોત્તર ૧૪૦ માઈલ ઉપર આવેલું આ નગર છે. પ્રાચીન જૈનમંદિરો અહિં ઘણાં છે અને તેથી જૈન તીર્થ તરીકે આ ગામની પ્રસિદ્ધિ છે. સૌથી વધારેમાં વધારે પ્રાચીન જૈનગ્રંથો, એકલા જૈનગ્રંથો નહિં—હિંદુ ગ્રંથો પણ સાચવી રાખવાનું સૌભાગ્ય આ નગરને મળેલું છે. સાડીચારસો-પાંચસો જૈનોની અહિં વસ્તી છે. પ્રાચીન **તીર્થમાળાઓ**માં જેસલમેરનું નામ **તીર્થ** તરીકે ઠેકાણે ઠેકાણે મળે છે. સં. ૧૭૫૦માં પં. સૌભાગ્યવિજયગણિએ બનાવેલી **તીર્થમાલા** માં, કવિ **શીલવિજયજી**એ પોતાની **તીર્થમાલા** માં, સં. ૧૭૨૧ માં મેઘવિજય ઉપાધ્યાયે બનાવેલ **श्रीपार्श्वनाथनाममाला**માં અને સં. ૧૬૬૭માં પં. **શાંતિકુશલે** બનાવેલ **गोडीपार्श्वनाथस्तवन** માં જેસલમેરનો તીર્થ તરીકે ઉલ્લેખ કરેલો છે. ( જૂઓ **प्राचीन तीर्थमाला संग्रह, पृ. ८७, १०८, १५२ અને १९९**)ખાસ કરીને **શ્રીજિનસુખસૂરિ**એ **जेसलमेर चैत्य-परिपाटी** બનાવી છે. જ્હેમાં જેસલમેરનાં મંદિરોનું વર્ણન કરવામાં આવ્યું છે. (જૂઓ. પ્રાચીન તીર્થમાળા સંગ્રહ, પૃ. ૧૪૬) આ ઉપરાન્ત **भारतभ्रमण, प्रथमखंड** ના ૧૩ મા અધ્યાયના પૃ ૨૦૨ માં પણ જેસલમેર સંબંધી જાણવા જેવી હકીકતો મળે છે.

૨ ખંભાત એ ગુજરાતનું પ્રસિદ્ધ નગર હતું અને અત્યારે પણ છે.

શ્રીતરૂણપ્રભ[1] આચાર્યે આ સોમપ્રભગણિને જિનચંદ્રસૂરિની

ખંભાતની ઐતિહાસિકતા સુવિખ્યાત છે જૈનોને માટે આ નગર એક વખત જૈનપુરી ગણાતું. અત્યારે પણ અહિં ન્હાનાં મ્હોટાં લગભગ પોણો સો દેરાસરો છે. ખાસ કરીને અહિંનો પ્રાચીન ભંડાર, જ્હે શેઠ દલપતભાઇ નગીનદાસના હાથમાં છે, ખાસ દર્શનીય છે. આખો ભંડાર તાડપત્ર ઉપર લખેલ પુસ્તકોનોજ છે. જૂના જૂના ગ્રંથો—અદ્વિતીય ગ્રંથો આ ભંડારમાં છે. ખંભાતના જૈનોની જ્હાહોજલાલી એક વખત ઓરજ પ્રકારની હતી. ઇતિહાસપ્રસિદ્ધ દાનેશ્વરી રાજીયા અને વજીયા એ આ નગરનાં રત્નો હતાં. સુપ્રસિદ્ધ શ્રાવકકવિ ઋષભદાસ પણ આ નગરનુંજ કવિરત્ન હતું. સુપ્રસિદ્ધ જૈનમંત્રિ વસ્તુપાલનો પુત્ર જયંતસિંહ સં ૧૨૭૯ માં અહિંનો સૂબો નિમાયો હતો. કલિકાલસર્વજ્ઞ પ્રભુ શ્રીહેમચંદ્રાચાર્યે કુમારપાલને સંકટના સમયમાં અહિંજ આશ્રય આપ્યો હતો. મહમ્મદશાહના સમયમાં સંવત્ ૧૩૨૫ માં બનેલી જુમામસજીદમાં લાગેલા જૈન મંદિરના થાંભલાઓ આજ પણ પ્રાચીન સ્થિતિનો પુરાવો આપી રહ્યાં છે.

અહિંના ' સ્થંભનપાર્શ્વનાથ ' ના લીધે આ ખંભાતનગર એ તીર્થ તરીકે પણ ગણાતું આવ્યું છે. પ્રાચીન તીર્થમાળાઓમાં આ નગરના તીર્થ તરીકે ઉલ્લેખો થયેલા જોવાય છે. જ્હેમ પં. મેઘે પોતાની તીર્થમાળામાં, પં. સૌભાગ્યવિજયે સં. ૧૭૫૦ માં બનાવેલી તીર્થમાળામાં, કવિ શીલવિજયજીએ પોતાની તીર્થમાળામાં, મેઘવિજય ઉપાધ્યાયે સં. ૧૭૨૧ માં બનાવેલ પાર્શ્વનાથનाममाला માં, પં. રત્નકુશલે 'પાર્શ્વનાથ સંખ્યાસ્તવન' માં અને પં' શાંતિકુશલે સં. ૧૬૬૭માં બનાવેલા ગોડીપાર્શ્વનાથ સ્તવનમાં ઉલ્લેખો કરેલા જોવાય છે ( જૂઓ प्राचीनतीर्थमाला संग्रह પૃ. ૪૮, ૯૯, ૧૨૨, ૧૫૦, ૧૬૯ અને ૧૯૮. )

૧ તરૂણપ્રભ આચાર્ય. જ્ઞાનકલશે બનાવેલ "જિનોદયસૂરિ પદસ્થાપના રાસ" અને श्रावकप्रतिक्रमणसूत्र विवरण ની પ્રશસ્તિ, કે જે પીટર્સનના ૩ જા રીપોર્ટના પે. ૨૨૧ માં છપાઇ છે; ત્હેના ઉપરથી જણાય છે કે તરૂણપ્રભને જિનચંદ્રસૂરિએ દીક્ષા આપી હતી. આ श्रावकप्रतिक्रमणसूत्र विवरण ત્હેમણે સં ૧૪૧૧ માં બનાવ્યું હતું. યશઃકીર્તિ અને રાજેન્દ્રચંદ પાસે ત્હેમણે અભ્યાસ કર્યો હતો.

પાટે સ્થાપન કર્યા, અને ત્હેમનું જિનોદયસૂરિ[1] એવું નામ સ્થાપન કર્યું.

જિનોદયસૂરિએ પાંચ પ્રતિષ્ઠાઓ કરી. તેવીસ શિષ્યો કર્યા, ચૌદ સાધ્વીઓ કરી. તે ઉપરાન્ત આચાર્ય, ઉપાધ્યાય અને વાચનાચાર્ય વિગેરેથી પોતાનો સમુદાય વધાર્યો. તેમ ગંભીરતા, ધૈર્ય,

---

૧ જ્ઞાનકલશ નામના કોઇ મુનિએ આ જિનોદયસૂરિનો 'પદસ્થાપનારાસ' બનાવ્યો છે. ત્હેમાં કેવળ જિનોદયસૂરિની પદસ્થાપનાનું વર્ણન કરવામાં આવ્યું છે. ત્હેમાં પ્રસ્તુત વિજ્ઞપ્તિમાં આપેલા વર્ણન ઉપરાન્ત ખાસ એક વિશેષતા છે. તે એ કે આ પદસ્થાપનાનો ઉત્સવ દિલ્લીના રહેવાસી રતનસિંહ અને પૂનિગે ખંભાતમાં આવીને કર્યો હતો. આ રતનસિંહ અને પૂનિગની ઓળખાણ આમ આપી છેઃ—

"ત મહિમંડલિ ઢિલ્લિયનયરો કચણુ રયણુ વિસાલુ;
ત રૂદપાલુ નીબઉ સધરો નિવસઇ તહિ **શ્રીમાલુ**. ૯
તસુ નંદણુ બહુ ગુણકલિઉ સંઘવઇ **રતનઉ** સાહુ;
ત સયલ મહોચ્છવ ધુરિ ધવલો **પૂનિગ** મનિ ઉચ્છાહુ. ૧૦
સુહગુરૂ વંદણુ ખંભપુરે કીઉ દુહિય સાધારૂ,
ત રતનસીહુ પૂનિગ સહિઉ આવઇ સપરીવારૂ. ૧૧

આ ઉપરથી જણાય છે કે–તેઓ **શ્રીમાલ**વંશીય હતા. આ પદસ્થાપના રાસમાં એ પણ જણાવ્યું છે કે આ પદમહોત્સવ ખંભાતના અજિતનાથના મંદિરમાં કરવામાં આવ્યો હતો. આગળ ચાલતાં આ પદમહોત્સવ વખતે રતનસિંહ અને પૂનિગે કરેલા દાનનું વર્ણન કરવામાં આવ્યું છે.

રત્નસાગરના બીજા ભાગના પૃ. ૧૨૧ માં ખરતરગચ્છપટ્ટાવલીનો ૫૪ મી પાટે થએલ આ જિનોદયસૂરિનું વર્ણન આપવામાં આવ્યું છે. ત્હેમાં પદમહોત્સવ કરનારનું નામ **જેસલ** આપ્યું છે, તે ઠીક નથી. પદમહોત્સવ કરનાર જેસલ નહિ પરન્તુ દિલ્લીના રહીશ **રતનસીંહ** અને **પૂનિગ** હતા, એ સ્પષ્ટ જોવાય છે.

ડૉ. જે. ક્લૅટકૃત 'સ્પેસીમેન ઑફ એ લીટરરી બિબ્લીઓ ગ્રાફિકલ જૈન ઓનોમસ્ટેકન' ના પૈ ૪૮ માં આપેલ જિનોદયસૂરિનું વૃત્તાન્ત એક

લાવણ્ય, ઇંદ્રિયજય અને વૈરાગ્યરંગ એ વિગેરે ત્હેમનામાં એવા ગુણો હતા કે—જહેને માટે કવિ કહે છે કે—

" તસ્સ પહુ ગુણગણું જેમ તારાયણું
કહિઉ કિમ સકઉં એક જીહ."

અર્થાત્—એક જીભથી ત્હેમના ગુણોનું વર્ણન કરવાને કવિ અશક્યતા બતાવે છે.

અનુક્રમે વિહાર કરતા સૂરિ પાટણ પધાર્યા. અહિં સં. ૧૪૩૨ ના ભાદરવા મહીનાના પ્રથમપક્ષની અગીયારસને દિવસે ત્હેમણે સ્વર્ગવાસ પ્રાપ્ત કર્યો. અન્તમાં આ વિવાહલાનું મહાત્મ્ય પ્રકાશતાં કવિ આ શબ્દોમાં વિવાહલું પૂરૂં કરે છે:—

" એહુ ગુરૂરાય વિવાહલઉ જે પઢઇ
જે ગુણઇ જે સુણઇ જે દેયંતિ;
ઉભય લોગેવિ તે લહઇં મહાવંછિયં
મેરૂનંદનગણિ એમ ભણંતિ"



---

પટ્ટાવલીના આધારે આપ્યું છે, ત્હેમા પણ એ જણાવ્યું છે કે નહે અજિતનાથના મંદિરમાં જિનોદયસૂરિનો પદ મહોત્સવ થયો હતો, તે મંદિર જેસલે બનાવ્યું હતું. એટલે રત્નસાગરમાં જેસલને પદમહોત્સવ કરનાર કહ્યો છે, તે ઠીક નથી જેસલ મંદિર બનાવનાર હતો. ખંભાતના ખારવાડામાં સ્થંભનપાર્શ્વનાથનું દેરાસર છે, ત્હેની ભીતમાં એક શિલાલેખ છે. આ શિલાલેખ જેસલે કરાવેલા અજિતનાથના મંદિર સંબંધીની હકીકત પૂરી પાડે છે આ લેખ ઉપરથી જણાય છે કે અજિતનાથનું આ મંદિર ત્હે સં. ૧૩૬૬ માં જિનપ્રબોધસૂરિના શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિના ઉપદેશથી બનાવ્યું હતું.



# કર્મચંદ્ર વંશાવલી પ્રબંધ.

ખરતરગચ્છીય ઉપાધ્યાય [1]જયસોમના શિષ્ય વાચનાચાર્ય [2]ગુણવિનયે સં. ૧૬૫૫ના મહાવદિ ૧૦ના દિવસે સધરનગરમાં સંભવનાથના પસાયથી જૈનમંત્રી કર્મચંદ્રની વંશાવલી રૂપ આ પ્રબંધ રચ્યો છે.

---

૧ જયસોમ—આ જયસોમનો પરિચય હેમની पंचलिंगीविवरण ની એક પ્રતિ, જે ડેક્કનકાલેજ–પૂનાની લાયબ્રેરીમાં છે, હેની નિમ્નલિખિત પ્રશસ્તિ ઉપરથી મળે છેઃ—

"संवत् १६६३ वर्षे। श्रीखरतरगच्छे। श्रीमद्युगप्रधान श्रीजिनचंद्रसूरि विजयिराज्ये। श्रीक्षेमशाखायां। वाचनाचार्य श्री प्रमोदमाणिक्य गणिशिष्य श्रीजयसोमोपाध्यायानां प्रतिरियं वाच्यमाना चिरंनंद्यात्"

આ ઉપરથી જણાય છે કે—તેઓ ખરતરગચ્છની ક્ષેમશાખામાં થયેલ પ્રમોદમાણિક્યગણિના શિષ્ય થતા હતા અને હેમને ઉપાધ્યાય પદવી હતી. હેમની કૃતિયોમાં વિચારરત્ન સંગ્રહ (સ. ૧૬૫૭) અને કર્મચંદ્ર ચરિત્ર (સંસ્કૃત) આ બે પ્રસિદ્ધિમા છે.

૨ ગુણવિનય, એઓ જયસોમના શિષ્ય થતા હતા. હેમની કૃતિયો ઉપરથી જણાય છે કે—તેઓ વિક્રમની સતરમી શતાબ્દિના અનેક વિદ્વાનો પૈકીના એક હતા. હેમના નીચેના ગ્રંથો જાણમાં આવેલા છે—

૧ દમયંતી ચંપૂ–ટીકા સં. ૧૬૪૬    ૩ વૈરાગ્યશતક ટીકા. સ. ૧૬૪૭
૨ ખંડપ્રશસ્તિકાવ્ય–ટીકા સ. ૧૬૪૧    ૪ લઘુઅજિતશાંતિ ટીકા.

પ્રારંભમાં કવિએ [1]ફ્લોધીપાર્શ્વનાથને નમસ્કાર કરી સરસ્વતી દેવીનું સ્મરણ કરી, જિનકુશલસૂરિનું હૃદયમાં ધ્યાન ધરી પોતાના ગુરૂ જયસોમ ઉપાધ્યાયનો પરિચય આપી કર્મચંદ્ર મંત્રીની વંશપરંપરા બતાવવાનો પોતાનો હેતુ વ્યક્ત કર્યો છે. તે પછી સાતમી કડીથી કર્મચંદ્રની વંશપરંપરા શરૂ કરી ૧૪૪ કડિયો સુધીમાં એની લાંબી પૂર્વ પરંપરા બતાવી છે. આમાં કર્મચંદ્રના પૂર્વ પુરૂષોનો રાજાઓ સાથેનો સંબંધ, તે રાજાઓની પૂર્વ પરંપરા, કર્મચંદ્રના પૂર્વપુરૂષોએ કરેલી લડાઇઓ, ત્હેમની તીર્થયાત્રાઓ, પ્રતિષ્ઠાઓ, પદમહોત્સવો વિગેરેનું વર્ણન આપ્યું છે. તે પછી ૧૪૫ મી કડીથી પ્રબંધનાયક મંત્રી કર્મચંદ્રનું વર્ણન શરૂ કર્યું છે. જ્હેનો સાર આ પ્રમાણે છે:—

*[1]બીકાનેરના રાજા રાય કલ્યાણમલ્લે કર્મચંદ્ર, કે જ્હેમના* પિતાનું નામ સંગ્રામ હતું, ત્હેને પોતાનો મંત્રી બનાવ્યો.

---

૫ ઇંદ્રિયપરાજય શતક વૃત્તિ સં. ૧૬૬૪
૬ રઘુવંશ ટીકા. સં. ૧૬૪૬
૭ ઉત્સૂત્રોદ્ઘટ્ટનકુલક ખંડન. સં. ૧૬૬૫
૮ અંજનાસુંદરી પ્રબંધ (ભાષા). સં. ૧૬૬૨
૯ સંબોધસત્તરી-ટીકા (શ્રીઆત્માનંદ સભા-ભાવનગર તરફથી આ ટીકા બહાર પડી છે.)

આ ઉપરાંત સંભવ છે બીજા પણ ગ્રંથો અને ટીકાઓ વિગેરે ત્હેમનાં બનાવેલ હોય.

૧ ફલોધી પાર્શ્વનાથ—જૈનોનાં અનેક પ્રાચીન તીર્થો પૈકીનું આ એક તીર્થ છે. અને તે મ્હોટી મારવાડમાં જોધપુર સ્ટેટમાં આવેલું છે. મેડતા જંકશનથી આ ગામ બિલકુલ નજીક જ છે. અહિંના પાર્શ્વનાથની પ્રતિષ્ઠા વિ. સં. ૧૧૮૧ મા રાજગચ્છમાં થયેલ શીલભદ્રસૂરિના શિષ્ય ધર્મઘોષસૂરિએ કરી હતી. પ્રાચીન તીર્થમાળાઓમાં આ તીર્થનો ઉલ્લેખ બહુ જોવાય છે. પં. મહિમાએ પોતાની ચૈત્યપરીપાટીમાં લખ્યું છે:—

" ફ્લવદિ શ્રીજિનપાસજી રે પ્રતિમા સડતાલીસ રે " (પૃ. ૫૯)

વધુ માટે જૂઓ—જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ તથા ઉપદેશતરંગિણી.

૧ બીકાનેર—એ મારવાડ-રાજપૂતાનામાં આવેલ દેશીરાજ્યનું પાટ-

મંત્રી કર્મચંદ્રે પોતાના કુટુંબ સાથે શત્રુંજય, રૈવતગિરિ, સ્થંભતીર્થ અને આબૂની યાત્રા કરી. હેણે પોતાની કાર્યદક્ષતાથી જહેમ રાજા કલ્યાણમલ્લની સંપૂર્ણ મહેરબાની મેળવી, તેમ રાજકુમાર રાયસિંહ સાથે પણ ઘનિષ્ઠ સંબંધ કરી દીધો.

રાય કલ્યાણમલ્લની ઇચ્છા હતી, કે–એક વખત હું જોધપુરના સિંહાસનમા બેસું તો કમલપૂજા કરૂં. આ ઇચ્છા તેના પૂર્વજ વિક્રમ (વીકાજી) ની હતી, અને તે ઇચ્છા પૂર્ણ કરવાની કલ્યાણમલ્લની ભાવના હતી. રાજાની આ ઇચ્છા પૂર્ણ કરવાને મંત્રી કર્મચંદ અને રાજકુમાર રાયસિંહ અકબરની સેવા કરવા લાગ્યા અને અકબરની પ્રસન્નતા મેળવી રાય કલ્યાણમલ્લની ઇચ્છા પૂર્ણ કરાવી. રાય કલ્યાણમલ્લે કર્મચંદ મંત્રીની ઘણી તારીફ કરી, અને કંઇ વચન માગવાને જણાવ્યુ. મંત્રી કર્મચંદ્રે બીજું કંઈ ન માગતાં, ચોમાસાના ચાર મહીના ઘાંચી, કુંભાર અને કંદોઈ આખા રાજ્યમાં આરંભ સમારંભ ન કરે, એવો હુકમ બહાર પાડવાની માંગણી કરી–રાજાએ તે સ્વીકારી, તે ઉપરાન્ત ' માલ ' નામનો જહે કર લેવામાં આવતો હતો, હેને જૈનો પાસેથી ન લેવાનું ઠરાવ્યું. જકાતનો ચોથો ભાગ બંધ કર્યો, તેમ બકરા ઉપર જહે કર લેવાતો તે પણ બંધ કરાવ્યો વળી રાજાએ એમ કહીને કર્મચંદ્ર મંત્રીને ચાર ગામ આપ્યા કે–મ્હારી અને હમારી સંતતિ કાયમ હોય, ત્યહાં સુધી હેનો ભોગવટો હમારો છે પોતાના સહી–સિક્કા સાથે તે ગામોનો પટ્ટો લખીને કર્મચંદ્રને આપવામા આવ્યો

---

નગર છે જોધપુર વસાવનાર જોધારાવના છઠ્ઠા પુત્ર બીકારાવ જહેનો જન્મ વિ સ. ૧૪૯૫ (ઇ. સ. ૧૪૩૮) મા થયો હતો, હેણે ઇ. સ ૧૪૮૮ મા આ નગર વસાવ્યુ હતું. મારવાડના જૈનોની મ્હોટી વસ્તીવાળાં શહેરો પૈકીનુ આ એક છે. અહિ લગભગ ચાર–સાડી ચાર હજાર જૈનોની વસ્તી છે. અનેક આલીશાન જૈન મંદિરો અને ઉપાશ્રયો પણ છે. જૈનોના પ્રાચીન જૈન પુસ્તક ભંડારો માટે પણ આ નગર પ્રસિદ્ધ છે. વધુ માટે જૂઓ **भारतभ्रमण १खंड पृ. १५१.**

કોઇ એક વખતે ઇબ્રાહીમ મીરઝા નાગોરની પાસે થઇને દિલ્હીનું રાજ્ય લેવા પસાર થતો હતો, ત્હેની સ્હામે થઇને મંત્રી કર્મચંદ્ર અને રાયસિંહે તે સેનાને નસાડી મૂકી. વળી રાયસિંહની આજ્ઞાથી અકબરની સાથે ત્હેણે ગુજરાતમાં જઇ મિરઝામહમદને હરાવ્યો હતો. તેમ સોજત,[1] સિવયાણા, જાલોર[2] અને આબૂને

---

૧ સોજત. જોધપુર રાજ્યમાં આવેલું આ ગામ રાજપૂતાના-માળવા રેલવેના 'સોજત રોડ સ્ટેશન' થી સાત માઇલ ઉત્તર-પશ્ચિમમાં છે. આ ગામ બહુ પ્રાચીન હોઇ ઐતિહાસિકદૃષ્ટિએ દર્શનીય છે. લગભગ ૧૦-૧૧ હજાર માણસની અહિં વસ્તી છે. કહેવાય છે કે—અહિં 'સેજલમાતા' નું એક મંદિર છે; આ માતાના નામ ઉપરથી આ ગામનું નામ 'સોજત' પડેલું છે. જૈનોનાં લગભગ અત્યારે સવાસો ઘર છે. અહિં ૭ જૈન મંદિરો છે. સંસ્કૃત પ્રાચીન ગ્રંથોમાં આ ગામનો 'શુદ્ધદંતી' ના નામથી ઉલ્લેખ જોવાય છે. શ્રીજિનપ્રભસૂરિએ અહિંના 'શુદ્ધદંતી પાર્શ્વનાથ' નો પણ કલ્પ બનાવ્યો છે. પ્રાચીન તીર્થમાળાઓમાં પણ સોજતનો ઉલ્લેખ જોવાય છે. પં૦ મહિમાએ પોતાની 'ચૈત્યપરિપાટી' માં લખ્યું છે.—

"સોઝિતમાંહિ સાતિ જિન હરે એકસો ત્રેવીસ જુહારિ;" સ૦ હું૦ ૨
(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૫૮)

૨ જાલોર જોધપુરથી દક્ષિણમાં ૭૫ માઇલ ઉપર આવેલું આ એક ઐતિહાસિક પ્રાચીન ગામ છે. ઇતિહાસ કહે છે કે પહેલાં આ ગામ પરમાર રાજાઓના હાથમાં હતું. અને બારમી સદીમાં તે ચૌહાણોના હાથમાં આવ્યું. આ ગામને પહેલાં જાવાલીપુર કહેતા. આ ગામની પાસે એક ડુંગરી છે કે જહે સ્વર્ણગિરિના નામથી ઓળખાય છે. અહિં કુમારપાળે જૈનમંદિર બંધાવ્યું હતું, તેથી તે મારવાડનાં યાત્રાસ્થાનો પૈકીનું પણ એક ગણાય છે. પં૦ મહિમાએ પોતાની ચૈત્યપરિપાટીમાં અહિંનાં મંદિરોનું વર્ણન કરતાં કહ્યું છેઃ—

" જાલુરગઢમાં સુંદરૂં રે દેહરાં છિ ઊતંગ રે; ચ૦
સહિસ દોય એકતાલસ્યું રે લાલ, પ્રતિમાસ્યું સુજ રંગ રે; ચ૦ પ્ર૦ ૨
સોવનગિરમાં સાહિબા રે ઊપરિ ત્રણ્ય પ્રસાદ રે; ચ૦
પંચ્યાસી પ્રતિમા કહૂં રે લાલ ભમરાંણીઇ ઉલ્હાદરે. ચ૦ પ્ર૦ ૩
(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૫૮)

જીતી લઇ પોતાના સ્વામીને સોંપ્યાં હતાં. મુગલોની સેનાએ જ્યહારે આબૂપર આક્રમણ કર્યું, ત્યહારે ત્હેણે બાદશાહી ફરમાન મેળવી ત્હેની રક્ષા કરી હતી. સં. ૧૬૩૫ માં જ્યહારે ભયંકર દુષ્કાળ પડ્યો, ત્યહારે ત્હેણે તેર માસ સુધી દાનશાલા ઉઘાડીને લોકોની રક્ષા કરી હતી. **તુરસમખાંએ** જ્યહારે **શીરોહી** દેશને લૂંટ્યો, ત્યહારે ત્હેમાંથી હજાર જિન પ્રતિમાઓ એકઠી કરી હતી, તે બાદશાહના દરબારમાં આવતાં મંત્રી કર્મચંદ્રે સોનઇયા આપીને તે છોડાવી લીધી હતી. પહેલાં **સારંગની** સંતતિ સિવાય કોઇ સુવર્ણનું નુપૂર નહિં પહેરતું. કર્મચંદ્રે બાદશાહને પ્રસન્ન કરી પોતાના વંશમાં સોનાનું નુપૂર પહેરવાનું માન મેળવ્યું. તુરસમખાન, ગુજરાતથી જે વણિકોને બંદી કરીને લાવ્યો હતો, તેઓને કર્મચંદ્રે છોડાવ્યા. ત્હેણે શત્રુંજય અને **મથુરામાં** જીર્ણોદ્ધાર કરાવ્યો. ગીતાર્થ ગુરૂ પાસે અગિયારે અંગો શ્રવણ કર્યાં. આગમો લખાવ્યાં, ગિરિનાર અને પુંડરગિરિમાં અતુલ ધન ખરચી મંદિરો કરાવ્યાં. ચાર પર્વીમાં કોઇ શિલ્પકાર કંઇ કાર્ય ન કરે અને કોઇ વૃક્ષ ન કાપે, તેમ સતલજ, ડેક અને **રાવી** નદીમાંથી કોઇ માછલાં મારે નહિં, એવો બંદોબસ્ત કરાવ્યો. રાયસિંહની ફોજ લઇ હડકૂસ્થાનમાં રહેવાવાળા બલોચો પર આક્રમણ કર્યું. આમાં જે બંદીલોકો આવ્યા હતા, તેઓને કર્મચંદ્રે છોડાવી મૂકયા, તે હમેશાં મંદિરમાં સ્નાત્ર કરાવતો. ત્હેણે જિનકુશલસૂરિના અનેક સ્તૂપો પણ કરાવ્યા.

કર્મચંદ્રને બે પુત્રો હતા:—ભાગ્યચંદ્ર અને **લક્ષ્મીચંદ્ર.** રાયસિંહને બાદશાહે રાજાનુ ટાઇટલ આપ્યું, અને ત્હેને **પાંચહજારી** બનાવ્યો. રાયસિંહની સ્ત્રી **જસવંતદે**થી બે પુત્રો થયા. **ભૂપત** અને **દલપત.** બીજા બે પુત્રો પણ હતા:—કૃષ્ણસિંહ અને સૂર્યસિંહ.

કમભાગ્યવશાત્ કોઇ સમયે પોતાના સ્વામીનું કલુષિત ચિત્ત

લઇને મંત્રી [1]મેડતામાં જઇને રહેવા લાગ્યો. તે પછી તે ફલોધી પાર્શ્વનાથની અને [2]જિનદત્તસૂરિની સેવા કરવા લાગ્યો. કર્મચંદ્રની ગુણાવલી સાંભળીને બાદશાહ જલાલુદ્દીને હેને પોતાની પાસે બોલાવ્યો. તે હાથી ઘોડા વિગેરે ધૂમધામ પૂર્વક બાદશાહ પાસે

---

૧ મેડતા, એ જોધપુર સ્ટેટનું એક ન્હાનું ગામ છે. પ્રાચીન ગ્રંથોમાં આનો મેદિનીપુરના નામથી પણ ઉલ્લેખ કરવામાં આવેલો છે. લગભગ સાડી-ચાર હજાર માણસની આ ગામમાં વસ્તી છે. મ્હોટી મારવાડમાં આ પણ એક યાત્રાનું સ્થાન છે. પ્રાચીન તીર્થમાળાઓમાં આનો ઉલ્લેખ ઘણે સ્થળે જોવાય છે. પં૦ મહિમાવિરચિત 'ચૈત્યપરિપાટી' માં મેડતાતીર્થનો આમ ઉલ્લેખ કર્યો છેઃ—

" મેડતા માંહિ મોહિની રે લાલ ઇગ્યાર નિ તેરઇ ઇશ રે. ચ૦ પ્ર૦ ૯
સહિસ એક શત એકનિં રે ઉગણચાલીસ તેમરે. " ચ૦
(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૫૯)

૨ જિનદત્તસૂરિ. એ જિનવલ્લભસૂરિ અને જિનચંદ્રસૂરિની વચમાં થયા છે. ખરતરગચ્છાનુયાયી લોકો હેમને 'મ્હોટાદાદા' ના નામથી ઓળખાવે છે. હેમનું મૂલનામ સોમચંદ્ર હતું. તેઓ ધંધૂકાના રહેવાસી હતા. પિતાનું નામ વાચિગ હતું, કે જેઓ મંત્રી હતા, અને માતાનું નામ હતું વાહડદેવી. તેઓ હુંબડગોત્રીય હતા. હેમની સં. ૧૧૪૧ માં દીક્ષા થઇ હતી. દીક્ષા નામ પ્રબોધચંદ્રગણિ હતું. સં. ૧૧૬૯ ના વૈશાખ વદિ ૬ ના દિવસે ચિત્રકૂટમાં દેવભદ્રાચાર્યે હેમને સૂરિપદ આપ્યું હતું. હેમના ચરિત્રમાં જણાવ્યા પ્રમાણે હેમણે ચમત્કારોથી જૈનધર્મની પ્રભાવના સારી કરી હતી. અજમેરના રાજા અર્ણોરાજથી એમણે સમ્માન પણ મેળવ્યું હતું. અજમેરમાંજ સં. ૧૨૧૧ ના અશાડ સુ. ૧૧ ના દિવસે હેમનો સ્વર્ગવાસ થયો હતો. વીસલસમુદ્ર નામના તળાવને કાંઠે હેમનો સ્તૂપ બનાવવામાં આવ્યો હતો. હેમની કૃતિયોમાં પ્રસિદ્ધ આ છેઃ—

૧ સંદેહદોલાવલી, ૨ ગણધરસપ્તતિ, ૩ ચર્ચરી, ૪ ઉત્સૂત્રપદોદ્ઘટ્ટનકુલક, ૫ ગણધરસાર્ધશતક, ૬ ગુરૂપારતંત્ર્યસ્તોત્ર, ૭ તંજ્યોસ્તોત્ર, ૮ પદસ્થાપન વિધિ, ૯ પાર્શ્વનાથસ્તોત્ર અને ૧૦ પ્રબોધોદય વિગેરે. વધુ માટે જૂઓ. ધનપતસિંહ ભનસાલી લિખિત હેમનું સંક્ષિપ્ત જીવન ચરિત.

જવાને વિદાય થયો. માર્ગમાં અજમેરમાં ગુરૂના સ્તૂપની યાત્રા કરી, પછી તે લાહોર આવ્યો. વચન ચાતુર્યથી બાદશાહને વશ કર્યો. બાદશાહે ત્હેને ધીરે ધીરે આગળ વધારવાનું વચન આપ્યું. અને તે વખતે એક ઉત્તમ હાથી તથા ઉત્તમ અલંકારયુક્ત એક ઘોડો આપી મંત્રીનું સમ્માન કર્યું, તેમ પોતાની પાસેનો ભંડાર પણ મંત્રીને સ્વાધીન કર્યો.

કોઇ વખતે જહાંગીરને ત્યાં મૂલ નક્ષત્રના દોષથી યુક્ત પુત્રી ઉત્પન્ન થઇ. બાદશાહની આજ્ઞાથી મંત્રી કર્મચંદ્રે ત્હેની શાન્તિને માટે સોના–ચાંદીના ઘડાઓથી શાન્તિસ્નાત્ર કરાવ્યું. મંગલદીપક વખતે જહાંગીર પણ આવ્યો, અને દસહજાર રૂપિઆની ભેટ કરી, સ્નાત્રનું પાણી અંતઃપુરમાં અને શાહના નેત્રમાં શાન્તિને માટે લગાવવામાં આવ્યું.

---

૧ **અજમેર.** રાજપૂતાનાનાં પ્રસિદ્ધ નગરો પૈકીનું આ એક નગર છે. લગભગ અઢીથી ત્રણ હજાર જૈનોની અહિં વસ્તી છે અને સારા ધનાઢ્ય જૈન ગૃહસ્થો અહિં વસે છે. મુસલમાનોને માટે અજમેર એક ખાસ તીર્થસ્થાન ગણાય છે. કારણ કે–**ખ્વાજા મુઇનુદ્દીનચિશ્તી**ની અહિં દરગાહ છે. ઘણા હિંદુઓ પણ આ દરગાહની માનતા માની અહિં આવે છે. આ મુઇનુદ્દીનચિસ્તી મધ્ય એશિયાના **સાજિહાં** નામક સ્થાનોન રહેવાવાળો દરિદ્ર મુસલમાન ફકીર હતો. ત્હેનો જન્મ ઇ. સ. ૧૧૪૨ માં થયો હતો. અને ઇ. સ. ૧૨૩૫ માં તે અજમેરમાં મર્યો હતો. ત્હેમની કબર અહિંજ બનાવવામાં આવી હતી.

અજમેરનું અઢીદિનનુ ઝૂંપડું ( **ढाई दिनका झोंपडा** ) એ એક પ્રસિદ્ધ સ્થાન છે. આને માટે બે કિંવદન્તિયો ચાલે છે. એક એવી છે કે–વિક્રમની તેરમી શતાબ્દિના આરંભમાં **અલ્તમશે** અહિંનાં **જૈનમંદિરો**ને અઢી દિવસમાં તોડી નાખી તેજ સામાનથી આ મસજીદ બનાવી હતી. બીજી કિંવદન્તી એવી છે કે–અહિં પહેલાં જૈન મંદિર બન્યું હતું, પરન્તુ કુતુબુદ્દીને અઢી દિવસમાં ત્હેને મુસલમાની પૂજાનું સ્થાન બનાવી લીધું. આ બે પૈકીના કોઇ પણ એક કારણથી તે ' અઢી દિવસનું ઝૂંપડું ' કહેવાય છે. અજમેરના મ્યુઝિયમમાં અત્યારે ઘણી જૈન મૂર્ત્તિઓ છે, ત્હેમાંની ઘણી ખરી કહેવાય છે કે–આ અઢીદિનના ઝૂંપડાની પાસેથીજ ઉપાડીને ત્હાં મૂકવામાં આવી છે. વધુ માટે જૂઓ. **ભારતભ્રમણ**, પ્રથમ ખંડ, પૃ. ૨૦૫.

એક વખત શાહે પોતાની પાસેના પંડિતોને પૂછયું—'જૈન-દર્શનમાં (ખરી રીતે ખરતરગચ્છમાં) સારામાં સારા વિદ્વાન્ ગુણી કોણ છે?' ત્હેમણે જિનચંદ્રસૂરિ[1]નું નામ આપ્યું. ફરીથી શાહે પૂછયું:—'ત્હેમના કોઇ શિષ્ય અહિં છે?' તેના ઉત્તરમાં જ્યહારે એમ કહેવામાં આવ્યું કે—કર્મચંદ્ર મંત્રીજ તેમના શિષ્ય છે.' ત્યહારે ત્હેણે ઝટ કર્મચંદ્રને સૂચના કરી કે—'તેઓને અહિં બોલાવો.' શાહી ફરમાન સાથે માણસો મોકલવામાં આવ્યા, ખંભાતથી બાદશાહનું ફરમાન જાણી જિનચંદ્રસૂરિએ વિહાર કર્યો. તેઓ શિરોહી આવ્યા શિરોહીના રાજા સુરત્રાણે ત્હેમની ભકિત કરી. ઉત્સવ કર્યો. ત્યહાંથી સોવનગિરિ (જાલોર) આવી, ચોમાસું રહ્યા. ચોમાસુ ઉતરે ત્યહાંથી મેડતા, નાગોર થઇ રીણીપુર આવ્યા. અહિંથી સાંકરના પુત્ર વીરદાસની સહાયતાથી આગળ વધી સિરસા વિગેરે થઇ ફાગણ શુદિ ૧૨ ના દિવસે લાહોર પહોંચ્યા. બાદશાહ સ્હામે આવ્યો. બાદશાહે સૂરિજીને આપેલી તકલીફ માટે ક્ષમા માંગી. હમેશાં ધર્મકથા સંભળાવવાની વિનતિ કરી. પર્વત નામના શ્રાવકે સૂરિજીનો પ્રવેશોત્સવ કર્યો. બાદશાહના આગ્રહથી ત્યહાં ચતુર્માસ રહ્યા. એક વખત દ્વારિકાની પાસેનાં જૈનમંદિરોની રક્ષા માટે બાદશાહને મંત્રીએ પ્રાર્થના કરી. બાદશાહે શત્રુંજય વિગેરે તીર્થોના હક લખી આપ્યા. તીર્થોનું તે ફરમાન આજમખાન ઉપર મોકલવામાં આવ્યું.

---

[1] જિનચંદ્રસૂરિ એમના પિતાનું નામ શ્રીવંત અને માતાનું નામ શ્રિયાદેવી હતું. ત્હેમનું ગોત્ર રીહડ હતું. તીવરી (જોધપુર)ની પાસે આવેલા વડલી ગામમાં સં. ૧૫૯૫માં ત્હેમનો જન્મ થયો હતો. સં. ૧૬૦૪ માં દીક્ષા, સં. ૧૬૧૨ ના ભાદરવા શુદિ ૯ ગુરૂવારે જેસલમેરમાં સૂરિપદ, અને અને સં. ૧૬૭૦ ના આશ્વિન વદિ ૨ ના દિવસે બિલાડા (મારવાડ) માં ત્હેમનો સ્વર્ગવાસ થયો હતો ત્હેમના ૯૫ શિષ્યો હતા, જ્હેમાં સમયરાજ, મહિમરાજ, ધર્મનિધાન, રત્નનિધાન અને જ્ઞાનવિમલ વિગેરે મુખ્ય હતા, વધુ માટે જૂઓ—રત્નસાગર ભા. ૨ જો પૃ. ૧૨૫.

એક વખતે કાશ્મીર જતાં બાદશાહે સૂરિજીને પોતાની પાસે બોલાવી અશાડ સુદિ ૯ થી સાત દિવસ સુધી અમારી પળાવવાનું ફરમાન આપ્યું. બાદશાહે આ ફરમાન પોતાના અગીયાર સૂબાઓમાં મોકલાવી આપ્યું. બાદશાહની પ્રસન્નતાને માટે કેટલાક રાજાઓએ કોઈએ માસ તો કોઇએ અમુક દિવસો સુધી અમારી વધારે પળાવી.

બાદશાહે કાશ્મીર જતાં [1]માનસિંહને પોતાની સાથે ચાલવા કહ્યું, અને જિનચંદ્રસૂરિને લાહોરમાં રહેવાનું જણાવ્યું. માનસિંહ ડુંગરને સાથે લઇ વિદાય થયા. મંત્રિએ પંચાનનને પણ સાથે મોકલ્યો. માનસિંહ, કાશમીર ગયા અને જિનચંદ્રસૂરિ લાહોરમાં રહ્યા. માનસિંહ પગે ચાલી વિહાર કરતા કાશ્મીર ગયા. મંત્રી, બાદશાહનો વિશ્વાસુ હોઇ જનાનાની રક્ષાને માટે રોતાસમાં રહ્યો. કાશ્મીરને જીતીને બાદશાહ પુનઃ લાહોર આવ્યો. જિનચંદ્રસૂરિ ત્હેમને મળ્યા, તે વખતે બાદશાહે, માનસિંહે માર્ગમાં જે કષ્ટ સહ્યું, ત્હેનું વર્ણન કર્યું અને એમના કઠિન આચારોની બહુ તારીફ કરી. વળી એ પણ ત્હેણે જણાવ્યું કે—માનસિંહની ઇચ્છાને માન આપી મેં ત્હાંના તળાવની માછલિયોને અભયદાન આપ્યું છે. તે પછી બાદશાહે માનસિંહને જિનચંદ્રસૂરિની પાટપર બેસાડવાની ઇચ્છા બતાવી. જિનચંદ્રસૂરિ નો તે ઇચ્છતાજ હતા. પરિણામે બાદશાહની ઇચ્છા પ્રમાણે જિનચંદ્રસૂરિને યુગપ્રધાનપદ અને માનસિંહને આચાર્યપદ

---

૧ માનસિંહ. એમના પિતાનું નામ ચાંપસી અને માતાનું નામ ચતુરંગદે હતું. ગોત્ર ગણધરચોપડા હતું. સં. ૧૬૧૫ ના માગશર સુદિ ૧૫ મે ખેતાસરમાં ત્હેમનો જન્મ, સં. ૧૬૨૩ ના માર્ગશીર્ષ વદિ ૫ મે બીકાનેરમાં દીક્ષા, સં. ૧૬૪૦ માઘ સુદિ ૫ મે જેસલમેરમાં વાચકપદ, સં. ૧૬૪૯ ફાલ્ગુન સુદિ ૨ જે લાહોરમાં આચાર્યપદ, સં. ૧૬૭૦ ના પૌષ વદિ ૧૩ બિલાડા ( મારવાડ ) માં ગચ્છનાયકપદ અને સં. ૧૬૭૪ ના પોષ વદિ ૧૩ ના દિવસે મેડતામાં સ્વર્ગવાસ થયો હતો. વધુ માટે જૂઓ રત્નસાગર ભા. ૨ જો પૃ. ૧૨૭

આપવામાં આવ્યું. અને ત્હેમનું ( માનસિંહનું ) જિનસિંહસૂરિ નામ રાખવામાં આવ્યું. બાદશાહે, આ શુભ કાર્યના ઉપલક્ષમાં ખંભાતના બંદર ઉપર એક વર્ષ સુધી કોઇ મગર કે માછલિયો ન મારે એવો હુકમ બહાર પાડયો. તેમ લાહોરમાં પણ એક દિવસ કોઇપણ જીવની હિંસા નહિં કરવાની આજ્ઞા ફેરવી દીધી. કર્મચંદ્રે સંઘની સમ્મતિ લઇ પોતાના તરફથી ઉત્સવ કર્યો. ત્હેણે એક ચૂંદડી, સોપારી, નાળીયેર અને શેર સાકરની પ્રત્યેક ઘરમાં પ્રભાવના કરી. એ પ્રમાણે મ્હોટા ઉત્સવપૂર્વક ફાગણ સુદ ૨ ના દિવસે યુગપ્રધાન-પદ અને આચાર્યપદ આપવામાં આવ્યાં. તે ઉપરાન્ત જયસોમ અને [1]રત્નનિધાનને પાઠકપદ, તથા ગુણવિનય અને [2]સમય-સુંદરને વાચકપદ આપ્યાં. મહોત્સવ ઉપર આવેલ તમામ લોકોને

---

૧ રત્નનિધાન. એઓ કોના શિષ્ય હતા અર્થાત્ એમના દીક્ષાગુરૂ કોણ હતા, એ જાણવાનું કંઇ સાધન મળ્યું નથી; પરન્તુ 'જ્યોતિઃકરંડક'નો એક પ્રતિ, જે પાલીતાણામાં મુનિરાજ શ્રીકર્પૂરવિજયજીના ભંડારમાં છે, ત્હેની પ્રશસ્તિ ઉપરથી એમ જણાય છે કે, તેઓ ખરતરગચ્છીય જિનચંદ્રસૂરિના શિષ્ય પ્રશિષ્ય પૈકીના એક હતા. વળી આ રત્નનિધાને 'દેશીનામમાલા' ની એક પ્રતિ સં. ૧૬૩૬ માં પોતાને માટે લખેલી ત્હેની અંતમાં પોતાને જિન-ચંદ્રસૂરિના અંતેવાસી તરીકે ઓળખાવ્યા છે. આ પ્રતિ ડેકકનકોલેજ–પૂનાની લાયબ્રેરીમાં છે. આમણે સમયસુંદરકૃત 'રૂપકમાલાવૃત્તિ' શોધી હતી. જિનચંદ્રસૂરિએ 'નિશીથસૂત્રભાષ્ય' ની એક પ્રતિ ખંભાતના સંઘને સં. ૧૬૫૫ માં આપેલી, આ સંબંધી તે ગ્રંથની અંતે આ રત્નનિધાને જિનચંદ્રસૂરિની લાંબી પ્રશસ્તિ લખી છે. આ પ્રતિ હાલ ડેક્કનકોલેજ પૂનાની લાયબ્રેરીમાં છે.

૨ સમયસુંદર, એમણે વિક્રમની સત્તરમી શતાબ્દિના પ્રસિદ્ધ કવિઓમાં એક ઉચ્ચ કવિ તરીકે માન મેળવ્યું હતું. પં. જ્ઞાનતિલકના શિષ્ય વિનયચંદ્રે સં. ૧૭૫૨ ના ફાગણ સુદિ ૫ ના દિવસે પાટણમાં બનાવેલ 'મહારાજકુમાર ચરિત્ર' ની પ્રશસ્તિમાં આ કવિ માટે લખ્યું છેઃ—

" જ્ઞાનપ્રમોદિ પ્રમોધિવા રે અભિનવ સસિહર પ્રાયઃ સુ.
કુમુદચંદ્ર ઉપમા વહેરે સમયસુંદર કવિરાય. સુ. ૮

કેશર ચંદનનાં છાંટણાંયુક્ત રૂપાનાણું આપ્યું. યાચકોને ત્હેણે નવ ગામ, નવ હાથી અને પાંચસો ઘોડા દાનમાં આપ્યા. કર્મચંદ્રે પોતાના ઘરે આવીને પણ ઘોડા, ઉંટ, સ્વર્ણ અને વસ્ત્રોનું દાન કર્યું. તે પછી કર્મચંદ્ર, અબુલફઝલને સાથે લઇ બાદશાહ પાસે ગયો,

---

તતપર શાસ્ત્ર સમર્થિવા રે સાર અનેક વિચાર; સુ.
વલિ કલિદિશ કમલિની રે ઉલ્લાસન દિનકાર." સુ. ૯

સમયસુંદરની આ સ્તુતિજ ત્હેમની અદ્વિતીય શક્તિને પ્રકટ કરે છે. આ કવિની કૃતિયો પણ પ્રાચીન ભંડારોમાં ઉપલબ્ધ થાય છે. પ્રાચીન ભંડારોની સર્વે કરતાં આ કવિના જ્હે જ્હે ગ્રંથો ઉપલબ્ધ થયા છે, તે આ છે:—

ભાષાના

| | | |
|---|---|---|
| ચંપક ચોપાઇ. | સં. ૧૬૯૫ | |
| સાંબપ્રદ્યુમ્ન ચોપાઇ. | " ૧૬૫૯ | ( ખંભાતમાં ) |
| ધનદત્ત ચોપાઇ. | | |
| નલદમયંતી ચોપાઇ. | " ૧૬૭૩ | ( મેડતામાં ) |
| મૃગાવતી ચોપાઇ. | " ૧૬૬૮ | |
| કરકંડુ ચોપાઇ. | " ૧૬૬૨ | |
| ગૌતમપૃચ્છારાસ. | " ૧૬૮૬ | |
| ચાર પ્રત્યેક બુદ્ધરાસ. | " ૧૬૬૨ | |
| પ્રિયમેલકરાસ. | " ૧૬૭૨ | ( મેડતામાં ) |
| બાર વ્રત. | " ૧૬૮૫ | |
| શત્રુંજયરાસ. | " ૧૬૮૨ | |
| જંબુરાસ. | | |
| દાન-શીલ-તપ-ભાવ ચોઢાળિયા. | " ૧૬૬૨ | ( સાંગાનેરમાં ) |
| નેમ-રાજિમતીરાસ. | | |
| પુણ્યછત્રીશી. | | |
| શીલછત્રીસી. | " ૧૬૬૯ | |
| સંતોષછત્રીસી. | " ૧૬૬૯ | |
| પંચમી સ્વાધ્યાય. | | |
| થાવચ્ચા ચોપાઈ. | " ૧૬૯૧ | ( ખંભાતમાં ) |
| સીતા-રામ ચોપાઇ. | | |

અને બાદશાહની સ્હામે દસહજાર રૂપિયા, દશ હાથી, બાર ઘોડા અને વસ્ત્રો ભેટમાં મૂક્યાં. બાદશાહે પૂછ્યું—'આ બધું મ્હારી સ્હામે કેમ મૂક્યું ?' મંત્રીએ કહ્યું:—'યુગપ્રધાનપદની ખુશાલીમાં આપને

---

ઉપર પ્રમાણે ભાષાની કૃતિઓ ઉપરાન્ત સંસ્કૃત કૃતિયો પણ ઉપલબ્ધ થઇ છે. જહેવી કે—

દશવૈકાલિકવૃત્તિ.
કલ્પ કલ્પલતા.
નવતત્ત્વવૃત્તિ.
વિચારશતક. „ ૧૬૭૪
વિસંવાદશતક. „ ૧૬૮૫
રૂપકમાલા અવચૂર્ણિ. „ ૧૬૬૩
ભાવશતક. „ ૧૬૪૧
વિશેષશતક. „ ૧૬૭૨ ( મેડતામા )
કાલિકાચાર્યકથા „ ૧૬૬૬
વીરસ્તવવૃત્તિ ( દુરિયરય સમીરવૃત્તિ )
વૃત્તરત્નાકરવૃત્તિ „ ૧૬૯૪ ( જાલોરમા )
રઘુવંશવૃત્તિ.
અષ્ટલક્ષી „ ૧૬૪૬
જયતિહૂયણવૃત્તિ „ ૧૬૮૭ ( પાટણમા )
વિશેષસંગ્રહ. „ ૧૬૮૫ ( લૂણકર્ણસરમાં )
સમાચારીશતક „ ૧૬૭૨ ( મેડતામા )
ગાથાસહસ્રી „ ૧૬૮૬
ચાતુર્માસિક વ્યાખ્યાન.

ઉપરની કૃતિઓ સિવાય બીજી પણ ઘણી કૃતિયો ત્હેમની હોય, તો ત્હેમા નવાઇ જેવું નથી. ઉપરની કૃતિયોમાં સૌથી પહેલી કૃતિ સં. ૧૬૪૧ મા બનાવેલી 'ભાવશતક' જણાય છે, જ્હારે છેલ્લી કૃતિ સં. ૧૬૯૫ માં બનાવેલ 'ચંપકચોપાઇ' છે. આ સંવત્ પ્હેલાની અને પછીની ત્હેમની કઇ કૃતિ હશે, તે ઉપરની કૃતિયો ઉપરથી કહી શકાય તેમ નથી. કવિની ઉપર્યુક્ત કૃતિયો જ્હેમ ત્હેમની અપૂર્વ કવિત્વ શક્તિનું સૂચન કરે છે, તેમ ત્હેમના પાણ્ડિત્યને પણ પ્રકાશે છે.

ભેટ કરવાને લાવ્યો છું.' બાદશાહે ત્હેમાંથી બહુ ખુશી થઇ એક રૂપિયો લીધો અને બાકીનું બધું મંત્રીને પાછું આપ્યું. ત્હાંથી ઉઠી મંત્રી જહાંગીરના મહેલમાં આવ્યો અને ત્હાં પણ ભેટ કરી.

એ પ્રમાણે મંત્રી કર્મચંદ્રે પોતાના જીવનમાં અનેક શુભ કાર્યોદ્વારા શાસનની પ્રભાવના કરી.

અન્તમાં—કવિ આ પ્રબંધ રચ્યાનો સંવત્–૧૬૫૫ મહા વદિ ૧૦ અનુરાધાયોગ–બતાવી રાસ પૂરો કરે છે.



---

કવિ સમયસુંદરજી કોના શિષ્ય હતા, એ સંબંધી આસકરણના શિષ્ય આલમચંદે સં. ૧૮૨૨ ના માગસર સુદિ ૪ ના દિવસે બનાવેલ 'સમકિતકૌમુદી ચતુઃપદી' ની પ્રશસ્તિની નીચેની કડિયો સારો પ્રકાશ પાડે છે.

" યુગવર શ્રીજિનચંદસુરીંદા ખરતરગચ્છ દિણંદાજી.
રીહડગોત્ર પ્રસિદ્ધ કહંદા સદ્દગુરૂ સુજસ લહંદાજી. ઇણ. ૧૧
પ્રથમ શિષ્ય તસુ મહા વૈરાગી જિણ મમતા સહુ ત્યાગીજી;
સકલચંદજી સકલ સોભાગી સમતા ચિત્તસુ લાગીજી ઇણ. ૧૨
તાસુ સીસ પરગટ જગ માહિ સહૂં કોય ચિત્ત ચાહૈજી;
પાઠક પદવીધર ઉછાહૈ સમયસુંદરજી કહાહૈજી." ઇણ. ૧૩

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે–તેઓ જિનચંદ્રસૂરિના પ્રશિષ્ય અને સકલચંદજીના શિષ્ય થતા હતા. (મ્હારી પાસેના પ્રશસ્તિસંગ્રહમાંથી)



# આણંદવિમલસૂરિ-રાસ.

વિક્રમની સોળમી શતાબ્દિમાં થઇ ગએલ [1]હેમવિમલસૂરિના પટોધર આણંદવિમલસૂરિના ચરિત્રને ઉદ્દેશી [2]વિજયદાનસૂરિના અનુયાયી વાસણ નામના કવિએ આ રાસ રચ્યો છે.

૧ હેમવિમલસૂરિ એઓ સુમતિસાધુસૂરિની પાટપર થયા હતા. ત્હેમનો જન્મ મારવાડના વડગામમાં સં. ૧૫૨૨ માં થયો હતો. ત્હેમના પિતાનું નામ ગંગારાજ હતું અને માતાનું નામ હતું ગંગારાણી. ત્હેમની દીક્ષા સં. ૧૫૩૮ માં થઇ હતી. મૂલનામ હતું હાદકુમાર અને દીક્ષાનું નામ રાખ્યું હેમધર્મ. ગુજરાતમાં આવેલા પંચલાસ ગામમાં શ્રીમાલી વંશીય માતુએ કરેલા ઉત્સવપૂર્વક સંવત્ ૧૫૪૮ માં ત્હેમની આચાર્ય પદવી થઇ હતી અને ત્હેમનું હેમસવિમલસૂરિ નામ સ્થાપવામાં આવ્યું હતું, સં. ૧૫૫૬ માં ત્હેમણે ક્રિયોદ્ધાર કર્યો હતો. તે પછી ઈડરના રહીશ સાયર અને શ્રીપાલે ત્હેમનો પદમહોત્સવ કર્યો હતો. રાયભાણે પણ આ મહોત્સવમાં ભાગ લીધો હતો. સં. ૧૫૬૮ માં ત્હેમનો સ્વર્ગવાસ થયો હતો.

૨ વિજયદાનસૂરિ. ત્હેમનો જન્મ સં. ૧૫૫૩ માં જામલામાં થયો હતો. આ ગામ ગુજરાતમાં આવેલા હિમ્મતનગરથી ઉત્તરમાં ૬ માઇલ ઉપર આવેલું છે. પિતાનું નામ ભાવડ હતું અને માતાનું નામ હતું ભરમાદે. મુલ નામ લક્ષ્મણ હતું. સં. ૧૫૬૨ માં ત્હેમણે દાનહર્ષની પાસે દીક્ષા લીધી હતી. નામ ઉદયધર્મ રાખવામાં આવ્યું હતું. ત્હેમનામાં સારી યોગ્યતા જોઇ આનંદવિમલસૂરિએ ત્હેમના ગુરૂપાસે ત્હેમની માગણી કરી હતી, માગણીના સ્વીકાર કરતાં દાનહર્ષે એવી શરત રાખી હતી કે—પાટપર સ્થાપન કરતાં ત્હેમનું કંઇ નામ રાખવું. સં. ૧૫૮૭ માં શીરાહીમાં ત્હેમને આચાર્યપદ આપ્યું, ત્યારે ત્હેમનું વિજયદાનસૂરિ એવું નામ રાખવામાં આવ્યું. સં. ૧૬૨૨ ના વૈશાખ સુદિ ૧૨ ના દિવસે પાટણની પાસે આવેલા વડાવલી ગામમાં ત્હેમનો સ્વર્ગવાસ થયો હતો. તેઓ બહુ ત્યાગી હતા. છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે તપસ્યાઓ

પ્રારંભમાં કવિએ ચોવીસ તીર્થંકર,વીસ વિહરમાન, ચાર શાશ્વતી પ્રતિમાની સ્તુતિ અને તે પછી ખાસ વીરપ્રભુએ ગૌતમસ્વામીને સંબોધી આપેલા ઉપદેશનો પ્રસંગ હાથ ધર્યો છે. તદનન્તર ત્રીસમી કડીથી રાસનો ઉદ્દેશ ઉલ્લેખ્યો છે. પછી ૪૦ મી કડીથી સૂરિજીનું ચરિત્ર આ પ્રમાણે આરંભ્યુ છેઃ—

ઈડર નગરમાં ઓસવાલ વંશીય મેઘજીશાહ અને ત્હેનાં પત્ની માણિક્ય રહેતાં હતા. ત્હેમને ત્હ્યાં સં. ૧૫૪૭ ના વર્ષમાં એક પુત્રનો જન્મ થયો. જ્હેનું નામ વાઘજી રાખવામાં આવ્યું. દિવસે દિવસે કુંવર વધવા લાગ્યો અને તે લોકપ્રિય થઇ પડ્યો, જ્હારે તે છ વર્ષનો થયો, ત્હારે તે [1]ઇડરનગરમાં હેમવિમલસૂરિ નામક આચાર્ય આવ્યા. આ ગામના રાજા [2]રાયભાણ અને

---

ભણી કરતા. અક્બર પ્રતિબોધક, 'જગદ્ગુરુ' પદધારક પ્રભુ શ્રીહીરવિજયસૂરિ જેવા મહા પ્રતાપી આચાર્ય આજ મહાપુરૂષના શિષ્ય હતા.

૧ ઈડર–મહીકાંઠા એજન્સીમાં આવેલું આ ગામ અમદાવાદથી ઉત્તર પૂર્વમાં ૬૪ માઇલ ઉપર છે. અહિં લગભગ સાત હજાર માણસની વસ્તી છે. જૈનોને માટે આ ગામ એક તીર્થ સમાન છે. કારણકે–અહિંના ગઢ ઉપર બે વિશાળ જૈન મંદિરો છે, જ્હેમાંનું એક બિલકુલ જીર્ણ થયેલું ખાલી છે, અને બીજાનો હમણાં જીર્ણોદ્ધાર થયો છે. પ્રાચીન તીર્થમાળાઓમાં અહિં શત્રુંજય અને ગિરિનારની સ્થાપના હોવાનો ઉલ્લેખ છે. કવિ શીલવિજયજીએ પોતાની તીર્થમાળામાં ઈડરનાં મંદિરોનું વર્ણન કરતાં લખ્યું છેઃ—

" તિહાં થાપ્યા સેત્રુજ ગિરિનારિ તે વંદું હું અતિ સુખકાર." ૩૦

( પ્રાચીન તીર્થમાળા સંગ્રહ. પૃ. ૧૦૩ )

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં આ ઈડરનો **इयदर** અને **इलदुर्ग** વિગેરે નામોથી ઉલ્લેખ કરેલો છે. વધુ માટે જૂઓ ઈડરગઢ ઉપરના મંદિરના જીર્ણોદ્ધાર સંબંધી બહાર પડેલો વિસ્તૃત રીપોર્ટ. ત્હેમાં ઈડર સંબંધી જાણવા જેવી ઐતિહાસિક માહિતીઓ સારી આપવામાં આવેલી છે.

૨ રાયભાણ. એ રાઠોડવંશીય રાજા પૂંજાજીનો છોકરો થતો હતો.

સંઘે-મ્હોટા ઠાઠથી ત્હેમનું સામૈયું કર્યું. છ વર્ષનો વાઘજી ત્હેની માતા સાથે આચાર્યને વંદન કરવા આવ્યો. કુંવરને જોતાંજ ત્હેનાં ઉત્તમ લક્ષણો તરફ આચાર્યની દૃષ્ટિ ગઈ. ત્હેનાં ઉત્તમ લક્ષણો જોઈ આચાર્યે સંઘ સમક્ષ કહ્યું:—'જો આ છોકરો અમને મળે, તો તે ગચ્છનો આધાર થઇ શકે તેમ છે.' રાયભાણ અને સંઘે બાળકનાં માતા-પિતાને બોલાવી કહ્યું-'ગુરૂજીએ કહ્યું છે કે અમને સૂખડી આપો અને તે સૂખડીમાં બીજું કંઇ નહિં, પણ આ છોકરોજ.' બાળકના માતા-પિતાએ સંઘને જણાવ્યું કે—'આ છોકરો આપનોજ છે. અમારી અનુમતિ છે. આપ ગુરૂમહારાજને ખુશીની સાથે આપી શકો છો.' સંઘે તે બાળક આચાર્યશ્રીને અર્પણ કર્યું. તે પછી સં. ૧૫૫૨ ની સાલમાં વાઘજી અને ત્હેની બહેન-એ બન્નેએ એક સાથ દીક્ષા લીધી. વાઘજીનું નામ આનંદવિમલ રાખવામાં આવ્યું.

આનંદવિમલની બુદ્ધિ એવી નિર્મળ હતી કે—ગમે ત્હેવો વિષય પણ તે ઝટ સમજી લેતો અને કંઠસ્થ પણ કરી લેતો. ત્હેણે ગુરૂ પાસે યોગવહન કર્યાં અને દ્વાદશાંગીનો અભ્યાસ કર્યો. સં. ૧૫૬૮ માં હેમવિમલસૂરિએ ત્હેમને ઉપાધ્યાય પદ આપ્યું. પછી સિદ્ધપુર[1]માં મ્હોટા ઉત્સવપૂર્વક આચાર્યપદ ત્હેમને મળ્યું. અને સં. ૧૫૭૦ માં તેની પદસ્થાપના થઇ. સોની જીવું અને જાગરાજે[2]

---

૧ સિદ્ધપુર. વડોદરા સ્ટેટના કડી પ્રાંતમાં આવેલું આ ગામ અમદાવાદથી ઉત્તરમાં ६૪ માઇલ ઉપર છે. લગભગ ૫દર હજાર માણસની અહિં વસ્તી છે. આ ગામ સરસ્વતી નદીના કાંઠા ઉપર છે. શ્રીસ્થળના નામથી આ નગર પ્રસિદ્ધ છે. વ્હોરાઓની અહિં જ્હેમ વધારે વસ્તી છે, તેમ હિંદુઓનું તીર્થસ્થાન છે. પં. મહિમાએ પોતાની 'ચૈત્યપરિપાટી'માં અહિં ત્રણ જૈન મંદિરો અને ત્હેમાં એકસો તેવું જિનબિંબો હોવાનું જણાવ્યું છે. (જૂઓ, પ્રાચીનતીર્થમાલાસંગ્રહ. પૃ. ६१.)

૨ સોની જીવુ અને જાગરાજ. એઓ ખંભાતના રહેવાસી હતા. ડાભલામાં આવીને ત્હેમણે પદમહોત્સવ કર્યો હતો. સોમવિમલસૂરિએ સં.

મોટો ઉત્સવ કર્યો. ડાભલા ગામમાં અતિ આનંદ વરતાઇ રહ્યો. ખંભાતથી સોની સંગ્રામ વિગેરે પણ આ મહોત્સવ ઉપર આવ્યા.

જે સમયનું આ વર્ણન છે, તે સમયમાં સાધુઓમાં શિથિલાચાર વધારે પ્રવેશ કરી ગયો હતો. સાધુઓ ક્રિયાકાંડને મૂકી દઇ પરિગ્રહધારી બનવા લાગ્યા હતા. મ્હોટી મ્હોટી પદવીઓ લેવા છતાં પોતાની જવાબદારીને લગારે સમજતા નહિં. આવી બધી સ્થિતિઓને જોવા સાથે આપણા નાયક આણંદવિમલસૂરિએ જૈનશાસ્ત્રોનું અવલોકન કરતાં સાધુઓનો આચાર વિચાર કંઇ ઓરજ પ્રકારનો દેખ્યો, ત્હારે ત્હેમની ભાવના ક્રિયોદ્ધાર કરવાની થઇ. તેઓના મનમાં જે વિચારો ઉદ્ભવ્યા તે કવિનાજ શબ્દોમાં કહીએ તોઃ—

" મોટી પંદવીઇ સિઉં પામીઇ જો તપક્રિયા ન હોઇ;
આણ વિરાધી જિનતણી શરણ ન દીઇ કોઇ. ૬૨
કહિણ જૂઉં કરતવિ જૂઉં લોક વંદાવીઇ પાય;
તિમ લંપટિ જાયુ છોકરૂ તેહનું ઘણી કુણ થાય. ૬૩
ગુરૂ જિયમાનતણી પરિ કરી બિસારીઇ મઇ;
કિમ કહીઈ યતીપણું તિહાં મહાવ્રત કિહાં રહિ. ૬૪
પરિગ્રહ પોતઇ રાખી કરી કિમ કહાવીઇ સાધુ;
તુ ગૃહસ્થ યતીસિઉં આંતરૂં જિન તૂં જાણઇ અપરાધ. ૬૫
એહવા વેષ ધર્યા વાર અનંતિ ન સરિઉં એકઇ કાજ;
રતનત્રય આરાધીઇ અવસર લાધુ આજ. " ૬૬

૧૬૦૨ માં બનાવેલી 'પટ્ટાવલી સજ્ઝાય' માં જીવુ અને જાગુ (જાગરાજ) ની સાથે જયત (જયવંત) નુ નામ પણ ઉત્સવ કરનાર તરીકે આપ્યું છે—

" સોની વર જાગુ જીવઉ જયત સુવિચાર
ખંભનયર નિવાસી પદઉચ્છવ વિસ્તાર. "

(ઐતિહાસિક સજ્ઝાયમાળા પૃ. ૫૦)

હેમવિમલના શિષ્ય વિબુધવિમલે બનાવેલી પટ્ટાવલીમા જણાવ્યું છે કે—આનંદવિમલસૂરિના ઉપદેશથી ખંભાતના ઉપર્યુક્ત ત્રણ ગૃહસ્થો અને કાલુ વિગેરેએ શત્રુંજયનો સંઘ કાઢયો હતો. ત્હેમાં કાલુ સંઘાધિપતિ થયો હતો.

સૂરિજીના આ શબ્દો હેમનો કેટલો વૈરાગ્ય, કેટલી શાસનપ્રિયતા, કેટલી ભવભીરૂતા અને કેટલી કર્ત્તવ્યપરાયણતાને બતાવે છે! મ્હોટા બનવાને—પદવીધરો થવાને પડાપડી કરનારા અને માત્ર પોતાને મ્હોટા કહેવડાવવામાંજ પોતાના ચારિત્રની અને શાસનપ્રિયતાની મહત્તા સમજનારા કેટલાક વર્ત્તમાનકાળના પદવીધરો પણ **આનંદવિમલસૂરિના** ઉપર્યુક્ત શબ્દો ઉપરજ ધ્યાન આપશે કે ? વર્ત્તમાન સમય પણ જૈન સમાજને માટે તો લગભગ હેવોજ સમય છે કે—જ્હેવો આનંદવિમલસૂરિનો સમય હતો. શું આ સમયમાં પણ એવા કોઇ ક્રિયોદ્ધારક નહિં નિકળે ?

આણંદવિમલસૂરિ ગચ્છનો ભાર પોતાના શિષ્યને સોંપી પોતે ક્રિયોદ્ધાર કરવાને બહાર પડયા. શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવને જોઇ ક્રિયાકાંડ અને સાધુઓનો આચાર પાળવાને પ્રવૃત્ત થયા. જોકે—આરંભમાં તો માત્ર હ્હેમણે પંડિત વિનયભાવને સાથે લીધા, પરન્તુ તેઓ ક્રિયોદ્ધાર માટે નિકળ્યા, તે વખતે ઘણાં સાધુ-સાધ્વીયોએ હ્હેમનો વાસક્ષેપ લીધો અને સાધુક્રિયામાં તત્પર થયાં.

આવા એક મહાપુરૂષના ક્રિયોદ્ધાર માટે નિકળવાથી લોકોમા આનંદ આનંદ ફેલાઇ ગયો.

તે પછી કવિએ એક ઢાળમાં આણંદવિમલસૂરિની આજ્ઞા માનનાર કયા કયા ગામો અને દેશોના શ્રાવકો હતા, હ્હેનો ઉલ્લેખ કર્યો છે. તે ગામો અને દેશોના નામો આ પ્રમાણે છે:—

મારવાડ, મેવાડ, માલવા, પાટણ, અમદાવાદ, ચાંપાનેર, ખંભાત, દક્ષિણ, દેવગિરિ, માંડવ, ગંધાર, સૂરત, કુંકણ, સોરઠદેશ, કાંકરેચી, સાચોર, જાલોર, મંડોર, જોધપુર, તિવરી, નાગોર, મેવાત, અજમેર, આગરા, હંસાર, કોટ, સીણોર, રાયસેન, દધાળિઉં, કોટડી, અહિ, કુંભલમેર, ટૂંક, ટોડા, ઢીલી, રાજપૂરી, સોપાર, પાટણ, છપ્પનદેસ વાગડ, વાંસવાડા; સાગચા, ડુંગરપુર, આહડ, જવાસા, વીસલનેર, નડુલાઈ, આમલેસર, ભરૂચ, નવસારી, વલસાડ, ગણદેવી,

દમણ, માહિમ, અગાસી, વસઇ, ચિઉલ, ડહોલ, મલબાર, દીવ, માંગલોર, ઘોઘા અને હરમજ વિગેરે.

અન્તમાં સં. ૧૫૯૭ ના ચૈત્ર શુદિ ૫ના દિવસે સૂરિજી સ્વર્ગે પધાર્યા.

આણંદવિમલસૂરિ પછી ત્હેમના પટોધર શ્રીવિજયધન-સૂરિ થયા.

આ પછી કવિએ આણંદવિમલસૂરિના શિષ્ય પરિવારનાં નામો આપ્યાં છે. જ્હેમાં અંતે જઇ જણાવ્યું છે કેઃ—

"સાધુ સાધવી થઇ કહ્યું સઇ પાંચસિ માજનિ એહ;
પરિવાર શ્રીપૂજ્યતણું એ દિવંતુ દિનિ દિનિ તેહ." સું. ૧૫૨

આ ઉપરથી જણાય છે કે તેમના સમુદાયમાં એકંદર પાંચસો સાધુ સાધ્વિયો હતા.



## પં. કમલવિજયરાસ.

પંડિત કમળવિજયજીના શિષ્ય હેમવિજયગણિ[1]એ મહેસાણામાં પાર્શ્વનાથ પ્રભુના પસાયે પોતાના ગુરૂની સ્તુતિરૂપ આ રાસ રચ્યો છે. યદ્યપિ કવિએ આ રાસ રચ્યાનો સંવત્ નથી આપ્યો, પરન્તુ રાસનાયક પં. કમલવિજયજીએ મહેસાણામાંજ સં. ૧૬૬૧ ના

---

૧ પં૦ હેમવિજયગણિ. એઓ વિક્રમની સત્તરમી શતાબ્દિના મહાન્ વિદ્વાનો અને કવિયો પૈકીના એક થઇ ગયા છે. તેઓ તપાગચ્છની લક્ષ્મીભદ્રીય શાખામાં થયા છે. જગદ્‌ગુરૂ હીરવિજયસૂરિ, અકબરના નિમંત્રણને માન આપી જ્યારે બાદશાહના દરબારમાં ગયા, ત્યારે આ વિદ્વાન્ પણ ત્હેમની સાથેજ ગયા હતા. તે વખતના સુપ્રસિદ્ધ કવિ ઋષભદાસ તે વખતના ઉત્તમ કવિઓમાં આમનું નામ પણ ઉલ્લેખે છે. ઋષભદાસકવિ, 'કુમારપાલરાસ' માં તે કવિઓનાં નામો આપતાં કહે છેઃ—

"હુંસરાજ વાછો દેપાલ માલ હેમની બુદ્ધિ વિશાલ."

આજ કવિ પોતાના 'હીરવિજયસૂરિ રાસના' પૃ. ૧૦૮ માં પણ કહેછેઃ—

"હેમવિજય પંડિત વાચાલ કાવ્ય દુહામાં બુદ્ધિ વિશાળ"

કવિ ઋષભદાસે કરેલી આ પ્રશંસા ત્હેમની કૃતિયો પુરવાર કરી આપે છે. તેઓ સંસ્કૃતમાં કેવા પ્રખર વિદ્વાન્ હતા, એ જાણવાને ત્હેમની આ કૃતિયો પર્યાપ્ત છેઃ

પાર્શ્વનાથ ચરિત મહાકાવ્ય સં. ૧૬૩૨ ઋષભશતક (ખંભાતમાં) સં. ૧૬૫૬
કથારત્નાકર સં. ૧૬૫૭ અન્યોક્તિમુક્તામહોદધિ.

અશાડ વદિ ૧૨ ના દિવસે કાળ કર્યો છે, અને તેજ મહેસાણામાં ત્હેમના શિષ્યે આ રાસ રચ્યો છે, એટલે આ રાસ રચ્યાનો સં. ૧૬૬૧ નોજ છે, એ ચોક્કસ થાય છે.

રાસનો સાર આ પ્રમાણે છે:–મારવાડમાં આવેલા દ્રોણાડા[1]

---

| | |
|---|---|
| કીર્ત્તિકલ્લોલિની | સ્તુતિત્રિદશતરંગિણી |
| સૂક્તરત્નાવલી | કસ્તૂરીપ્રકર |
| સદ્‌ભાવશતક | વિજયસ્તુતિ |
| ચતુર્વિંશતિસ્તુત | વિજયપ્રશસ્તિમહાકાવ્ય. |

વિગેરે વિગેરે. **વિજયપ્રશસ્તિમહાકાવ્યના** ત્હેમણે ૧૬ સર્ગ બનાવ્યા, તે પછી ત્હેમનો સ્વર્ગવાસ થવાથી બીજા પાંચ સર્ગોની પૂર્તિ ત્હેમના ગુરૂભાઇ **પં૦** ગુણવિજયગણિએ કરી હતી, તેમ આ કાવ્ય ઉપર **વિજયપ્રદીપિકા** નામની ટીકા પણ બનાવી છે. આ ટીકા ત્હેમણે ઈડરમાં શરૂ કરી સં. ૧૬૮૮ માં જોધપુરમાં પૂરી કરી હતી.

આ કવિ સંસ્કૃતનાજ વિદ્વાન્ અને કવિ નહિં હતા, પરન્તુ ગુજરાતી અને હિન્દી ભાષાના પણ અસાધારણ કવિ હતા. ત્હેમની કેટલીક હિન્દી કવિતાઓ **ઐતિહાસિક-સજ્ઝાયમાળા** ભા. ૧ લામાં પ્રકટ થઇ છે, તે જોવાથી ત્હેમની નૈસર્ગિક કવિત્વ શક્તિનો ખૂબી જણાઇ આવે છે.

૧ દ્રોણાડા. મારવાડમાં આવેલા આ ગામને વર્તમાનમાં શું કહે છે, તે કંઇ જાણવામાં નથી; પરન્તુ **પં૦** મહિમાએ પોતાની ચૈત્યપરિપાટીમાં 'ધ્રુણાલિ' નામથી ઉલ્લેખ કર્યો છે, એ ગામજ કદાચ હોય. (જૂઓ, પ્રાચીનતીર્થમાળાસંગ્રહ પૃ. ૫૮) પ્રસ્તુત 'કમલવિજય રાસ' માં આ ગામનું નામ 'દ્રોણાડ' આપ્યું છે. તીર્થમાળામાં 'ધ્રુણાલિ' લખ્યું છે. વ્યવહારમાં ઘણા એવા શબ્દો જોવાય છે કે–'ધ' ના સ્થાનમાં 'દ' અને 'દ' ના સ્થાનમાં 'ધ' નો પ્રયોગ થાય છે. જેમ 'ધ્રુપદ' 'દ્રુપદ.' આ ગામ મહિમાકવિના કથન પ્રમાણે 'મજિલ' ગામની નજીક આવેલું હોવું જોઇએ.

"ચ્યાર મજિલ છગામમાં રે ધ્રુણાલિ સુખકાર કે."

'ટ્રીગનોમેટ્રીકલ સર્વે' ના નકશામાં મજિલ (Majal) થી લગભગ ૮ માઇલ ઉપર ઉત્તર પૂર્વમાં દુન્દારા (Dundara) ગામ આપવામાં આવ્યું છે. સંભવ છે આ દુન્દારા એજ તે વખતનું દ્રોણાડા અથવા ધ્રુણાલિ હોય.

ગામમાં ગોવિંદશાહ નામનો એક મ્હોટો વ્યવહારી રહેતો હતો. ત્હેની સ્રીનું નામ ગેલમદે હતું. ગોવિંદશાહ ઓસવાલ વંશીય હતો અને ત્હેનું ગોત્ર છાજડ હતું. એક વખત ઉત્તમ સ્વપ્નથી સૂચિત ગેલમદેએ પુત્રને જન્મ આપ્યો, જ્હેનું નામ કેલ્હરાજ રાખવામાં આવ્યું. કેલ્હરાજ ભણી ગણી હોંશીયાર થયો, ત્હેણે પોતાના રૂપ લાવણ્ય અને ગુણોથી લોકોના ચિત્તોને આકર્ષણ કર્યું. બાર વર્ષની ત્હેની ઉમર થતાં ત્હેના પિતાનો સ્વર્ગવાસ થયો, તેથી ત્હેની માતા પુત્રને લઇ જાલોર આવી.

જાલોરમાં પં૦ અમરવિજય નામના સાધુ આવેલા, ત્હેમનો ઉપદેશ સાંભળીને કેલ્હરાજને વૈરાગ્ય થયો અને ત્હેનો દીક્ષા લેવાનો વિચાર થયો. આ વિચાર ત્હેણે પોતાની માતાને જણાવ્યો. માતાએ સાધુધર્મની કઠિનતા સમજાવી, પણ ત્હેણે પોતાનો વિચાર દૃઢ રાખ્યો. જેથી ત્હેની માતાએ દીક્ષા લેવાની અનુમતિ આપી. કેલ્હરાજે ગુરૂ પાસે જઇ આ હર્ષપ્રદ સમાચાર જણાવ્યા. તે પછી જાલોરના સંઘે કરેલા મ્હોટા ઉત્સવપૂર્વક શુભ મુહૂર્ત્તમાં પં. અમરવિજયજીએ[1] કેલ્હરાજને દીક્ષા આપી. અને ત્હેનું નામ કમલવિજય રાખવામાં આવ્યું. યદ્યપિ કમલવિજયજી ઉમ્મરમાં ન્હાના હતા, પરન્તુ ત્હેમનો વૈરાગ્ય ઘણો ઊંચો હતો. વિદ્યાભ્યાસ પણ ત્હેમણે સારી રીતે કરી લીધો, પછી ત્હેમનામાં યોગ્યતા જોઇ વિજયદાનસૂરિએ સં. ૧૬૧૪ માં ગંધારમાં[2] ત્હેમને પંડિતપદ પ્રદાન કર્યું. તેઓ ત્યાગી પણ ઘણા

---

૧ અમરવિજયજી, એમના ગુરૂનું નામ શુભવિમલ હતું. આનંદવિમલસૂરિના આજ્ઞાવર્તિ સાધુઓ પૈકીના તેઓ એક હતા. હીરવિજયસૂરિના સમયમાં પણ તેઓ વિદ્યમાન હતા. હીરવિજયસૂરિ ત્હેમને બહુ માન આપતા હતા; બલ્કે ત્હેમના પ્રત્યે પૂજ્યબુદ્ધિથી જોતા હતા. આમની પૂજ્યબુદ્ધિનું એક ઉદાહરણ 'સૂરીશ્વર અને સમ્રાટ્' ના પૃ. ૨૮૧ માં આપવામાં આવ્યું છે, તે જોવાથી ખાતરી થાય છે

૨ ગંધાર. એ ભરૂચથી ઉત્તર-પશ્ચિમમા ૨૬ માઇલ ઉપર આવેલુ

હતા. જાવજજીવ સુધી ત્હેમણે એકાસણાજ કર્યા. હમેશા ગંઠસીનું પચ્ચખાણ કરતા, માત્ર સાત દ્રવ્યજ વાપરતા. છ વિગય પૈકી પાંચ વિગયનો રોજ ત્હેમને ત્યાગ રહેતો. કોઇ પણ ચીજમાં ઝીણા પણ ત્રસ જીવની વિરાધના થતા ઝટ આંબિલ કરી લેતા. મહીનામા છ ઉપવાસ તો તેઓ નિયમિત કરતા. ત્હેમણે મારવાડ, માલવા, મેવાડ, સોરઠ, લાડ, કુંકણ, કાન્હડ, મેવાત, વાગડ અને ગુજરાતમા વિહાર કરી ઘણાઓને પ્રતિબોધ કર્યો ત્હેમના ઉપદેશથી ઘણાઓએ દીક્ષાઓ લીધી, જ્હેમાં કેટલાક પંડિત પણ થયા.

શ્રીવિજયસેનસૂરિના આદેશથી સ. ૧૬૬૧ મા ત્હેમણે મ્હેસાણામા ચોમાસુ કર્યું. આ વખતે ત્હેમની ઉમર બહોત્તેરવર્ષની હતી. ત્હેમણે હવે પોતાનું આયુષ્ય ટૂંકું જાણી બીજા બે આહારનો ત્યાગ કર્યો. આજ વર્ષના અશાડ સુદિ ૧૨ ના દિવસે સંધ્યા સમયે ત્હેમના શરીરે અકસ્માત્ અતિ વિષમવ્યાધિ ઉત્પન્ન થયો, પરન્તુ તેઓ શરીરની અનિત્યતા—અસારતાને સમજતા હતા, તેથી ત્હેમણે વૈરાગ્યમા પોતાના મનને વિશેષ ઉતાર્યું. આ રોગના કારણે સાત લંઘનો થતા તે રોગની શાન્તિ થઇ રોગ શાન્ત થતા લોકોને બહુ આનંદ થયો, પરન્તુ પોતે તો એમજ સમજતા હતા કે મારૂં આયુષ્ય હવે બહુ ઓછું છે—નજીક છે એક વખત બધા

એક ન્હાનુ ગામ છે. એક વખતે આ ગામ પુર જાહોજલાલીવાળું હતુ, અત્યારે અહિં જૈનોની વસ્તી નથી, પરન્તુ આ ગામ એક તીર્થ તરીકે ગણાય છે. અહિં સ. ૧૬૧૯ મા જૈનમંદિર બન્યુ હતુ, પ્રાચીન તીર્થમાળાઓમાં પણ આનો તીર્થ તરીકે ઉલ્લેખ જોવાય છે કવિ શીલવિજયજીએ પોતાની 'તીર્થમાળા' મા લખ્યુ છે —

" નગર ગંધારિ બહુ જિનબિંબ શ્રાવક ધરમ કરિ અવિલંબ."

( પ્રાચીન તીર્થમાળા સંગ્રહ પૃ. ૧૨૨ )

જગદ્ગુરૂ હીરવિજયસૂરિએ અકબરબાદશાહ પાસે જવાનો વિહાર અહિંથીજ શરૂ કર્યો હતો

સમુદાયને ભેગો કરી કહેવા લાગ્યા કે—' મારા શરીરની સ્થિતિ ઠીક નથી, પણ ત્હમે કોઇ ખેદ કરશો નહિં. હવે હું અણુસણ આદરીશ ' એ પ્રમાણે કહેતાજ બધાઓના હૃદયોમાં મહાન્ દુઃખ થયું. પોતે ચાર શરણનો આશરો લીધો. સમસ્ત જીવો સાથે ક્ષમાપના કરી લીધી. અંતે અશાડ વદિ ૧૨ ના દિવસે પાછલી રાત્રિએ નવકારમંત્રનું સ્મરણ કરતાં ત્હેમણે આ માનુષી શરીરનો ત્યાગ કરી દેવીશરીર પ્રાપ્ત કર્યું.

ગુરૂવિરહથી દુઃખી થયેલા ત્હેમના સાધુઓ અને ગૃહસ્થોએ ગુરૂના ગુણોને યાદ કરી કરી બહુ વિલાપ કર્યો. પશ્ચાત્ ગૃહસ્થોએ અમરવિમાન સમાન તેરખંડની માડવીમાં ગુરૂને પધરાવી ઘણાં વાજીંત્રો સાથે ગુરૂના શબને સ્મશાનમાં લઇ જવામાં આવ્યું અને ત્યાં ઉત્તમ ચંદનથી અગ્નિદાહ કરવામા આવ્યો.

છેવટે કવિએ છેલ્લી ત્રણ કડિઓમાં પોતાનો પરિચય આપતાં પોતાને કુમલવિજયજીના શિષ્ય બતાવ્યા છે અને ત્હેના પિતાનું નામ ગોવિંદ બતાવી રાસની પૂર્ણાહુતિ કરી છે.





अर्हं । ऐं नमः

श्रीविनयदेवसूरिचरणकमलेभ्यो नमः

मनजीऋषिविरचित

# विनयदेवसूरिरास.

## दूहा.

સકલસિદ્ધિ આનંદકરે જિનશાસન શ્રૃંગાર;
ચઉદપૂરવનો સાર એ જગિ જપઉ મંત્ર નવકાર. ૧
ભવિકે જીવ આદર કરી દિનપ્રતિ ત્રિણ્ણઇ વાર;
ભાવે ભગતિ હરખઈં કરી જપઉ મંત્ર નવકાર. ૨
ગણતાં આપદ સવિ ટલઇ જપતાં જયજયકાર;
ધ્યાન ધરંઈં સુખ પામીઇ જપઉ મંત્ર નવકાર. ૩
ધન શ્રાવકકુલ રૂઅડાં જિહાં નિર્મલ આચાર;
અવર આરાધન પરહરી જપઉ મંત્ર નવકાર. ૪

## ચઉપઈ.

ઋષભ અજિત સંભવજિન નમું અભિનંદન જિન ધ્યાનઈં રમૂં;
સુમતિ પદ્મપ્રભ મહિમા ઘણુઉ નમો અરિહંતાણું પદ ગુણઉ. ૫
શ્રીસુપાસ ચંદ્રપ્રભસ્વામિ સુવિધિનાથ શીતલ અભિરામ;
શ્રીશ્રેયાંસ વાસુપૂજ્ય ગુણઉ નમો અરિહંતાણું પદ ગુણઉ. ૬
વિમલ અનંત શ્રીધર્મજિણંદ શાંતિનાથ સુખ પૂનિમચંદ;
કુંથુનાથ લંછણ ઊરણઉ નમો અરિહંતાણું પદ ગુણઉ. ૭

અર મલ્લિ મુનિસુવ્રત દેવ નમી નેમિ જિન કરસ્યઉં એવ;
પાર્શ્વનાથનૂં નામજ સુણઉ નમો અરિહંતાણું પદ ગુણુઉ. ૮
ચઉવીસમા કહીઇ શ્રીવીર સ્વામી સાયર જેમ ગંભીર;
અંગઇ લંછણુ કેશરિતણુઉ નમો અરિહંતાણું પદ ગુણુઉ. ૯
ત્રિણિ ચઉવીસી બહૂત્તરિ નામ વિહરમાણ જિન કરઉં પ્રણામ;
ચઉસઠિ સુરપતિ મનરંજણઉ નમો અરિહંતાણું પદ ગુણઉ. ૧૦
સકલ કર્મ ખપાવી કરી ભવસાયર જેણઇ હેલાં તરી;
નિરંજન કહીઇ નિરાકાર નમો સિદ્ધાણું પદ જગિ સાર. ૧૧
આદિ અછઇ પણ અંતજ નહી અવિચલ પદવી છાજઇ સહી;
જ્ઞાન દર્શનનઉ નહી પાર નમો સિદ્ધાણું પદ જગિ સાર. ૧૨
પનરિ ભેદે સિદ્ધ અનંત મુગતિરમણિ વિલસઇ એકંત;
ભવપ્રપંચના વંચણહાર નમો સિદ્ધાણું પદ જગિ સાર. ૧૩
પંચઇ ઇંદ્રી સંવર કરઇ નવવિધિ બ્રહ્મચર્ય શુદ્ધ ધરઇ;
ચ્યાર કષાય કરઇ પરિહાર નમો આયરિયાણુ ઉરિ વરહાર. ૧૪
પંચ મહાવ્રત નિર્મલ ધાર પાલઇ સૂધા પંચાચાર;
પંચ સમિતિ ત્રિણિ ગુપતિ ભંડાર નમો આયરિયાણું ઉરિ વર હાર ૧૫
શ્રીજિનશાસન ઉન્નતિકાર મહામહિમા અતિશય અતિસાર;
ભવસાયર ઉતારઇ પાર નમો આયરિયાણાં ઉરિ વરહાર. ૧૬
જનપદ નગરઇ કરઇ વિહાર ચતુર્વિધ સંઘ તણા સિણગાર;
સૂરીશ્વર પદવી અવધાર નમો આયરિયાણું ઉરિ વરહાર. ૧૭
દ્વાદશાંગીસૂત્ર મનોહાર વિવિધ અર્થ નયનો નહી પાર;
ભણઇ ભણાવઇ શિષ્ય હિતુકારૂ નમો ઉવજ્ઝાયાણું મનિ ધરૂં. ૧૮
પંચ પ્રકારિ કરઇ સજ્ઝાય શિષ્ય પ્રતઇ કરાવઇ ભાય;
દિઇ ઉપદેશ ભવિ પ્રતિ સુંદરૂ નમો ઉવજ્ઝાયાણું મનિ ધરૂં. ૧૯
પ્રમાદ કિરણી સવિ પરિહરઇ માંયા મમતા દૂરઇં કરઇ;
તરણુ તારણા ઉત્તમ સદ્ગુરૂ નમો ઉવજ્ઝાયાણું મનિ ધરૂં. ૨૦
પંચમ પદનો અર્થ અપાર તે કહતા હુઇ બહુ વિસ્તાર;
થાવચ્ચાદિક જે અણગાર સર્વ સાધુનઇં કરઉં જુહાર. ૨૧

પંચ મહાશ્રીવિદેહ મઝારિ ઐરવતં પંચઇ સુવિચાર;
પંચ ભરત મુનિ કરઇ વિહાર સર્વ સાધુનઇં કરઉં જુહાર. ૨૨
અતીત અનાગત નઇ વર્ત્તમાન હુઆ હોસ્યઇ અછઇ પ્રધાન;
ભવસાયર તરી પામ્યા પાર સર્વ સાધુનઇ કરઉં જુહાર. ૨૩
એસો પંચ કહીઇ નમુક્કાર સર્વ પાપનો કરઇ સંહાર;
પ્રથમ મંગલ એ જગિ સાર સઘલા મંગલ માહઇ ઉદાર. ૨૪
રૂડાં નવપદ અષ્ટ સંપદા ધન્ય જીવ જે જંપઇ સદા;
એ ગણતાં નાવઇ આપદા કાર્મ્મણદોષ ન લાગઇ કદા. ૨૫
અઠસઠિ અક્ષર શ્રીનવકાર સાત અક્ષર ભારે મન ધાર;
હલૂયા એકસઠિ અક્ષર સહી એ સમ અવર કો મંત્ર નહી. ૨૬
તે નવકાર હિયઇ મઇં ધર્યઉ સકલસિદ્ધિ દીસઇ પરવર્યઉ;
એ ગણતાં સીઝઇ સવિ કાજ તૂઠો આપઇ અવિચલ રાજ. ૨૭
વીરતણા ગણધર ઇગ્યાર ગૌતમસ્વામિ પ્રમુખ અવધાર;
સૌધર્મસ્વામિનૂં ધરીઇ ધ્યાન પાટ સત્તાવીસ ગુણહ નિધાન. ૨૮
વિમલ મતિ સોહઇ જસુ સદા નયણાનંદન છઇ સર્વદા;
યશ કીરતિનઇં ગુણભંડાર કીજઇ ભગતિ યુગતિ સુવિચાર. ૨૯
ત્તિ ગુત્તઇં ગુપતા વલી કહઉં સૂરિજની પરિ તેજજ લહઉં;
રિપુ સઘલા જીત્યા અંતરંગ પદ અક્ષર પ્રણમૂં અંગ. ૩૦
મનિ સંભારઉં સારદદેવિ કવિયણ જન નિતુ સારઇ સેવ;
કાસ્મીર દેશઇં શોભતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૧
તુઝ નામઇં સીઝઇ સવિ કાજ ત્રિભુવન માહઇં મોટઉ અગાજ;
ગજગતિ ચાલઇ તૂં મલપતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૨
તુઝ નામઇં મુઝનઇ આનંદ મુખ સોહઇ વિકશત અરવિંદ;
પદ્માસનિ તૂ પદ્માવતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૩
કવિયણ જનની તૂં આધાર અજ્ઞાનપણૂં ટાલઇ અંધાર;
સરસ રસ વાણી વરસતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૪
શ્રવણે કુંડલ વર સોહીઇ શિરિ વેણી દેવી મોહીઇ;
કંઠિ હાર દીસઇ ઝલકતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૫

કરિ ચૂડઉ અતિહિં ખલકંતિ પાએ ઘૂઘરિ ઘમી રણુકંતિ;
વીણા પુસ્તક કરિ પ્રાશ્વતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૬
શ્રીગુરૂભક્તિ કરઇ સુવિશાલ જિમ કોયલિ સર અંબાડાલ;
અમી સમી વાણી વરસતી માતા દેજ્યે મુઝ શુભમતી. ૩૭

॥ ઢાલ ॥

જોઉ જોઉ પૂણ્યતણૂ પરિણામ, એ ઢાલ.

પ્રણીય સુમીય ભાવંઇ શ્રીવીતરાગ મોહમયણનો કીધઉ ત્યાગ;
વંદીય સદ્દગુરૂના વલી પાય પામીય સરસતિનઉ સુપસાય. ૩૮
આજ અપૂરવ સુરતરૂ ફલીઉ સૂધરમગચ્છ ગુરૂ મુઝનઈં મિલીઉ;
તેહ તણુઉ હું રચસ્યઉં રાસ સંભલતાં રસ છઇ સુવિલાસ. ૩૯
ચઉવિહ સંઘ વયણ એક સુણજ્યો આલસ્ય નીંદ્રા દૂરિ અવગણજ્યો;
ઉપશમ રંગ ઘણેરઉ ધરજ્યો વયણ અપૂરવ એ આદરજ્યો. ૪૦
વઇરાગઇં જિમ સંયમ લીધઉં કાજ અપૂરવ તિણિ કીધઉં;
આદરી સમાચારી સૂધી સૂત્રસિદ્ધાંત તણઇ પંથિ કીધી. ૪૧
ભાષસ્યઉં સૂધો તે અધિકાર કરયો વિકથાનો પરિહાર;
મુઝ મનિ ઉલટ અગિં ન માઇ સંભલતાં અતિ આનંદ થાઇ. ૪૨

॥ ઢાલ ॥

અભિગમ સાચવી નરપતિ બઇઠોઉ, એ ઢાલ.

વિશ્વજન મોહિની કવિયણ સોહની સુણિ સુણિ દેવીય સરસતી એ;
સરસ વચન રસ આપજ્યે સ્વામિની ગાઇસ્યઉં સોહમગચ્છપતી એ.

ત્રૂટક.

ગછપતી ગુણભંડાર વંછીય ફલ દાતાર,
સકલ સૂરિ સિણગાર જિણઇ કર્યઉ કુમતિ પરિહાર;
શ્રીવિનયદેવ સૂરિંદ મુષ જિસ્યઉં પૂનિમચંદ.

ત્રૂટક.

ચંદ્રવદન ગુરૂ શોભના રે મેરૂની પરિ ધીર;
તપ તેજઇં કરી દીપતો રે સાયર જેમ ગંભીર. ૪૩

એક લખ્ય જોયણુ મરધિ આકાર છઇ જંબૂદ્વીપ સોહમણું એ;
ખેત્ર ભરતમાહિ માલવ જનપદ આજણોઠ નગર રલીઆમણૂં એ.

ત્રૂટક.

સોહામણું સુવિચાર મહમરાય તિહાં સાર,
ઘરિ રાણી પંચવીસ રૂપઇં અતિહિ જગીસ;
તસુ ઘરિ સોહઇ જાણુ લાવન્યઇં સુવિનાણુ,
કલા ચઉસઠિ જેહ મતિઇં જાણુઇ તેહ.

ત્રૂટક.

જાણીઇ શીતાદે પટ્ટરાણી અરધચંદ્ર લલાટ;
શુભ લક્ષણુવર અતિહિં શોભિત પહરઇ અંગઇં થાટ. ૪૪
સસીહર વયણીય મૃગસમ નયણીય,
વાસિગવેણિ જીત્યઉ વલી એ;
નાશિકા દીપસિખા શ્રવણુ સોહામણા,
સકલ ગુણુઇં કરી આગલી એ.

ત્રૂટક.

દાડિમકુલી જિમ દંત અધરપ્રવાલ સોહંત,
જીભડી અમીયભંડાર બોલ બોલઇ સાર;
હંસગતિ ચાલંતિ સદા વયણુ હસંતિ,
વરસંતિ વાણી અમીયસરખી.

ત્રૂટક.

નારિ ઇસી જગમાં નહી અમરપતિ ઘરિ;
જિમ ઇંદ્રાણી રૂપઇં હૂં જાણુઉં સહી. ૪૫
કર બેહૂ શોભઇ એ કમલ જિમ નાલ એ,
કંચણુ કલસ પયોહરા એ;
ગંભીર નાભિ તે લાવન્ય જલભરી,
ચરણુ કમલ બેહૂ મનહરા એ.

ત્રૂટક.

ચરણુ કમલ બેહૂ સાર કદલી જંઘ અણુસાર,

બહુ ગામઈં જસુ આણુ પ્રતાપઈ કરી ભાણુ;
સીમાડ નરપતિ જેહ સવિ આણુ પાલઇ તેહ,
રાયરાણા પાય પ્રણમઇ સેના ચતુરંગ દીપતી.
બહુ ન્યાય પાલઇ દુખ્ખ ટાલઇ ઇસ્યઉ પદમ તે ભૂપતી. ૪૬

બે સુત તસુ ઘરિ દેવ કૂંયર જિમ,
રૂપઈં કરી શોભતા એ;
ધનરાજ જાણીઇ વિષ્ણુકુમર વલી,
દેખીય જનમન મોહતા એ.

ત્રૂટક.

મોહતા મન સુવિશાલ જીવદયા પ્રતિપાલ,
બુદ્ધિવંત ઘણુ હોઇ તે સમ અવર ન કોઇ;
સૂરવંત દાતાર પાલહ રાજહ ભાર,
રાજ ધુરંધર તે કુમર ઇમ બહુત્તરિ કલાનિધાન.
સુબુદ્ધિ મંત્રીશ્વર રાયનઇ ઘરિ કહીઇ તેહ પ્રધાન. ૪૭
પૂણ્યવંત જીવનઇ યોગ્ય આવઇ ઇસી,
સેજિ અપૂરવ રૂઅડી એઃ
એક સમઇ રાણીય પોઢીય મન રતિઇં,
ગઈ અછઇ રજનીય સોલ ઘડી એ.

ત્રૂટક.

સોલ ઘડી ગઈ રાતિ ધન શોલકી જાતિ,
વાતી ધૂપ અપાર મહમહઇ ગંધ તે સાર;
ચંદ્રૂયા ચિત્રામ દીપઇ અતિ અભિરામ,
વિકસઇ ફૂલ પગર સહી રે
વાસભુવન સુવિનાણુ દેવભવન તે લહઇ ઉપમ;
વાજઇ તિહાં નીસાણુ. ૪૮

કાંઈ હાથી અનઇ કાંઈ તે જાગતી,
સુપન પામઈ મનિ અતિ ગમઇ એ;
સાયર ગાજતો ગુહીર અતિઘણૂં,
પેષીય રાણીય મનિ રમઇ એ.

### ત્રૂટક.

રમઇ મનિ સુવિચાર ભર્યઉ રયણભંડાર,
જલચર જીવ ઉછાહ દેષઇ સાયરમાહિ;
વાધઈ આણંદપૂર વાજઇ વાજિત્ર તૂર,
તૂર વાજઇ ગયણિ ગાજઇ હંસની ગતિ ચાલતિ;
મનનઈં ઉલ્લાસઈં પ્રિય પાસઈં સપન દીઠઉં કહઇ સતી. ૪૯
નરપતિ ચીંતવઇ મતિ મન સંભવઇ,
સપન અપૂરવ એ ભલૂં એ;
હરષસૂં ઇમ કહઇ રાણીય મનિ લહઇ,
પેષીઉં સપન તઈ નિરમલૂં એ.

### ત્રૂટક.

નિરમલૂં સુહણૂં એહ ભલઉં દીઠઉં જેહ,
સપનનઈં અનુસાર હૂસ્યઇ સુત એક સાર;
કુલદીપક સુવિચાર સોભાગી અવધાર,
સોભાગી ગુણ્યુ આગલો રે.
વહસ્યઇ કુલનો ભાર રાજધુરંધર;
હૂસ્યઇ રાજા અથવા શ્રીઅણગાર. ૫૦
ગંધગયવર પરિં કુમતિ ઉથાપસ્યઇ,
સુમતિ ભલી પુણ્ય થાપસ્યઇ એ;
સાયરની પરિ ગંભીર હોસ્યઇ,
રયણ વિદ્યાવર ગાજસ્યઇ એ.

### ત્રૂટક.

ગાજસ્યઇ રયણભંડાર જ્ઞાનત્રય સુખકાર,
સસી જિમ સોમ આકાર હોસ્યઇ શ્રીગણધાર;

સૂરિજની પરિ તેજ દીપસ્યઇ અતિ હેજ,
શ્રીગુરૂ સૂરિજં ઉગીઉ રે.
ટાલઇ મોહ અંધાર કીરતિ કિરણ;
ચિહૂં દિશઈ પસરઇ ભવિક કમલ જયકાર. ૫૧
એ ફલ સંભલી રાણીય,
હરષીય તહત્તિ વયણ તે ઉંચ્ચરઇ એ;
ગરભ વહંઇ સુષઈ આણંદ અતિ ઘણુઉ,
ઉછવ મહોછવ બહૂ કરઇ એ.

ત્રૂટક.

ઉછવ કરઇ વિલાસ થયા જવ નવ માસ,
બહૂ પ્રતિપૂરણ હોઇ ઉચ્ચગ્રહ તિહાં જોઇ;
વાયરો સુપ્રકારં સુષકારીઉ સંભાર,
શુભલગન જગિ વરતીયાં રે.
હરષનો નહીં પાર દોહલા પૂરણ સવિ થયા રે;
ઘરિ ઘરિ મંગલ સાર. ૫૨
સંવત્ પનરમઇ અડસઠિ જાણીઇ,
માગશિર પૂનિમ મનિ રલી એ;
પિહુંપર રયણીય ગઈ અછઇ તિણઇ સમઇ,
વાર તે સુરગુરૂ છઇ વલી એ.

ત્રૂટક.

થયઉ ઉદ્યોત અપાર વરતઇ જય જયકાર,
દુખીયાનાં દુખ જાઇ હરષ અતિ ઘણુઉ થાઇ;
સઘલઈ થાઇ સુગાલ હરષઇ સહૂ સમકાલ,
સમકાલઇ સહૂ હરષીયાં રે સોહઇ ઘરિ ઘરિ ચીર.
સુંગંધનીરઇ ભુંઈ છાંટઇ વિસ્તારઇ અબીર. ૫૩

॥ ઢાલ ॥

થંભણપુર સિરિપાસ જિણંદો, એ ઢાલ.

ચેડી જઈનઇ ભૂપ વધાવઇ પુત્ર જનમ હૂઉ સંભલાવઇ;
દાસી કલંક ટલાવઇ ઉછવ દિન દસ રાજા મંડઇ;

નગરલોકતણા દંડ છંડઇ આન્યા કોઇ ન પંડઇ. ૫૪
વંદનમાલ ઘરઇ ઘર સોહઇ ચંદૂઆ દેષી મન મોહઇ,
પ્યાલી જન સહૂ જોઇ અંગરધૂપ પરિમલ બાહૂ બહઇકઇ;
ઘરિ ઘરિ ધજ બાંધી તે લહઇકઇ વંદીજનનઇં મૂંકઇ. ૫૫
વધામણાં ઘરઘરનાં આવઇ સજ્જન હિયડઇ હરષ ન માવઇ,
સોભાગિણિ ગીત ગાવઇ ઘરિ ઘરિ તોરણુ હાથા દીસઇ;
પરદેસી જન દેષી હીસઇ પૂરઇ મનહ જગીસઇ. ૫૬
પંચ શબદ વાજિત્ર તિહાં વાજઇ નાદઇં અંબર અતિઘણુ ગાજઇ,
ફૂલપગર ભરઇ તાજઇ મંગલવચન ભાટ તિહાં બોલઇ;
પદમ ભૂપનઇં કો નહી તોલઇ શ્રીફલ ભરીઇ પોલઇ. ૫૭

॥ ઢાલ ॥

ધન ધન સાધ જીવનિ રહ્યા, એ ઢાલ.

જનમ કારિજ કરઇ રૂઅડઉં પહિલઇ દિન સુવિચાર,
ચંદ્ર સૂર દરસણુ દાષવઇ ત્રીજઇ દિન અતિ સાર;
દિવસ છઠ્ઠઇ કરઇ જાગરી હિયઇ હરષ અપાર,
જાતસૂતક કરઇ અતિભલૂં દિન થયા ઇગ્યાર. ૫૮
કુંટુંબ સહૂ પોષી કરી દીધઉં અભિધાન,
બ્રહ્મકૂંયર ગાજતઉ ચંપકતનુ વાન;
પંચ ધાવિઇં સુત પરવર્યઉ વાધઇ સુવિનાણુ,
પંચ વરસ થાઇ ભલાં ઉછરતાં જાણુ. ૫૯

## ચઉપઈ.

રાગ રામગિરી.

અંગઇ લક્ષણુ છઇ બત્રીસ રૂપઇં સોહઇ રતિનઉ ઈસ;
નિજકલા કરી મન રીઝવઇ ચતુરનર સહૂઇ ગુણ સ્તવઇ. ૬૦
માત પિતા મનિ હરષ અપાર દિનદિન ઉછવ કરઇ અતિ સાર;
વિમાસઇ મનસૂં સુવિશાલ મૂંકીજઇ સુતનઇ નેસાલ. ૬૧
ભણ્યઉ ગુણ્યઉ સોહઇ તે પુત્ર આગલિ રાષઇ રાજહ સૂત્ર;
મૂરિષ બેટઉ નાવઇ કાજિ હંસમાહઇં બગ જાઇ ભાજિ. ૬૨

ઇસી વિમાસણ મનમાહિ કરઇ અધ્યારૂ તેડાવઈ ઘરઇ;
શુભ મહૂરત મન હરષઈ લીયઇ ભલી વસ્તુ પંડિતનઇ દિયઇ. ૬૩
કંકોતરી સઘલઇ મોકલઇ સગા સહૂ તેડાવ્યા ભલઈ;
મહૂરત ઊપરિ આવ્યઉં સહુ નગરલોક હરષઇ મન બહૂ. ૬૪
નયરી સિણગારી સુવિચાર અમરપુરી દીસઇ અણુસાર;
ઘરિ ઘરિ તોરણ મંગલમાલ ઘરિ ઘરિ હાથા દીયઇ રસાલ. ૬૫
ઘરિ ઘરિ ચંદૂયા ચિત્રામ ઘરિ ઘરિ કેતુ બાંધી અભિરામ;
અગર ધૂપ પરિમલ વિસ્તરઇ ફૂલ પગર નગરમાહિ ભરઇ. ૬૬

## દૂહા.

નરપતિ ઘર અતિ દીપતઉં જિસ્યૂં તે ઇંદ્રવિમાન;
કરઇ સજાઈ અતિ ઘણી ગાયઇ યાચક ગાન. ૬૭
સગા સહૂ સંતોષીયા સંતોષઇ પરિવાર;
વ્યવહારી મેલઇ ઘણા કહતાં નાવઇ પાર. ૬૮

## ઢાલ ઉલાલાની.

કુમરનઇ કરઇ શૃંગાર મસ્તક મુગટ અપાર;
હરષઈ ઘોડઇ ચડાવઇ બેહૂ પખિ ચમર ઢલાવઇ. ૬૯
આગલિ મહાજન ચાલઇ માતપિતા ઘણું માલ્હઇ;
વાજિત્ર મધુરઇ એ સાદઈ વાજઇ અતિ ઘણૂં નાદઈ. ૭૦
નયરી લોક તે જોઇ હિયડઇ હરષ તે હોઇ;
પગિ પગિ આપઇ એ દાન એક એકનઇ દિયઇ એ માન. ૭૧
સોભાગિણિ ગીત ગાઇ મનમાહિ આનંદ થાઇ;
પંડિતનઇ ઘરે આવઇ મોતી રયણ વધાવઇ. ૭૨
પંડિત માઈ ભણાવઇ કુમરનઇ ભણતાં એ આવઇ;
પઢીયા ફૂલી એ આપઇ માગત જન થિર થાપઇ. ૭૩
પીરોદક દસ બાર આપઇ સિણીઆં અપાર;
અધ્યારૂ મનિ હરષઇ વંછિત દાન તે પરષઇ. ૭૪
ભણી ગુણી ઘરિ આવઇ યાચકજન ગીત ગાવઈ;
દિનદિન ઉછવ છાજઇ બહૂપરિ વાજિત્ર વાજઈ. ૭૫

## વસ્તુ.

કરઇ કુંયર ર શાસ્ત્ર અભ્યાસ,
આદર દેઇનિઇ ભણઇ ગણઇ સ ધ્યા સમઇ વારૂ,
દિન દિન પ્રતિ ચડતી કલા હરષ પામઇ મનિ અધ્યારૂ;
માત પિતા મનિ ઉલ્લસઇ સૂત્ર પ્રતિષ્ઠિ દિયઇ દાન,
ભણી ગુણી પંડિત થયો બહૂત્તરિ કલાનિધાન. ૭૬

## દૂહા.

શ્રીવિનયદેવસૂરિ રાસનો રચીઉ પ્રથમ પ્રકાસ;
ઋષિમનજી વલી અવસરઇ કહસ્યઇ બીયપ્રકાસ. ૭૭

## ઇતિ શ્રીવિનયદેવસૂરિરાસે પ્રથમઃ પ્રકાશઃ

## રાગ મલ્હાર.

શ્રીઋષભાદિક જિન વંદીઇ ત્રિસલાસુત મનિ આણંદીઇ;
શ્રીગણધર ગૌતમ સામીય સત્તાવીસ પટ્ટ સિરિ નામીય. ૭૮
બ્રહ્માની બેટી સરસતી કવિયણની આશા પૂરતી;
ચંદ્ર વયણી નઇ બહૂ ગુણવતી હંસવાહણિ ચાલઇ ગજગતી. ૭૯
દિઇ વાણી મઝનઇ હરષતી જિમ ગાઉં સોહમગછપતી;
પ્રકાશ કહું બીજો વલી સહૂ સંઘ સુણઉ મનની રલી. ૮૦

### ॥ ઢાલ ॥

રાગ મારૂણી

યૌવન વેસઇં કુંયર આવ્યા વરસ થયાં જવ આઠ રે;
રૂપકલા જોઈ મન મોહઇ બોલઇ કીરતિ ભાટ રે. ૮૧
કુમરજી રૂપભંડાર રે સૂર સુભટ તે ભજઇ અપાર રે;
રાજચિહ્ન અવધાર રે.— આંકણી.
વડઉ પુત્ર ધનરાજ તે કહીઇ પટ દરસણ લહઇ મરમ રે;
બુદ્ધિવંત નઇ પરઉપગારી જીવદયા કરઇ ધરમ રે. કુ૦ ૮૨
સુખઇ સમાધિઇ રાજારાણી પામઇ અમરવિમાન રે;
સહૂ કુટુંબ મનિ શોક નિવારી દીજઇ નિતુ નિતુ દાન રે. કુ૦ ૮૩

॥ દૂહા.

પીતરીઉ જે ગુણનિધિ પંચાયણ ગુણસીહ;
રાજ ચલાવઇ તે સહી સૂરસુભટમાહિ લીહ. ૮૪
પુત્ર તણી પરિ પાલીઇ અંતર નહી લગાર;
નવ વરસ થાઇ સહી હરષ તણઉ નહી પાર. ૮૫
સંવત પનર તે છોતિરઇ શુભ મહૂરતિ સુવિચાર;
સંઘ સહિત તે દ્વારિકાં ચાલઇ બહૂ પરિવાર. ૮૬
પીતરીઉ સંઘવી થયઉ લોકતણુઉ નહી પાર;
સહસ ગમઇ સેજ વાલડી સેના ચતુરંગ સાર. ૮૭
નફેરી જોડાં ઘણાં વાજઇ ગંભીર નીસાણ;
મજલ મજલ રહતા સહી ચાલઇ સંઘ સુજાણ. ૮૮
શ્રીગિરિનારિઇં આવીયા ડેરા દિઇ અભિરામ;
દિન બિ ત્રિણિ થોભઇ તિહાં તિલ પડવા નહી ઠામ. ૮૯

॥ ઢાલ ॥

ચ્યારઇ ગતિ મઇં અનુભવી, એ ઢાલ.

બે કુમર પેલઇ તિહાં મન માનતઇ રંગઇ એ,
રંગઇ એ વનવાડી જોઇ ભલાં એ;
તરૂવર હેઠઇ દેષઇ એ રંગમંડણ નામઇ એ;
નામ એ પૂરણ વિદ્યા નિરમલા એ. ૯૦
બહૂ પરવારઇ પરવર્યા દીઠા રિષિરાજ એ,
વિરાજઇ એ આવી ગુરૂચરણે નમઇ એ;
યોગ્ય દિઇ દેશના પામઇ તે વઇરાગ એ,
જાગઇ એ ધરમતણુઇ રંગઇં રમઇ એ. ૯૧
દિઉ સંયમ અહ્માનઇ ભલૂં સંસાર અસાર એ,
સાર એ ચારિત્ર છઇ ગુણનો નિલઉ એ;
વણારીસ વલતૂં ભણઇ કિમ ચારિત્ર દીજઇ એ,
બીજઇ એ પીતરીઉ તગ્હ કુલતિલઉ એ. ૯૨

## ॥ ઢાલ ॥

રાગ ગુડી.

કુમર કહઇ સુણુઉ વાત સ્યઉં કરસ્યઇ તેહ,
હિઉ સંયમ તમ્હે મનિ રલી એ;
અમ્હ મનિ થયઉ વઇરાગ વિલંબ નિવારીઇ,
કુમર કહઇ તે વલી વલી એ;
કહઇ વણારીસ વાત સંયમ દોહિલઉ,
દેહ કોમલ માંપણુ દહી એ;
ગંગા નદીય મઝારિ પૂરઇં કિમ તરીઇ,
વેલૂકવલ નીરસ સહી એ. ૯૩
અગનિમાહિ કિમ ચાલઇ ફણુગર કિમ ઝાલઇ,
અગનિ ઝાલ કિમ પીજીઇ એ;
તુલા તુલાઇં મેરૂ કહઉ કસી પરઇં,
સીહસ્યઉં યુદ્ધ કિમ કીજીઇ એ;
રતનાકર તે માહિ બાહઇં કિમ તરઇ,
ખડગધારાગ્નિઇં ચાલવઉં એ;
ગુરૂ કહઇ સુણુઉ વિચાર કહી ઇસ્યઉં,
ઘણું સંયમ દુ:કર પાલવઉં એ. ૯૪
શ્રીગુરૂ સુણુઉ વિચાર જે હુઇ કાયર,
તે આગલિ ઇમ ભાષીઇ એ;
સુરવંત અતિધીર મહા વઇરાગીય,
ચારિત્ર સૂધઉં દાષીઇ એ;
સોભાગી સંત દંત જાણી શ્રીગુરૂ,
સંયમશ્રી પરણાવીયા એ;
પંચ મહાવ્રતધારી પંચાચારીય,
સંવરભાવઇં આવીયા એ. ૯૫
ગુરૂજી સુણુઉ એક વાત સંયમ આદર્યઉં,
પીતરીઉ જો જાણુસ્યઇ એ;

કરસ્યઇ તે ઉપસર્ગ તમનઇ અમ્હનઇ એ,
વાત ઘણીપરિ તાણુસ્યઇ એ;
ઇમ કહી એકઇ ઠામિ રહઇ અગોચર,
કાઉસગ્ગ મન નિશ્ચલ ધરી એ;
નાશા અગ્રઇ દ્રષ્ટિ રાષઇ એક મનિ,
ઉપવાસ નિરમલ કરી એ. ૯૬

॥ ઢાલ ॥

રાગ મલ્હાર.

ઇણિ અવસરિ સંઘમાહિ તે સંઘવી જોઅઇ બહૂ વાટ રે;
ભોજનવેલા ટલી ગઈ હજી નાવ્યા તે સ્યા માટિ રે. ૯૭
હજી નાવ્યા તે સ્યા માટિ સજ્જન સહૂ જોવતા બહૂ વાટ રે;
ઠામ રે કુંયર પણ લાધઇ નહી મનિ ચિંતા થાઇ તામ રે. મનિ૦સ૦આંકણી.
પરવત પાખલિ જોઈયા ગવેષણુ ઘણીય તે કીધ રે;
ઠામિ અગોચર સોધીઆ પુણુ કારિજ કાંઈ ન સીધ રે. પુ૦સ૦ ૯૮
આહામા કીધી અતિ ઘણી સંઘ ઊપડીઉ શુભ પરિણામ રે;
આવી વણારીસ વાંદીઆ પાલઇ સંયમ અભિરામ રે. પાલ૦ સ૦ ૯૯
નિજ પરિવારઇ પરવર્યા ગુરૂ તિહાંથી કરઇ વિહાર રે;
આવ્યા ઠામ તે આપણુઇ વિધિપક્ષ તે કહીઇ વિચાર રે. વિધિ૦ સ૦ ૧૦૦
દુઃકર તપ કરઇ અતિઘણુઉ ભણવાનો કરઇ અભ્યાસ રે;
માસ ઘણા થયા ઇણિપરિઇ વિદ્યાનો હુઇ સુપ્રકાસ રે. વિદ્યા૦ સ૦ ૧૦૧
એ સંબંધ એતલઉ કહ્યઉ સયમનો એહ પ્રબંધ રે;
કિરિયા સૂધી આદરી તે કહસ્યઉં હવઇ સંબંધ રે. તે૦ સ૦ ૧૦૨

॥ ઢાલ ॥

ગુણ ગાઊં શ્રીસાધુના. એ ઢાલ.

સુણુઉ ભવિક જન આઘઉ વિચાર નિદ્રા વિકથા કરયો દૂરિ,
ઉપશમ અતિઘણુ હિયડઇ ધરયો કહઉં સંબંધ મન આણુંદપૂરિ.
આંકણી.
મારૂઆડિમાહિ યોધનયર વર નાગોરી તપગછ સિણુગાર;

પુણ્યરત્નસૂરિ દલ દીવાની રાયતણુઇ ઘરિ માન અપાર. સુ૦ ૧૦૩
જ્યોતિષ નૈમત્તિ વૈદ્યક જાણુઇ વિદ્યામંત્ર તે લહઇ અનેક;
સાધુરત્નમુનિ તસુ ગુરાહી છઇ પદવી પંન્યાસ વિવેક. સુ૦ ૧૦૪
પાસચંદ શિષ્ય લઘુવઇ કહીઇ સૂત્ર સિદ્ધાંતનો કરઇ અભ્યાસ;
પદવી ઉપાધ્યાની સુંદર પુણ્યરત્નસૂરિ દીયઇ તાસ. સુ૦ ૧૦૫
એહવઇ અવસરિ રૂણુનગરમાહિ ચાહડસા ઉશવંશ સિણુગાર;
ચાંપલદે કહીઇ તસુ ઘરણી ઋદ્ધિતણુઉ નવિ લાભઇ પાર. સુ૦ ૧૦૬
જિણુવર ધરમ કરઇ મનભાવઇં પાલઇ શ્રાવકનાં વ્રત બાર;
પુણ્યરત્નસૂરિગુરૂ કરી માનઇ પરોપકારી નઇં દાતાર. સુ૦ ૧૦૭
એક સમઇ પાસચંદ્ર ઉપાધ્યા વંદાવા પુહતા મન ભાય;
આસણુ બઇસણુ દિઇ બહૂ આદર શ્રી ભરતાર નમઇ તિહાં પાય.
સુ૦ ૧૦૮
વાત કરઇ મનિ રંગરસીલી સેઠઇ મૂંકયા મુખિ નીંસાસ;
તમ્હ સરિષા માથઇ ગુરૂ તોહઇ ન પુહતી મનકેરી આસ. સુ૦ ૧૦૯
મણિ માણિક લષિમી ઘરિ બહૂલી છોરૂ નહીં એકઇ ઘરિ આજ;
એ ચિંતા મોટી મનિ અમ્હનઇ છોરૂવિણુ કિમ સીજ્ઝઇ કાજ. સુ૦ ૧૧૦
તમઘરિ સુત હુસ્યઇ સહી નિશ્ચલ અમ્હે માગૂ તે આપો તમ્હે;
ભગતિરાગઇં વલતૂં જંપઇ તમ્હે માગઉ તે આપઉ અમ્હે. સુ૦ ૧૧૧
એક પુત્ર આપેયો અમ્હનઇ હોસ્યઇ તમ્હ ઘરિ કૂંયર સાત;
પુત્રી તમ્હ ઘરિ પંચ સોભાગિણિ ઇમ કહી ઉઠ્યા વાત વિખ્યાત. સુ૦ ૧૧૨
પૂણ્યતણુઇ મહિમાઇં હૂઆ અનુક્રમિ સાતઈ સહી કુમાર;
અનુક્રમિ પંચઇ પુત્રી પ્રસવી ઇંમ સતાન થયાં તે બાર. સુ૦ ૧૧૩
ઉપાધ્યા વંદાવા પુહતા સંભારો તમ્હે દીધઉ બોલ;
સેઠ કહઇ આ સાતઇ કૂંયર મનમાનીતો લ્યઉ રંગ રોલ. સુ૦ ૧૧૪
બરદરાજ નામઇં એક કૂયર લક્ષણુવતો નઇ સુકુમાલ;
માગ્યઉ આપઉ તો એ અમ્હનઇ શ્રીગુરૂનઇ તે આપઇ બાલ. સુ૦ ૧૧૫
હરષ સહિત કૂંયર સંઘાતિઇં આવ્યા પોસાલઇ સુવિચાર;
વિવિધ પરઇં વસ્ત્ર પહઇરઇ અંગઇ પહરઇ અંગઇં સવિ અલંકાર.
સુ૦ ૧૧૬

લઘુવઇ રૂપઇ અતિ સોભાગી ભણુઇ ગુણુઇ નઇ વિનયભંડાર;
ઉપાધ્યા સામાચારી જે કરસ્યઇ તે કહસ્યઉં અધિકાર. સુ૦ ૧૧૭

॥ ઢાલ ॥

રાગ સામેરી.

ચિંતઇ ઉવજ્ઝાય અપાર એનુ હુવઇ રિષિ આચાર;
અગ્હે કરસ્યઉં એ પરિહાર આદરસ્યું મહાવ્રત ભાર. ૧૧૮
ઇમ ચિંતી કીધઉ ત્યાગ એક સંયમ ઊપરિ રાગ;
રિષિની કિરિયા સવિ પાલઇ સંયમનાં દૂષણ ટાલઇ. ૧૧૯
સંયમ લિઇ હિ વ વરદરાજ ભણુવાનો અછઇ અગાજ;
પાટણ નયરઇ પધારઇ પરવરીયા બહૂ પરવારઇં. ૧૨૦

દૂહા.

શ્રીવિનયદેવસૂરિ રાસનો બીજઉ કહ્યઉ પ્રકાસ;
ઋષિ મનજી હરષઇ કરી કહુઇસ્યઇ તૃતીયપ્રકાસ; ૧૨૧

ઇતિ શ્રીવિનયદેવસૂરિરાસે દ્વિતીયઃ પ્રકાશઃ

આણંદ અતિઘણુ ઊપનઉ કહતાં નાવઇ પાર;
સારિંગલંછન જેહનઇ તે જિન જય જયકાર. ૧૨૨

॥ ઢાલ ॥

કેદાર ગુડી.

સરસતિ સામિનિ વીનવઉં રે·માગઉં એક પસાય;
સરસ વચન દિઉ સારદા રે ગાયઉં સદગુરૂ રાય. ૧૨૩
ચતુર નર સેવઉ શ્રીગુરૂરાય જિમ નિરમલ હોઇ કાય;
ધન સીતાદે માય. આંકણી.
ભગવતિ ભારતિ મનિ ધરી રે સમરી સહગુરૂ નામ;
કહઉં પ્રકાશ ત્રીજઉ હુવઇ રે આણી શુભપરિણામ. ચ૦ ૧૨૪
સંઘસયલ તમે સંભલઉ રે મન કરી થિર સુવિચાર;
ભણી ગુણી પંડિત થયા રે કહતાં હરષ અપાર. ચ૦ ૧૨૫

दूहा.

श्रीविनयदेवसूरि गच्छपति सूधरमगछ सिणुगार;
तेहतणा गुण वर्णवउं जे पाछलि अधिकार. १२६
साधुतणा गुण तिहां नही चिंतइ रिदय मझारि;
सुध पंथ आराधस्यउं जिम तरीइं संसार. १२७
विनय करीनइं वीनवइ लीधी गुरुनी आण;
बे मुनिवर हवइं संचरइ तप तेजइं करी भाण. १२८

॥ ढाल ॥

जोउ जोउ पूण्यतणूं परिमाण. ए ढाल.

एम विमासीनइं संगति छंडइ, सूधी किरिया भावइं मंडइ;
जो मिलइ अम्हनइं सूधाचारी, तेहनइं पासइं रहउं निरधारी. १२९
विचरता आवइं गूज्जर देशइं, पाटणनयर भजइ सविशेस;
आवइ तिहांकणि मन उल्लासइं, पाछिलो छ घडी दीस विभासइं. १३०
बाहरि उठ्या श्रीउवज्झाय, साहमा मिलीया प्रणमइं बे पाय;
देषीय अतिघणूं मनसूं हरष्या, लक्षण सहित आकारइं परष्या. १३१
उज्जमस्यउं उपाश्रय आवइ, पाप आलोइनिइ बइसणुइ ठावइं;
सहू अणगार सुणेज्यो वात, आण्यां बेहू रतन विष्यात. १३२
संयम निरमल पालइं भावइं, श्रावक देषीय आनंद पावइं;
सूधी किरिया तिहांकणि पालइं, जीव छकाय सदा प्रतिपालइं. १३३
पंच समिति त्रिणि गुपति भंडार, कीधउ पंचविषय परिहार;
नववाडिइं नितु पालइ शील, जेथी लहियइ शिवसुष लील. १३४

दूहा.

बरदराज श्रीब्रह्मरिषि माहोमाहि सनेह;
अलगा अधघडी नवि रहइ एकठ भणता तेह. १३५

॥ ढाल ॥

राग काल्हउरो.

आगम अरथ लीयइ मनरंगइं बेहू जणा मन एक अभ्यास;
टीका वृत्ति अवचूरि विचारइं भणतां लागा थोडा मास. १३६

ધન ધન સંયમ પાલઇ નિરમલ એ મુનિવર ગછમાહિ પ્રસિદ્ધ;
દિન દિન ચડતી દોલતિ વાધઇ ગુરૂ પાસઇં સર્વિવિદ્યા લીદ્ધ. આંકણી.
એક અવસરિ એ મુનિવર એહવઉં વિમાસઇ મનમાહિ વાત;
પ્રમાણાદિક ગ્રંથ ભણવાનઇ જઇયઇ દક્ષિણ દેશ વિખ્યાત. ધ૦ ૧૩૭
ઇમ ચિંતી પૂછઇ શ્રીગુરૂનઇ આપ્પો અમ્હનઇ આન્યા સાર;
દક્ષિણ દેશ ભણી જિમ આવઉં નાપઇ અનુમતિ સહી લગાર. ધ૦ ૧૩૮
ઇમ સંભલિ ચિંતા બહૂ કીધી એ તો સહી જાસ્યઇ પરદેશ;
પાસઇથી અધઘડી ન ટાલઇ નંમોકલઇ એકલા સવિસેશ. ધ૦ ૧૩૯
જિહાં ઉર્દ્ધઇ તિહાં સાથઇ લેઈ ઇણિપરિ શ્રીગુરૂ કરઇ વિહાર;
બહુ દેશઇં વિચરઇ મન રંગઇ આવ્યા પંભાયતિ સુવિચાર. ધ૦ ૧૪૦
જોતાં અવસર કિમહી ન પામઇ માંડ્યા ભેદ અનેક અપાર,
એક અવસરિ યતી વહરણિ પોહતા જોતાં અવસર લહ્યઉ તિવાર.
ધ૦ ૧૪૧

## ઢાલ છઠી.

ધનરિષિસઉં કરી સંચ બહૂં પુહરનઇ સમઇ,
બે મુનિવર હવઇ સચરઇ એ,
આવ્યા સહૂઇ સાધ વહરી વહરીય,
શ્રીગુરૂ ચિંતા તિહાં કરઇ એ.
નાવ્યા હજી અપાર મનમાહિ ચીંતવઇ,
સહીએ એ કિહી પાંગર્યા એ,
સઘ મિલી તિહાં આવઇ મનસૂં અટકલઇ,
દક્ષિણ દેશઇ સાંચર્યા એ. ૧૪૨
કહઇ ઊપાધ્યા વાત ધનરિષિ રાષચો,
એહનઇં ઠાવઉં સહૂ હુસ્યઇ એ,
અવસર જોઈ સાર ધનરિષિ પાંગર્યા,
કરઇ સજાઈ મન રસઇં એ.
આવી મલ્યા તિવાર જિહાંકણિ વાયદઉ,
કીધો હૂતઉ મનરલી એ,
ત્રિણિ ઠાણઇ સુવિચાર શ્રીરિષિરાજ એ,

આવ્યા માંડવ તે વલી એ. ૧૪૩
સંઘ કરઇ પઇસારો સહૂ મન હરષઇ એ,
દિવસ બે ચ્યાર તે થોભીયા એ;
કરઇ પ્રભાવન સાર સાહમ્મીવછલ,
સંઘઇ બહૂ ઉછવ કીયા એ;
હિવઇ જે પાછલિ વાત હૂઈ સંભલઉ,
જોવા ચિહૂં દિશિ નીસર્યા એ;
શ્રાવકનઇ વલી સાધ જોતાં જોતાં એ,
બે યતી આવી મિલ્યા એ. ૧૪૪
આગ્રહ કરઇ અપાર શ્રીગુરૂ મોકલ્યા,
જાવા અમ્હે દેશ નહી એ;
કહઇ બરદરાજ વિચાર મુનિવર સંભલઉ,
ભણુવા અમ્હે જાસ્યઉં સહી એ.
સમઝાવી એક ચિત્તિ બુદ્ધિ કરીનઇ એ,
તે રિષિનઇ વઉલાવીયા એ;
શુભ દિવસ મનિ ધારી મનનઇ ઉલટઇં;
માંડવથી હવઇ ચાલીઆ એ. ૧૪૫
અનુક્રમિ વિહાર કરંત આવ્યા દક્ષિણઇં,
શ્વેતાંબર ગુરૂ તિહાં મિલ્યા એ;
ભણઇ ગુણઇ મનમાહિ આણંદ અતિઘણઉ,
સૂરિજ પાહઇ નિરમલા એ,
દિવસ પ્રતિઇં ત વાંચઇ પંચશત કાવ્યજ,
સંધ્યાસમઇ મનિ સંભરઈ એ;
ઉજુઆલી જે રાતિ અવસર જોઇનઇ,
લષઇ શાસ્ત્ર બહુ આદરઇ એ. ૧૪૬
ત્રિણિ વરસ ઇમ હોઇ તિહાંકણિ થોભીયા,
નિષ્પન્ન થાઇ મનરલી એ;
નિરતર ષટ માસ વોલઇ પરમાણ,
કુચાલી તે સરસતી એ;
આપઉ હવઇ તમે આણુ નિશ્ચલ મન કરી,

જિમ અમ્હે વિચરઉં ભાવસ્યું એ;
આચારિજ કહઇ વાત શ્રીરિષિ સંભલઉ,
મંડાણુઇ બોલાવસ્યઉં એ. ૧૪૭
લેઈ સવિ પરિવાર શ્રીભટ્ટારક,
વઉલાવા સહૂ નીસર્યા એ;
વિજાનયર મઝારિ આવ્યા મનરલી,
બહૂ પરિવારઈ પરવર્યા એ.
જાતાં નયર મઝારિ દિગંબર ગુરૂ,
મહાપંડિત સાહમા મલ્યા એ;
કરસ્યઉં આપણુ વાદ રાજસભામાહિ,
ઇમ કહીનઇ તે વલ્યા એ. ૧૪૮
આવ્યા રાજ દુઆરિ મહા પંડિત જન,
રામ રાજા કહઇ આગલઈ એ;
બારદરાજ મુનિરાય શ્રીબ્રહ્મ મહારિષિ,
કરઉં વાદ વિદ્યાબલઈ એ.
કરો પરીક્ષા એક બત્રીસ વાટિકી,
અણાવો આદર કરી એ;
કરો આંક અપાર રહઉં અલગા અમ્હે,
કહઉં સ્વર હિયઇ ધરી એ. ૧૪૯

## ચઉપઈ.

કરઇ રાજા જે પરિ કહી કહ્યઉ સ્વર અલગાંથી રહી;
રાજા કહઇ દિગંબર સહી એહ પ્રતિઇ કાંઈ ચાલઇ નહી. ૧૫૦
મહાપંડિત એ મોટા યતી વદનિ વસઇ છઇ મહાસરસતી;
દિગંબરચાલી આદરઈ રામરાય બહૂ આદર કરઈ. ૧૫૧
કહઇ નરપતિ સેતાંબર સુણુઉ તમ્હ પ્રતાપ દીસઇ છઇ ઘણુઉ;
માણિક મોતી રયણભંડાર ભરી થાલ મૂંકઇ તિહાં સાર. ૧૫૨
કરી પસાઇ લીયો મુનિરાજ એ અમ્હ કાંઈ નાવઇ કાજ;
માગઉ વસ્તૂ જે આવઇ કાજ ઇમ સંભલિ બોલ્યા રિષિરાજ. ૧૫૩
જેણુઇ ભણાવ્યા તે ગુરૂસાર સૂરિમંત્ર દીધઉ સુવિચાર;

શયઈ ઉછવ કીધઉ ઘણુઉ વાત સંષેપઇ સહૂઇ સુણુઉ. ૧૫૪
વિજયનગરમાહિ હરષ અપાર જય પામી વરતિઉ જયકાર;
આચારિજનું થાપઇ નામ વિજયદેવસૂરી અભિરામ. ૧૫૫
હિવઇ તિહાંથી કરઇ વિહાર ઠામિ ઠામિ જય પામઇ સાર;
વાદીમોડણુ કહીઇ સીંહ પંડિતજનમાહિ જસુ લીહ. ૧૫૬
ઇણિપરિ જીત્યા વાદ અનેક વિદ્વાંસ પય નમઇ વિવેક;
વાટઈં એક નગર આવીઉ કમલતણુઉ તિહાં વાદજ કીયઉં. ૧૫૭
દિગંબર ગુરૂ પામ્યઉ હાર તે કહતાં ઇહાં થાઇ વિસ્તાર;
વિદ્યાસાગર કહીઇ સહી દહદિશિમાહિ કીરતી લહી. ૧૫૮
ચોધનયર આવ્યા તે ગુણી પાસચંદ ગુરૂ વાતજ સુણી;
આચારિજ પદ લેઈ કરી જય પામી આવ્યા ચિત્તિ ધરી. ૧૫૯

દૂહા.

ઉપાધ્યા પદવી ભણી લેઈ સવિ પરિવાર;
સાહમા આવઇ વાંદવા સંઘતણુઉ નહી પાર. ૧૬૦
શ્રીવિજયદેવસૂરિ ચીંતવઇ શ્રીબ્રહ્મ કરઇ વિચાર;
સૂરિમંત્ર આપી કરી વંદઇ હરષ અપાર. ૧૬૧
આચારિજ પદ તિહા દિયઇ ચઉવિહ સંઘનઇ સાખિ;
પાસચંદ સૂરિ તિહાં થયા સંઘ સયલમાહિ દાખિ. ૧૬૨

॥ ઢાલ ॥

આવ્યઉ આવ્યઉ રે, એ ઢાલ.

બહુ દેશઈં રે વિહાર કરઇ સૂરીશ્વરૂ,
કહીઇ સાથિઇ રે શ્રીબ્રહ્મરિષિ સુહાકરૂ;
વલી ધનરિષિ રે સાગરજી મુનિ જાણીઇ,
પૂરણુ ગુણુ રે સાધતણા મનિ આણીઇ.

ત્રૂટક.

જાણીઇ અમરી સાધવી સહી વરવાઈ શીલઇ સતી,
મનશુદ્ધિ પાલઇ ષરૂં સંયમ કહીઇ ઉત્તમ તે યતી;
ઠામિ ઠામિઇં કરઇ શ્રાવક વ્યવહારી બહુ બૂઝવઇ,
દેશ દેશઈં નામ પ્રસિદ્ધઉં ભવિયણુ જણુ સહુ ગુણુ સ્તવઇ. ૧૬૩

મન ચિંતઇ રે સકલ આગમ ટીકાસહી,
પન્નત્તી રે જંબૂદ્વીપ ટીકા નહી;
શ્રીબ્રહ્મઇ રે ટીકા કીધી નિરમલી,
દશાશ્રુત રે કીધી વૃત્તિ મઇ સંભલી.

ત્રુટક.

સંભલી પાખીસૂત્ર ટીકા કરઇ ચરિત્ર સોહામણાં,
તે નામ કહતાં પાર નાવઇ શાસ્ત્ર કીધાં અતિ ઘણાં;
ભલ જોડિ કીધી અતિ મનોહર ધનધન શ્રીબ્રહ્મ ગુણનિલઉ,
પંડિતશિરોમણિ અતિહિં કહીઇ જિનશાસનમાહિ ચંદલઉ. ૧૬૪

દૂહો.

શ્રીવિનયદેવસૂરિ રાસનો ત્રીજઉ કહ્યઉ પ્રકાશ,
તૂર્યપ્રકાશ પ્રકાશસ્યઇ શિષિ મનજી ઉલ્લાસ. ૧૬૫

ઇતિ શ્રીવિનયદેવસૂરિરાસે તૃતીયઃ પ્રકાશઃ

॥ ઢાલ ॥

થંભણપુર સિરિપાસ જિણંદો, એ ઢાલ.

વંદીજઇ વીસઇ વિહરમાણ સુરનર શિરિ પાલઇ નિત આણ
કહીઇ કેવલ ભાણ,
સંભલિ સારદ સામિનિ વાત મઝનઇ દેજ્યે વચન વિખ્યાત
ગુરૂ ગુણ કહઉં અવદાત. ૧૬૬
સહગુરૂ ચરણે મસ્તક નામી કુમતિ કદાગ્રહ દૂરિઇ વામી
શ્રીગુરૂ ગજગતિ ગામી;
માંડઉ ચઉથઉ હવઇ પ્રકાસ સંભલતાં મન હરષ ઉલ્લાસ
સમકિત નિશ્ચલ વાસ. ૧૬૭
પણવીસ તીર્થંકરની ઉપમ સંઘ સકલ જાણઉ તે ઉત્તમ
ગુણઈ કરીનઇ નિરૂપમ,
તે શ્રીસંઘપ્રતિઇ ઇમ કહીઇ કૂડઉં પડઇ તે રાષઉ હિયઇ
કવિયણ વયણ એ લહિયઇ. ૧૬૮

॥ ઢાલ ॥

## દાન દીજઇ રે અવસર આદરઇ રે, એ ઢાલ.

આચારિજ પ્રતિ ઇમ ભણઇ રે શ્રીબ્રહ્મ કરઇ વિચાર રે;
આ સદ્દહણા અભિનવી રે આગમ નહી અધિકાર રે. ૧૬૯
શુદ્ધ પરંપર કીજીઇ રે સૂત્ર તણઇ અનુસાર રે;
સુધરમગચ્છ હવઇ રે આદરઉ રે સદ્દહણા અતિસાર રે. આંકણી.
ચઉદશિ પાખી કિહી નહી રે ઔદીક તિથિ પરિહાર રે;
પાખી ચઉમાસૂં જૂજૂયાં રે નહી કિહી સૂત્ર મઝાર રે. શુ૦ ૧૭૦
શુદ્ધપરંપર વરસઇં ત્રિણિ પૂનિમ સહી રે,
માનઇ મનિ ઉલ્લાસ રે નવ પૂનિમ ઉથાપતા રે.
ઉથાપઇ ઇગ્યાર અમાંસ રે. શુ૦ ૧૭૧
વરસઇં પડિક્કમણાં કહઇ રે અટ્ઠાવીસ સુવિવેક રે;
શ્રુતદેવી કાઉસગ્ગ નવિ કરઇ રે ઇત્યાદિક ભેદ અનેક રે. શુ૦ ૧૭૨
શ્રીવિજયદેવસૂરિ ઇમ ભણઇ રે સ્યઉં કીજઇં મનભાય રે;
જે તમે કહઉ તે ખરઉં સહી રે ઇમ ભાખઇ ગુરુરાય રે. શુ૦ ૧૭૩
અવસર જોઈ આદરઉ રે સૂત્રતણઉ જે માગ રે;
શ્રીઆચારિજ ઇમ કહઇ રે આદરસ્યઉં જોઈ લાગ રે. શુ૦ ૧૭૪

॥ ઢાલ ॥

## સારદ સારની.

દેશ વિદેશઇં વિહાર કરંતા ખંભાયતિ ગુરૂ આવઇ જી,
ઉછવ મહોછવ કરઇ નિરંતર સોભાગિણિ ગીત ગાવઇ જી;
શ્રીવિજયદેવસૂરિ ડીલઇં અતિઘણુ થયો રોગ અપાર જી,
તુચ્છ આઊખૂં મનસ્યઉં જાણી હિયડઇ કરઇ વિચાર જી. ૧૭૫
સૂરિમંત્ર દીધો મન હરખઇં આણી પ્રેમ ઉલ્લાસઇં જી,
શ્રીબ્રહ્મનઇ પદ તિહાં કણિ થાપઇ આચારિજ સુવિલાસ જી;
પોતાનઇં અણુસારઇં કીધઉ શ્રીવિનયદેવસૂરિનામજી;
શ્રીવિજયદેવસૂરિ અણુસણ કીધઉ પામ્યા સુરપદ ઠામજી. ૧૭૬
એ અધિકાર સખેપઇ કહીઇ આગલિ બહુ વિસ્તારજી;
વિહાર કરઇ શ્રીવિનયદેવસૂરિ સાથઇં બહુ પરિવારજી.

પાટણનયર પધાર્યા શ્રીગુરૂ કાયઇ તિહાં ચઉમાસજી;
પાસચંદસૂરિ રહ્યા ચઉમાસું રાજનગરમાહિ ભાસજી. ૧૭૭

## ચઉપઈ.

ચઉમાસૂં આસાઢ અપાર આસન્ન આવ્યઉં તે સુવિચાર;
સુણુયો સહૂઇ તે અધિકાર કરયો નીંદ્રાનો પરિહાર. ૧૭૮
એક ઘડી તિહાં તેરસી થઈ ચઉદશિ બીજઇ દિન ઘડી ગઈ;
સાઠિ ઘડી તો પૂનિમ હોઇ અધિઘડી પૂનિમ ઔદીક જોઇ. ૧૭૯
શ્રીવિનયદેવસૂરિ ચિંતઇ ઇસૂં હવઇ ઇહાં કીજીસ્યઇ કસ્યઉં;
કાગલ લપીનઇ ગુરૂનઇ દિયઇ વાંચી લેષ વિમાસો હિયઇ. ૧૮૦
અમ્મદાવાદથકી ઇમ ભણુઇ લષીઉ કાગલ યતનઈ ઘણુઇ;
એણુઇ વરસઇં આવ્યઉં જો એમ તો આપણુ કીજીઇ કેમ. ૧૮૧
તેરસિ પાખી કરયો સહી મધ્યમ દિવસ જાવા દઉ વહી;
ઔદીક પૂનિમ હિયડઇ ધરી ચઉમ્માસૂં કરયો થિર કરી. ૧૮૨
કાગલ વાંચી મનિ ચીંતવઇ સ્યઉં કરીઇ જો આવ્યઉં હિવઇ;
જે પરિ કહી હતી તે કરી પણુ મનમાહિ સંદેહ ધરી. ૧૮૩
ચઉમાસાનૂં થયઉં પારણૂં આવ્યા અમ્મદાવાહિઇ ભણૂં;
શ્રીગુરૂનઇ પુણુ વાંદઇ તિહાં એ સદ્દહણા સૂત્રઇં કિહાં. ૧૮૪
પાસચંદ સૂરિ બોલઇ નહી સૂધઉ ઉતર નાપઇ સહી;
અસિલ સંદેહ છઇ મનમાહિ ઘણુઉ પાસચંદ સદ્દહણા તણુઉ. ૧૮૫
શ્રીનગરથી કરઇ વિહાર બરહાનપુરિ આવ્યા મન ધારિ;
શ્રાવક સાહમા આવ્યા સહૂ સંઘ સકલ ઉછવ કરઇં બહૂ. ૧૮૬

## દૂહા.

સૂત્ર પંથ હવઇ આદરઇ નિશ્ચલ મન કરી સાર;
સામાચારી નિરમલી સુધરમગછ સુવિચાર. ૧૮૭
સંવત સોલ બિલોત્તરઇ શુદિ વૈશાષ તે હોઇ;
અખાત્રીજ તિહાં જાણીઇ સોમવાર વલી જોઇ. ૧૮૮
કડૂયા મતી શ્રાવક ઘણા વિનય વિવેક ભંડાર;
શુદ્ધ સદ્દહણા આદરઇ જાણી સૂત્ર અધિકાર. ૧૮૯

॥ ઢાલ ॥

## સિદ્ધારથ નરપતિ કુલિ. એ દેશી.

કેતા દિન શોભી કરી શ્રીપૂજ્ય કરઇ વિહાર;
ગૂર્જર દેશઇં હો આવીયા અમ્મદાવાદિ મઝારિ.

ત્રૂટક.

આણંદ આણી ચિત્ત જાણી સૂઝતઇં ઠામઇં સહી,
ઉતર્યા તિહાંકણિ મહાગીતારથ શ્રાવકની અનુમતિ લહી;
ભવિકજન તિહાં બહૂ સમઝાવ્યા શ્રાવિકા નહી પાર એ,
હિવઇ સુણઉ હરખી રિદય પરખી થંભાયતિ કરઇ વિહાર એ. ૧૯૦
સા ષીમો વ્યવહારીઉ અછઇ તે મુગતેદાર;
થંભતીરથમાહિ તેહનો સુંદર છઇ અધિકાર.

ત્રૂટક.

અધિકાર જાણું ચિત્ત આણું તપગછમાહિ ધુરંધરૂં,
તેહનઇ ઘરિ શ્રીપૂજ્ય પધાર્યા દિયઇ તિહાંકણિ આદરૂં;
ત્રીજઇ માલિ શ્રીપૂજ્ય ઉતારઇ ઉછવ મહોછવ બહૂ કરઇ,
વાદી શિરોમણિ અછઇ આવ્યા વાત નગરમાહિ વિસ્તરઇ. ૧૯૧

॥ ઢાલ ॥

કેદાર ગુડી.

સકલ ગછ શ્રાવક ભલા રે સંભલઇ એહવી વાત;
શ્રીવિનયદેવસૂરિ આવીયા જગમાહિ રે જસુ નામ વિખ્યાત. ૧૯૨
વિવેકી રે જસુ પ્રણમઇ પાય, નરનારી રે બહૂ ગુણ ગાઇ;
એતો કહીઇ રે સુધરમગછરાઇ. આંકણી.
સામાચારી જે કરી રે સૂત્રતણઇ અનુસારિ;
સા ષીમા મનિ તે વસી રે અનુમોદઇ રે વારંવાર. વિ० ૧૯૩
શ્રીવિનયદેવસૂરિ પ્રતિ ભણઇ રે સંઘસકલ ઇહિં રાષિ;

સામાચારી આદરૂં રે સહુ સૂરીશ્વર સાખિ. વિ૦ ૧૯૪
તેણુઇ સમઇ જે ગચ્છપતિ રે હુતા નયર મઝારિ,
આદર દેઈ સહુ તેડીયા રે તિહાં શ્રાવક રે ન લહીઇ પાર. વિ૦ ૧૯૫
ઉપાધ્યા મિલી આવીયા રે મહાગીતારથ જેહ;
ચરચા વાદી બહુ મલ્યા રે તિહાં આવઇ રે ટોલઇ મિલી તેહ. વિ૦ ૧૯૬
પીમો સા હવઇ ઇમ ભણુઇ રે સુણુયો સહુઇ સૂરિ;
સુધરમગછ હું આદરઉં રે સહુ કરયો રે સંદેહ દૂરિ. વિ૦ ૧૯૭
સામાચારી પટ્ટ સુંદર કાઢિઉ તિણિ વાર,
કલુષભાવ ઇહિ ટાલયો વળી ધરયો રે શુદ્ધ પ્રકાર. વિ૦ ૧૯૮
સહુ આચારિજ ઇમ ભણુઇ રે ઇહાં નહી સંદેહ;
શુદ્ધ સદ્દહણા એ સહી રે જિનદેવઇ રે ભાખી એહ. વિ૦ ૧૯૯
તેણી વેલા ભવિયણ ઘણા રે કરઇ સદ્દહણા સાર,
ઇણિપરિ બહુ સમઝાવીયા રે તે કહતા રે નાવઇ પાર. વિ૦ ૨૦૦
આદર દેઈ વાલીયા રે પુહતા નિય નિય ઠામિ;
સ્થંભતીરથ ઉછવ ભલા રે દિનપ્રતિઇ રે હુઇ અભિરામ. વિ૦ ૨૦૧

॥ ઢાલ ॥

રાગ ગૂજરી.

શ્રીપૂજ્ય શાસનકો સિણગાર સકલસૂરિ શિરિ મણિ;
મુગટામણિ તિહાંથી કરઇ વિહાર. આંકણી.
ગ્રામાનુગ્રામઇ વિચરતાં પાટણનયર મઝાર;
ભવિક બહુ સમઝાવ્યા તિહાંકણિ ધન ધન શ્રીગણધાર. શ્રી૦ ૨૦૨
દેશ વિદેશઇ નામ પ્રસિદ્ધઉં ગુણહ તણઉ ભંડાર;
માણિકયચંદ્રમુનિ ઇણિપરિ જપઇ ગુરૂનામઇ જયકાર. શ્રી૦ ૨૦૩

॥ ઢાલ ॥

આવ્યઉ આવ્યઉ રે, એ ઢાલ.

ઇણિ અવસરિ રે વિજયગછ સૂરીશ્વરૂ,

ગચ્છમંડણુ રે ક્ષમાસાગર સૂરિવરૂ;
બહુ દેશઇ રે સદ્દહણા છઇ તેહની,
સહૂ ભવિયણ રે આન્યા માનઇ જેહની.

ત્રૂટક.

જેહની આન્યા સહૂ માનઇ વાત સંભલિ એહવી,
શ્રીવિનયદેવસૂરિં સૂત્રનઇ બલિ સામાચારી ફેરવી;
મનહરષ આણી ચિન્તિ જાણી મુનિ પરવારઇ પરવર્યા,
આવીયા અમ્મદાવાદમાહિ ગુણઇં કરીનઇં તે ભર્યા. ૨૦૪
તેહવઇ સમઇ રે સુધરમગચ્છ ગુરૂ જાણીઇ,
શ્રીપાટણુ રે હૂતા તિહાં વષાણીઇ;
એહવઉં લહી રે વિમલાચલ યાત્રા ભણી,
ક્ષમાસાગર રે પાંગરીયા તે મન ગિણી.
મનગણી કહીઇ રિદય લહીઇ આદિજિણવર ભેટીયા,
મન આસ પુહતી ચિત્ત હૂતી યાત્ર કરી મન હરષીયા;
થોભીયા કેતા દિન વિમલગિરિ ષંભનયર પધારીયા,
હંસરાજ દોસી સુષ સેજાઇ રજનીઇં છઇ પોઢીયા. ૨૦૫

ચઉપઈ.

ચીમાસાનઇ ત્રીજઇ માલિ ચઢિઉ ચંદ્ર દેષઇ સુવિશાલ;
એહ સુપન દેષઇ મધ્યરાતિ ચિંતઇ મનિ ઊઠી સુપ્રભાતિ. ૨૦૬
ઇસઇ તિહાંકણિ આવી વાત આવ્યા ગચ્છનાયક વિખ્યાત;
સંઘ સહૂ તિહાં સાહમા જાઇ મન હરષઈ પ્રણમઇ સહૂ પાય. ૨૦૭
કરી સજાઈ સંઘઇ ઘણી ક્ષમાસાગર આવ્યા ભણી;
ત્રીજઇ માલિ ઠાયઇ ગુરૂરાય ચીમાસા મનિ હરષ ન માય. ૨૦૮
શ્રીવિનયદેવ એહવઉં સુણી વિજયગચ્છ આવ્યા ગુરૂ ભણી;
પાટણ નગરથકી પાંગરિ રાજનગરિ આવઇ સંચરી. ૨૦૯
ષંભનગરથી પુહતા તેહ પાછલિ ગુરૂ ભાખ્યા છઇ જેહ;
બે ગચ્છનાયક મિલીયા જાણુ ભવિયણ ભાવઇ કરઇ વષાણુ. ૨૧૦

માહોમાહિ વાધિઉ પ્રેમ સસીહર સૂરિજ શોભઇ જેમ;
સદ્દહણાનઉ કરઇ વિચાર અંતર કસ્યઉ નહી લગાર. ૨૧૧
ક્ષમાસાગર જેહ સંદેહ શ્રીવિનયદેવસૂરિ ટાલઇ તેહ;
થઇયિઇ આપણ એકઠ ભલઇ દૂધમાહિ જિમ સાકર ભલઇ. ૨૧૨
વિજયગછનાયક કહઇ એમ એણી વાતઇ મઝનઇ છઇ નેમ;
હું જાઉં દેશ આપણઇ સહૂસંઘ મનાવા તણઇ. ૨૧૩
બોલબંધ થઇ આણંદ પૂરિ કરઇ વિહાર વિજયગછસૂરિ;
શ્રીવિનયદેવસૂરિ વિહાર કરંત પાટણનયર આવઇ વહરંત. ૨૧૪

## દૂહા.

નગર નગર પ્રતિબોધતા સાથઇ બહૂ પરિવાર;
અમ્મદાવાદઇ આવીયા સંઘ મનિ હરખ અપાર. ૨૧૫
પઇસારો કરઇ અતિભલઉ કરતાં બહૂ વિસ્તાર;
પદ મહોછવ જે હોઇસ્યઇ કહસ્યઉં તે અધિકાર. ૨૧૬
સા ટોકર તિહાં જાણીઇ શ્રીશ્રીમાલીવંસ;
સા માંગાભાઈ સુતન જણુણી કૂખિઇ હંસ. ૨૧૭

॥ ઢાલ ॥

માઈધન સુપનની.

હવઇ કીજઇ ગુરૂનઇ સૂરિમંત્ર પ્રસિદ્ધ,
પદ મહોછવ મંડઇ સજાઈ ઘણુ કીદ્ધ;
કંકોતરિ હરખઇ ઠામિ ઠામિ ચલાવઇ,
આદર દેઇનિઇ સંઘ સકલ તેડાવઇ. ૨૧૮
મહૂરત ઊપરિ હવઇ શ્રાવક અતિઘણુ આવઇ,
તિહાં થંભતીરથ સંઘ આણંદ મનસૂં પાવઇ;
પાટણથી આવઇ શ્રાવક બહૂ પરિવાર,
નરનારી મિલીયાં કહતાં નાવઇ પાર. ૨૧૯
સાહમ્મીવછલ નઇ કરઇ પ્રભાવન સાર,
ભલ લગનઇ આપ્યઉ સૂરિમંત્ર સુવિચાર;

સંઘ સાખિઈં દીધઉં વિનયદેવસૂરિ નામ,
તિહાં ચઉવિહ સંઘઈ વાંદણાં દીધાં તામ. ૨૨૦
દરસણ પહઇરાવઇ ગાયઇ ગંધરવ ગીત,
મહિમા અતિ વાધઇ સૂધરમગછ વદીત;
સહૂ સંઘ પહઇરાવઇ આદર દેઈ માન,
મનોરથ ફલીયા દીધાં તિહાં બહુ દાન. ૨૨૧
ઇમ ઉછવ મહોછવ કીધા મનિ અભિરામ,
સહૂ સંઘ વઉલાવઇ પુહતા નિયનિય ઠામ;
શ્રીવિનયદેવસૂરિ શુદ્ધ પાલઇ,
દેશદેશાઈં વિચરઇ કુમતિમારગથકી ટાલઇ. ૨૨૨

ચઉપઈ.

સંવત સોલ કહીઇ છત્રીસ પ્રણમૂં વિનયદેવસૂરીસ;
અમ્મદાવાદિ ચઉમાસૂં રહિયા સંઘતણા બહૂ આદર લહિયા. ૨૨૩
દિવસપ્રતિઇં નિતુ હુઇ વષાણ શ્રીજિનવરની પાલઇ આણ;
જિનશાસન દીપાવઇ ઘણૂ ચઉમાસાનૂં થયઉં પારણૂં. ૨૨૪
માસકલપ કરી ગુરૂરાય ભવિયણ જનમન હરષ ન માઇ;
તિહાંથી શ્રીગુરૂ કરઇ વિહાર ગ્રામાનુગ્રામ મૂંકઇ સાર. ૨૨૫
આવ્યા શ્રીરાનેર મઝારિ વધામણી આવી તિણિં વાર;
નયર બરહાનપુર હરષઇ સહૂ શ્રાવક સાહમા આવ્યા બહૂ. ૨૨૬

દૂહા.

હયવર ગયવર બહૂ મિલ્યા રથતણઉ નહી પાર;
સુષાસણ પાલષી ભવિયણ બઇઠા સાર. ૨૨૭
શ્રીવિનયદેવસૂરિનઇ નમઇ એ શ્રીગૌતમ હોઇ;
વદનકમલ બહૂ ઉલ્લસઇ શ્રીપૂજ્ય દેષી સોઈ. ૨૨૮
ધન ધન દિવસ સોહામણઉ વંદ્યા શ્રીગુરૂરાજ;
આણંદ અતિઘણુ ઉપનઉ સીધાં વંછિત કાજ. ૨૨૯
નયરમાહિ શુભ મહૂરતઇ શ્રીપૂજ્ય કરઇ પ્રવેસ;
ઉપાસરઇ ગુરૂ આવીયા દિયઇ તિહાં ઉપદેસ. ૨૩૦

॥ ઢાલ ॥

## અમી સમાંણીજી વાંણી વરસતા, એ ઢાલ.

દિન પ્રતિ ઉછવ થાઇ અતિઘણા વાધઇ આણંદ પૂર;
જાણી લાભજ હિયડઇ અતિઘણઉ રહઇ ચઉમાસૂં સૂરિ. ૨૩૧
ભવિયણ જનમન ઉલટ વાધતો પુહતી મનની આસ;
શ્રીપૂજ્ય દેખી હિયડઉં ઉલ્લસઇ પૂરણ થાઇ ચઉમાસ. આં૦
સંઘ સહિતસ્યઉં શ્રીપૂજ્ય પાંગર્યા વંદેવા શ્રીપાસ;
શ્રીપુર મંડણ દુરિતનિકંદનઉ કીધઉ સુગતિઈ વાસ. ભ૦ ૨૩૨
યાત્રા કીધી ભાવઇં નિરમલીઅ આવ્યા નયર મઝારિ;
કર્યઉં ચઉમાસૂં આગ્રહ અતિઘણઇ સહરમાહિ સુવિચાર.ભ૦૨૩૩
કરી ચઉમાસૂં તિહાંથી પાંગર્યા સૂધરમગછસિણગાર,
કેતે દિવસે શ્રીપૂજ્ય આવીયા ઔરસિદ્ધઈ નિરધાર. ભ૦ ૨૩૪

॥ ઢાલ ॥

## સેત્રુંજગિરિવરિ, એ ઢાલ.

આવી વધામણી પંભનયર સંઘઇ સુણી તે ભણી,
હિયઇ અતિઘણુ હરખીઇ એ;
સોનાની જીભડી ચતુર પુરૂષે ઘડી હીરે જડી,
વધામણી ઘણુ પરખી એ.

### ત્રૂટક.

પરખીઇ વસ્ત્ર અનેક ઉપમ સિંહિય શોભઇ હાર એ,
વર તિલક કીજઇ નયણ રીઝઇ દિયઈ શ્રીફલ સાર એ;
આણંદ આણી લાભ જાણી શ્રીસંઘ સાહમા નીકલઇ,
એક ચડઇ હયવર અનઇ ગયવર એક બઇઠા રથ ભલઇ.
એક ચઢઇ પાલખી મનઇ હરખી એક બઇસઇ સુખાસણઇ,
એક પુલઇ પાલા મનિ વિશાલા વાંદવા આદર ઘણઇ;

શ્રીપૂજ્ય વંદઇ દુરિતનિકંદઇ નરનારી નહી પાર એ,
તિહાં ગીત ગાઇ હરખ થાઇ ભાટ ભણઇ જયકાર એ. ૨૩૫
ગછપતિ પાંગર્યા પરિવારઇ બહૂ પરવર્યા,
ગુણ ભર્યાં કંસારીઇં આવીયા એ;
પાસજિણંદ એ અશ્વસેન કુલિ ચંદ એ,
વૃંદ એ ભાવ ધરીનઇં વંદીયા એ.

ત્રૂટક.

વંધા પાસજિણેસર ભાવઇં ત્રિણ્ણ દિવસ થોભી કરી,
હવઇ નયરિ આવઇ મોતી વધાવઇ શુભ દિવસ મનસ્યઉં ધરી;
બહુ કરઇ સાબલા રંગ રસાલા એક ચડઇ હાથી સહી,
વાજિત્ર વાજઇ ગયણિ ગાજઇ જોયઇ જનમન ઊમહી.
મોટઇ મંડાણઇ ગીત ગાનઇં નયરમાહિ આવીઇ,
સારિંગ નયણી ચંદ્રવયણી પૂજ્યતણા ગુણ ગાવીઇ;
ટોલઇ ટોલઇ દાન આપઇ સંઘતણઉ નહી પાર એ,
ઉપાસિરઇ શ્રીપૂજ્ય આવ્યા હિયઇં હરખ અપાર એ. ૨૩૬

॥ ઢાલ ॥

ઋષભ પ્રભુ પૂજીઇએ, એ ઢાલ.

કરી પ્રભાવન મન રસઇં એ દીધાં અતિઘણુ દાન,
મનોરથ સવિ ફલ્યા એ ઉલટ અંગિ ન માઇ;
કિ સહગુરૂ મઝ મિલ્યા એ. આંકણી.
પૂજ્ય ચઉમાસૂં તિહાં રહ્યા એ લોક કરઇ ધરમ ધ્યાન. મ૦ ૨૩૭
શ્રીવિનયદેવ પટ્ટધરૂ એ શ્રીવિનયકીરતિ રાય; મ૦
સુધરમગછ આજ દીપતો એ આદરયો મન ભાય. મ૦ ૨૩૮
નયર વરહાનપુર જાણીઇ એ દેશ વિદેશ વિખ્યાત; મ૦
સંવત્ સોલ છઇંતાલઇ એ સુણયો ભવિયણ વાત. મ૦ ૨૩૯
શ્રીવિનયદેવકીરતિસૂરીશ્વરૂ એ રહ્યા તિહાં ચઉમાસિ; મ૦
એક દિન ઉલટ ઉપનો એ કીધઉ શ્રીપૂજ્ય રાસ. મ૦ ૨૪૦

પોસ શુદિ સાતમિ જાણીઇ એ ભૃગુ વાસર સુવિનાણુ, મ૦
નક્ષત્ર રેવતી મનિ ધરો એ શિવયોગ અતિહિ સુજાણુ. મ૦ ૨૪૧
મનજી રિષિ આણુંદસૂ એ ચઉથો રચ્યઉ પ્રકાસ, મ૦
એહ રાસ જગિ નાંદયો એ જાં લગિ મેરૂ થિરવાસ. મ૦ ૨૪૨
ચઉવિહ સંઘ સાહૂ સુણઉ એ ભણ્યો એ નિતુ રાસ, મ૦
ધવલ મંગલ ભલ પામીઇ એ પુહચઇ મનની આસ. મ૦ ૨૪૩

ઇતિ શ્રીવિનયદેવસૂરિરાસે ચતુર્થઃ પ્રકાશઃ શ્રીસુધર્મ-
ગચ્છે ભ૦ શ્રી શ્રી ૫ વિનયદેવસૂરિરાસઃ સંપૂર્ણઃ શ્રી.



श्रीगुरुभ्यो नमः

## वाचकनित्यलाभविरचित

# विद्यासागरसूरि रास.

પ્રણુમી શ્રીશ્રુતદેવતા નિજગુરૂ સમરી નામ;
ગછપતિના ગુણ વરણવું સુપસંપતિ હિત કામ. ૧

પંચમ આરે પરગડા સાચા સોહમસ્વામિ;
શ્રીઉદયસાગરસૂરીસરૂ ભવિ આસ્યા વિસરામ. ૨

ગુણ બહૂ ગછનાયકતણાં કહિતાં નાવે પાર;
અલ્પબુદ્ધિથી વરણવું સાંભલજો નરનારિ. ૩

॥ ઢાલ ૧ ॥

હમીરાની.

જંબૂદ્વીપ સોહામણો ભરતખેત્ર સિરદાર; સોભાગી૦
પાંચસે છવીસ જોજન પટકલા માન કહ્યો નિરધાર. સો૦
ગછપતિના ગુણ ગાયસું. આંકણી. ૧

બત્રીસસહસ દેશ તેહમાં રૂડા દેશ હાલાર; સો૦
નવુંનગર તિહાં જાણીઇ સકલગુણે સુખકાર. સો૦ ગછ૦ ૨

જામ તમાચીજી અધિપતી ન્યાયેં પાલે રાજ; સો૦
વરણ અઢાર સુખીઆ વસે કરતા નિજ નિજ કામ. સો૦ ગછ૦ ૩

તીરથતટિની જિહાં ઘણાં વનવાડી આરામ; સો૦
દેહરા સિષરબદ્ધ દીપતા જૈનધરમનાં ઠામ. સો૦ ગછ૦ ૪

ઉસવંસ વડ વ્યવહારીઓ તિહાં વસેં સાહકલ્યાણ; સો૦
સુકલીણી તસ ભારજા જૈવંતી ગુણષાણ. સો૦ ગછ૦ ૫

રૂપ કલા ગુણ સુંદરૂ તેહને પુત્ર રતન્ન; સો૦
લષણ બત્રીસેં સોભતો નામેં તે ગોવરધન્ન. સો૦ ગછ૦ ૬

દિન દિન વાધેં દીપતો બીજતણો જિમ ચંદ; સો૦
લઘુવયથી બહુ ચાતુરી જાણેં અભિનવ ઇંદ. સો૦ ગછ૦ ૭

તિણિ કાલેં ને તિણેં સમેં અંચલગછ સિરદાર; સો૦
વિદ્યાસાગર સૂરીસરૂ અમરસૂરી પટોધાર. સો૦ ગછ૦ ૮

ગામ નગર પુર પાટણેં દેતા ભવિ પ્રતિબોધ; સો૦
આવ્યા શ્રીકછદેશમાં ટાલતા વેર વિરોધ. સો૦ ગછ૦ ૯

ભુજનગર ભલી ભાંતસું પેંસારા ઓછવ કીધ; સો૦
ટોડરમલ્લ સુત જાણીઇ ઠાકરસીઇં યસ લીધ. સો૦ ગછ૦ ૧૦

જૈનધરમ અજૂઆલવા દેશના ધરમની દીધ; સો૦
પ્રતિબોધ્યો રાઓ ગોડજી જીવદયા ગુણ લીધ. સો૦ ગછ૦ ૧૧

પરવપજૂસણેં પાલવી પનરદિવસની અમાર; સો૦
ધર્મશાસ્ત્ર દેષાડિનેં કીધો એ ઉપગાર. સો૦ ગછ. ૧૨

મૂલચંદ ઋષ કછદેશમાં દેવગુરૂનો પ્રત્યનીક; સો૦
કુમતી મોટો કદાગ્રહી પ્રતિમોત્થાપક તહકીક. સો૦ ગછ. ૧૩

તેહનેં તિહાંથી કાઢીઓ તેડી રાય હજૂર; સો૦
શાસ્ત્રતણી ચરચા કરી માન કર્યો ચકચૂર. સો૦ ગછ. ૧૪

એહવેં નગરથી આવીયા કલ્યાણસાહ ગુણવંત; સો૦
પુત્ર સહિત માત જૈવંતી વાંદ્યા સહિ ગુરૂ સંત. સો૦ ગછ. ૧૫

કલ્યાણસાહ હરષિત થયા હરષ્યો કુમર તિણિ વાર; સો૦
જૈવંતી બાઈ પરસન થઈ નિરષી પૂજ્ય દીદાર. સો૦ ગછ. ૧૬

## દૂહા.

ગુરૂ દેશન દેતેથકે ગોવરધનકુમાર;
દીઠા નયણેં હેજથી નિલવટ છત્રાકાર. ૧
તવ ગચ્છપતિ કહિ સાંભલો એ સુત લષણ ઉદાર;
પદવી લહિસેં મોટકી રાજા કેં ગણધાર. ૨
માત પિતા પ્રમુદિત થઈ કર જોડી કહિ તામ;
એ સુત તુમનેં વહોરાવસું દીક્ષા દેજ્યો સ્વામિ. ૩
લાભ જાણી દીપ્યા દીઇ શ્રીવિદ્યાસાગરસૂરિ;
વિચરેં શ્રીકછદેશમાં નિત્ય નિત્ય ચઢતે નૂર. ૪

## ॥ ઢાલ ૨ ॥

નણુદલ હે નણુદલ, એ દેશી.

સહિ ગુરૂ હે સહિ ગુરૂ નામ દીઇ ગોવરતણો,
જ્ઞાનસાગર સુપ્રકાસ; સ૦
બુદ્ધિતણેં પરભાવથી પ્રગટયો જ્ઞાન વિલાસ. સ૦ ૧
ગિરૂઆ ગછપતિ વાંદીઇ વિદ્યાસાગર ગણધાર; સ૦
ભવિકજીવ પડિબોહતા વિચરેં ઉગ્રવિહાર. સ૦ ગિ. ૨
જ્ઞાનસાગર વિદ્યા ભણેં ઉદ્યમથી અભિરામ; સ૦
શાસ્ત્રતણેં અભ્યાસથી નામ તિસ્યો પરિણામ. સ૦ ગિ. ૩
જ્ઞાનગુણેં બહુશ્રુત થયા નિત નિત ભણતાં તેહ; સ૦
વિનય કરે ગુરૂરાજનો જ્ઞાનસાગર ગુણગેહ. સ૦ ગિ. ૪
અનુક્રમેં માંડવીબંદિરે તિમ વલી સુનરા ગામ; સ૦
અંજારે પણિ આવીઆ વંદાવ્યા સુખ ઠામ. સ૦ ગિ. ૫
સુંદર ચોમાસાં તિહાં કરી સાધતણેં પરિવાર; સ૦
બૂઝવી શ્રાવક શ્રાવિકા કરેં અન્યત્ર વિહાર. સ૦ ગિ૦ ૬

મહીયલમાં ઇમ વિચરતાં પહુતા દક્ષણુ દેશ; સ૦
અતિ આડંબરથી કરે જાલણાપુર પ્રવેશ. સ૦ ગિ૦ ૭

સંઘ કરેં પરભાવના ઘણાં ગીત નેં ગ્યાન; સ૦
ઓછવ કીધા તિહાં ઘણાં દીધા આદર માન. સ૦ ગિ૦ ૮

નાસ્તિકવાદી તિહાં બૂઝવ્યા કીધા શ્રાવક નામ; સ૦
જિનસાસન ઉન્નત થઈ વાધ્યા ધરમના કામ. સ૦ ગિ૦ ૯

બુરહાનપુર સંઘની વીનતિ આવી તિણિ વાર; સ૦
પૂજ્યજી વહિલા પધારજો અમ મનિ હરખ ઉદાર. સ૦ ગિ૦ ૧૦

લાભ જાણી તિહાં આવીઆ અનુક્રમિં કરતા વિહાર; સ૦
સંઘ સહૂ સાહમા ગયા કીધા ઉછવ સાર. સ૦ ગિ૦ ૧૧

ઢુંઢકમત પરિચય હતો બુરહાનપુરમાં જેહ; સ૦
રણછોડ રિષ નાસી ગયો સૂધો કુમતી તેહ. સ૦ ગિ૦ ૧૨

કસતૂરસાહ તિહાં બૂઝવ્યા ટાલ્યા મન સંદેહ; સ૦
વિશેષાવશ્યક સંભલાવિનેં સૂત્ર અરથ ધરિ નેહ. સ૦ ગિ૦ ૧૩

ઇણિપરિ સંઘ સહૂ રીઝવી ચાલ્યા અંતરીષ જાત્ર; સ૦
પાસજિણંદ ભેટી કરી કીધા નિરમલ ગાત્ર. સ૦ ગિ૦ ૧૪

તીરથ દક્ષણુ દેશના કીધા વિવિધ પ્રકાર; સ૦
લાહા લીધા શ્રાવકેં સફલ કર્યો અવતાર. સ૦ ગિ૦ ૧૫

મિથ્યામતી સમઝાવતા આવ્યા અવરંગાબાદ; સ૦
સાકરબાઈઈ સામહીઉં કીધુ મન આલ્હાદ. સ૦ ગિ૦ ૧૬

સોના રૂપાના ફૂલડેં વધાવ્યા ગુરૂરાજ; સ૦
પડિલાભ્યા હરષેં કરી સાર્યા આતમ કાજ. સ૦ ગિ૦ ૧૭

દૂહા.

તેહવે આવી વીનતી સૂરતિથી તતકાલ;
શ્રીજી ઈહાં પધારીઇ ફલેં મનોરથ માલ. ૧

સુખ વિહારેં વિહરતા સૂરતિપુર સિણગાર;
આવ્યા મન મોદેં કરી વાંદેં બહૂ નરનારિ. ૨

॥ ઢાલ ૩ ॥

પ્રણમું ગિરજા રે નંદન, એ દેશી.

સાહમેલા આડંબરેં વાજ્યા ઝાંગી ઢોલ;
સોહ વગાવેં સોહલા સહિરેં છાકમછોલ. ૧

શ્રીકુલની પરભાવના કરેં સાહ પુસ્રીહાલ;
પંચસબદાં વાજેં ઘણાં હરખ્યા બાલગોપાલ. ૨

શુભ થાનક જાણી કરી બેઠા સહિ ગુરૂ ધ્યાન;
ચક્રેસરી આરાધવા મંત્રતણેં અનુમાન. ૩

સમરણ કરતાં તિણિં સમેં આવી ચકસેરીદેવ;
કહેં પદવી દેજો તુમેં જ્ઞાનસાગરનેં હેવ. ૪

નિસુણી ગુરૂ હરખિત થયા ધ્યાન સંપૂરણ કીધ;
આવી બેઠા પાટીઇ દેશના ધરમની દીધ. ૫

એહવેં સંઘ સહૂ મલી એમ કરેં અરદાસ;
પૂજ્ય પટોધર થાપિનેં અમ મન પૂરો આસ. ૬

ગછપતિ કહેં સંઘ સાંભલો થાપસું શ્રીગણધાર;
દિવસ ભલો જોઈ કરી કરસું કાજ ઉદાર. ૭

તુરત તેડાવ્યા જ્યોતિષી જ્યોતિષશાસ્ત્રના જાણ;
કહિ જોવો દિન અતિ ભલો જિમ કાજ ચઢે સુપ્રમાણ. ૮

બોલ્યા પંડિત બુદ્ધિથી જોઈ શાસ્ત્ર વિચાર;
કારતિક સુદિ રલીઆમણો ત્રીજ દિવસ રવિવાર. ૯

પુસ્યાલસાહ પ્રમુદિત થયા મંત્રી ગોડીદાસ;
મંડાવેં મહોછવ ઘણાં તિમ વલી જીવણદાસ. ૧૦

સઘલેં માણસ મુંકિને તેડાવે સવિ સંઘ;
ગાંમ નગર પાટણથકી આવેં અતિહિ ઉમંગ. ૧૧

### દૂહા.

દાતા ભુગતા દોલતી મલીઆ મોટા સાહ;
છયલ છબીલા સોભતા મનમાં ધરી ઉમાહ. ૧

### ॥ ઢાલ ૪ ॥

વૃંદા રે વનમાં કાનકુંવરજી, એ દેશી.

આવે તિહાંકિણુ સંઘ ઉદારા મન ધરી હરખ અપારા રે;
ગીતારથ પણિ સહૂ મલી આવેં દેશદેશથી વડ દાવે રે. ૧
મન હરખેં ગુણુ ગિરૂઆ મુનિવર. આંo

સોરઠ ને ગુજરાતિ દીદારૂ વડીયાર માલવ વારૂ રે;
દક્ષણુ પૂરવ નેં હાલારા કછ વાગડ મરૂધારા રે. મનo ૨

દેશ દેશથી બહૂ હરખ ભરાણા સાધૂ આવે સપરાણા રે;
કોઇક પંડિત કોઇક તપીઆ કોઈ તાર્કિક કોઈ જપીયા રે. મનo ૩

વ્યાકરણી કોઈ જોસી રૂડા દિલમાં નહી કોઈ કૂડા રે;
કોઈ સંવેગી કિરીયાપાત્રી જેહનાં નિરમલ ગાત્રી રે. મનo ૪

એહવા સાધ સવાસો મલીઆ મનવંછિત સહૂ ફલીઆ રે;
એહવે દિવસ ઉછવનો આયો નરનારી હરખ સવાયો રે. મનo ૫

શ્રીપૂજ્યજી તવ તખત વિરાજે સંઘ આવેં દરસણુ કાજે રે;
ધવલ મંગલ ઘણા ગીત ગવાઇ સાથીઇ ચોક પૂરાઇ રે. મનo ૬

જ્ઞાનસાગરજીનેં બોલાવેં તે પણુ મલપતા આવે રે;
નિજ પાટ પટોધર થાપેં આચારજપદવી આપે રે. મનo ૭

સૂરમંત્ર દીધો શ્રીકારી નામ થાપના કીધ વિચારી રે;
ઉદયસાગરસૂરી ગણુધારી ભવિજન આનંદકારી રે. મનo ૮

સતર સતાણુએ કારતિક માસેં ત્રીજ સુકલ રવિવાસેં રે;
વિદ્યાસાગરસૂરીનેં પાટેં પટોધર થયા ગહગાટે રે. મનo ૯

સાહપુસ્થાલ કરે ઉછવ સારા ખરચે ધન સુવિચારા રે,
બત્રીસ બદ્ધ તિહાં વાજિત્ર વાજે નાહિં અંબર ગાજે રે. મન૦ ૧૦

મંત્રી ગોડીદાસ સવાઈ બંધવ જીવણ સધાઈ રે,
ચોરાસીગછના સાધ તેડાવે અસન વસન વહિરાવે રે. મન૦ ૧૧

સાહમીવાછલ્ય રૂડા કીધા નવ પડમાં જસ લીધા રે;
યાચકજનને દાન દેવાઇ સાધીને પહિરામણી થાઇ રે મન૦ ૧૨

ઇમ હૂઆ તિહાં ઉછવ અનેક વાધ્યા ઘણાં વિવેક રે,
આચારજને સંઘ સહૂ વંદે ભવભવ પાપ નિકંદે રે. મન૦ ૧૩

## દૂહા.

પાટ પટોધર થાપીઆ શ્રીઉદયસાગરસૂરિ,
વિધિપક્ષ ગછપતિ દીપતા નામે સુખ ભરપૂર ૧

ધન ધન સહૂકો કહે હરખ્યા ભવિજન વૃંદ,
આચારજ ચઢતી કલા ગ્રહગણમાં જિમ ચંદ. ૨

## ॥ ઢાલ ૫ ॥

આદલીઓ ઊગો હરણી આથમી રે, એ દેશી

હવે સદગુરૂ કહે શ્રીસંઘ આગલે રે શ્રીવિદ્યાસાગરસૂરીસ,
સમય અમાહરો અમે જાણ્યો ઢૂકડો રે શ્રુતથી વિસવાવીસ. હ૦ ૧

તિણિ કારણ અણસણ આદરસું અમે રે ધરસું શ્રીજિનધ્યાન,
એ પટોધરની સેવા કરજો તમે રે દેજ્યો અતિ સનમાન. હ૦ ૨

આચારજજીનઇ શ્રીગછપતી કહે રે સાભલો જી સુવચન્ન,
એ અચલગછની ગાદી મોટકી રે કરજો તાસ યતન્ન. હ૦ ૩

વીરતણો શાસન દીપાવજો રે ધરજો ધરમની ધ્યાન,
સીખ અમારી ચિતમા ધારજો રે તુમે છો ચતુર સુજાણ હ૦ ૪

વહ્લભસાગરજીને તેડીઆ રે ક્ષમાસાગર સુપ્રસીદ્ધ,
સુંદરસાગરજી પણ આવીયા રે સહૂને રાજી કીધ હ૦ ૫

અનુક્રમેં ચ્યારે સરણાં આદરી રે કીધો અણસણ સાર;
ચોરાસી લાખ જીવાજોનિ ખમાવીયા રે પચખ્યા ચ્યાર આહાર. હ૦ ૬

અઢાર પાપથાનક આલોઇઆ રે આલોયા અતીચાર;
ચતુર્વિધ સંઘ તિહાં આપેં સૂખડી રે વારૂ વિવિધ પ્રકાર. હ૦ ૭

આઠ સહસ ઉપવાસ તિહાં કહ્યા રે અઠમ છઠ્ઠમ અનેક;
નવ લાખ નવપદ ગણવા કહ્યા રે યાત્રા દાન સુવિવેક. હ૦ ૮

ઇણિ વિધિ આપી સંઘે સૂખડી રે અંતસમય અવધાર;
ત્રિણિ દિવસનુ અણસણ પાલિને રે દેવગતિ લહે શ્રીકાર. ૯

## દૂહા.

કારતક સુદિ દિન પંચમી મંગલવાર સનૂર;
તે દિન સુરપદવી લહેં શ્રીવિદ્યાસાગરસૂરિ. ૧

આવેં સંઘ ઉતાવળો નિસુણી ગુરૂ નિરવાણિ;
આંખિ બહુ આંસૂ ઝરેં ધરેં દુખ્ખ અસમાન. ૨

સામગ્રી સઘલી કરેં નિરવાણોછવ કાજ;
કેસર કસ્તૂરી પ્રમુખ લ્યાવે સઘલો સાજ. ૩

॥ ઢાલ ૬ ॥

બટાઉની દેશી.

શ્રીવિદ્યાસાગર સૂરીસરૂ રે પહુતા અમરવિમાન,
સંઘ સહૂ મલી આવીઓ મન ધરતો દુખ અસમાન રે;
કરતો ગુરૂના ગુણધ્યાન રે સેવામાં સહૂ સાવધાન રે. ૧

સહિ ગુરૂજી ચિતમાં સાંભરે રે ખિણખિણમે સો સો વાર રે,
જે હૂંતા જગત આધાર રે જસ દરસણથી સુખકાર રે;
લહીઇ નવનિધિ સાર રે. સહિ૦ ૨

ઇકવીસ ખંડી માંડવી રે કીધી અતિહિ ઉદાર,
સોવન સરિખી ઝલહલેં બહૂ ખરચી ધન સુવિચાર રે;

ઊપર ધજનો વિસતાર રે લહેકે વિવિધ પરકાર રે.
મોટી અતિહિ મનોહાર રે. સહિ૦ ૩

પવિત્રજલેં સ્નાન કરાવિને રે પહિરાવે પટકૂલ સાર,
કેસર સૂકડ મૃગમદેં ચરચે સરીર ઉદાર રે;
મુષ જંપે જયજયકાર રે સોવનફૂલે અધિકાર રે,
વધાવે બહૂ નરનારિ રે. સહિ૦ ૪

માંડવીમાંહિ બેસારીઆ રે ગચ્છપતિ વિદ્યાસૂરેશ,
વાજિત્ર વાજે અતિઘણાં પંચશબ્દતણાં સુવિસેસ રે;
સૂરતિબંદિરના અસેસ રે માણુસ મલીઆ લાખેસ રે,
તિમ વલી બહુલ નરેસ રે. સહિ૦ ૫

પાંચસેર કૃષ્ણાગર તિહાં રે સૂકડ મણ ઓગણીસ,
અંબર ચૂઆ અતિઘણાં કપૂર તોલા બાવીસ રે;
કસ્તૂરી તોલા વીસ રે કુંદરૂ સેર ચોત્રીસ રે. સહિ૦ ૬

અસનિકુમારે લેઇને રે કીધો અગનિ સંસકાર,
પવનથકી ચય પરજલે સીંચે વલી ઘૃતની ધાર રે;
તિહાં રૂદન કરૈ નરનારિ રે સંભારે ગુરૂગણધાર રે,
દુષ ધરતા ચિત્ત મઝાર રે. સહિ૦ ૭

જેહને પ્રહસમે વાંદતા રે ધરતા હરષ અપાર,
અમૃતસરષી દેશના સાંભલતા સહૂ સુખકાર રે;
નિત્ય નિત્ય પ્રતે મનોહાર રે તે ગચ્છપતિજી ગણધાર રે,
સુરપદવી પામ્યા સાર રે. સહિ૦ ૮

સ્નાન કરી દેહરે ગયા રે વાંદ્યા દેવ દયાલ,
ગુરૂચરણુની થાપના થૂભ કરાવે વિશાલ રે;
તિહાં સંઘ થઈ ઉજમાલ રે આવે સહૂ બાલગોપાલ રે,
પરચીઆ ઠામ વિસાલ રે. સહિ૦ ૯

## દૂહા.

નિર્વાણોછવ ઇણિપરિ કીધો સંઘેં સાર;
લાહા લીધા લખમીતણાં વરત્યા જયજયકાર. ૧

હવિ પટધર ગછપતિ પરગડા શ્રીઉદયસાગરસૂરીસ;
દિનદિન યસ ચઢતી કલા પૂરેં સંઘ જગીસ. ૨

સંપ્રતિ ગૌતમ સારિષા વિધાઇ વયરકુમાર;
શીલેં જંબૂ જાણીઇ વિધિપક્ષ ગછ સિંણગાર. ૩

ગછપતિના ગુણ ગાવતાં દુષ જાઇ સવિ દૂર;
પંચમકાલેં વિહરતાં તીર્થંકર સમ સૂર. ૪

## ॥ ઢાલ ૭ ॥

પ્રભૂ માહરો બ્રહ્મચારી, એ દેશી.

શ્રીઉદયસાગર સૂરીશ્વરૂ રે ગુણમણિધારી,
જ્ઞાન ગુણેં સુવિસેસ ગુરૂ માહરો બ્રહ્મચારી;
શ્રીસૂરતિથી પાંગર્યા રે ગુ૦ મન ધરી હરષ અસેસ. ગુરૂ૦ ૧

સંઘ સહિત આણંદસું રે ગુ૦ શ્રીનવસારીપાસ; ગુરૂ૦
યાત્ર કરી ભલેં ભાવસું રે ગુ૦ પૂગી મનની આસ. ગુરૂ૦ ૨

તિહાંકિણિ સંઘ જમાડીઓ રે ગુ૦ વેણીસુત પુસીયાલ, ગુરૂ૦
તીરથ નવો પરગટ કર્યો રે, ગુ૦ હરષ્યા બાલગોપાલ. ગુરૂ૦ ૩

મ્લેછ ઘણાં તિહાં પારસી રે ગુ૦ સમઝાવ્યા જિનધર્મ; ગુરૂ૦
કાઢી કુરાણ દેષાડીઆ રે ગુ૦ જીવદયાના મર્મ. ગુરૂ૦ ૪

રીઝયા સહૂ તિહાં પારસી રે ગુ૦ કીધા કોમલ પરિણામ; ગુરૂ૦
ગુરૂવચન ચિતમાં ધરી રે ગુ૦ કીધા ધરમના કામ. ગુરૂ૦ ૫

ઇણિપરિ તિહાંથી અનુક્રમે રે ગુ૦ ભૂતલ કરેં વિહાર; ગુરૂ૦
સાહ પુસ્યાલ તિણિ અવસરે રે ગુ૦ સૂરતિનો સિણગાર. ગુરૂ૦ ૬

સંઘ કાઢે સેત્રુંજાતણો રે ગુ૦ ભેટિવા શ્રીજગનાથ; ગુરૂ૦
શ્રીપૂજ્યજીનેં વીનતી કરે રે ગુ૦ પૂજ્ય પધારો સાથ. ગુરૂ૦ ૭

મંત્રી ગોડીદાસજી રે ગુ૦ બંધવ જીવણ જોડિ; ગુરૂ૦
ધરમચંદ સાહ સંઘમાં રે ગુ૦ મલીઆ મનનેં કોડ. ગુરૂ૦ ૮

ગછપતિ સાથેં તેડીઆ રે ગુ૦ નરનારીના થાટ; ગુરૂ૦
સંઘ ચાલ્યો સેત્રુંજા ભણી રે ગુ૦ હરષ ઘણો ગહિગાટ. ગુરૂ૦ ૯

અનુક્રમેં આવ્યા દિલ ભરી રે ગુ૦ શ્રીસિદ્ધાચલ ઠામ; ગુરૂ૦
દરસણ કીધાં પ્રભૂતણાં રે ગુ૦ નિજ આતમહિત કામ. ગુરૂ૦ ૧૦

શ્રીવિદ્યાસાગરસૂરીસના રે ગુ૦ થાપ્યા પેગલાં સાર; ગુરૂ૦
સંઘેં ભગતિ કીધી ઘણી રે ગુ૦ ખરચી દ્રવ્ય અપાર. ગુરૂ૦ ૧૧

યાત્ર કરી રલીઆમણી રે ગુ૦ સંઘેં લાહો લીધ; ગુરૂ૦
પાલીતાણેં આવિને રે ગુ૦ સહિ ગુરૂ દેસના દીધ. ગુરૂ૦ ૧૨

તિહાં પણ શ્રાવક બૂઝવી રે ગુ૦ થાપ્યો ધરમનો વાસ; ગુરૂ૦
તિહાં કરાવ્યો ઉપાસરો રે ગુ૦ રાખ્યા સાધ ચોમાસ. ગુરૂ૦ ૧૩

તિહાં વલી કુમતી આવીઆ રે ગુ૦ ધરી મનમાં અહંકાર; ગુરૂ૦
ધરમતણી ચરચા કરિ રે ગુ૦ સમજે નહીંઅ લગાર. ગુરૂ૦ ૧૪

તે પણિ સમઝાવ્યા તિહાં રે ગુ૦ ભાષી અરથ વિચાર; ગુરૂ૦
સૂત્ર સિદ્ધાંત દેખાડિને રે ગુ૦ કીધા પ્રતિમાધાર. ગુરૂ૦ ૧૫

ભૂતલ યસ વાધ્યો ઘણો રે ગુ૦ ઇણિપરિ વિવિધપ્રકાર; ગુરૂ૦
વિધિપક્ષ ગછપતિ સુંદરૂં રે ગુ૦ ભવિયણનેં હિતકાર. ગુરૂ૦ ૧૬

## દૂહા.

એહવે સંઘ યાત્રા કરી ચાલવાનો મન કીધ;
ગછપતિને જઈ વીનવેં શ્રાવક ભક્તિ પ્રસીધ. ૧

ચતુર ચોમાસું પડિકમી સુરતિ નગર મઝાર;
અન્ય વિહાર કરજ્યો પછી અમચી એ મનોહાર. ૨

અતિઆગ્રહ જાણી કરી આવ્યા સૂરતિમાંહિ;
શ્રાવક સામહીઆ કરે ચિતમાં ધરી ઉછાંહ. ૩

શુભવેલા શુભદિન ઘડી કીધો સહિર પ્રવેશ;
દે મધુરી ધ્વનિ દેશના ભાવિક સુણે વિશેસ. ૪

ઇક દિન તિહાં બાંભણુ મલ્યા કરવા વાદ વિચાર;
સહિ ગુરૂ પાસે આવીઆ ધરતા ગર્વ અપાર. ૫

ગુરૂ બોલ્યા ભલી ભાંતસું તર્કશાસ્ત્રના બોલ;
મદ ગાલ્યા વાડવતણા આમ્રતણી પરિ ઘોલ. ૬

ગુણુ ગરૂ ગછેસરતણાં કહિતાં નાવે પાર;
સુમતિ ગુપતિ નિત સાચવે પાલે પંચાચાર. ૭

॥ ઢાલ ૮ ॥

ઉદયાપુરની નારિ પૂંગલરી પદમણી, એ દેશી.

હવિ ચતુર કરી ચોમાસ સૂરતિથી સાંચર્યા, માણુરાજ.
ઘણાં સાધુતણે પરિવાર ભલીપરિ પરવર્યા. મા૦
શ્રીકાલિકાજીની યાત્ર કરણ મનમોદસું, મા૦
ચાલ્યાજી સહિ ગુરૂ રંગભરિ સયર વિનોદસું. મા૦ ૧

થાતાજી ગામોગામ સામહીયા સુગતિસું, મા૦
ઘણાં ઉછવ ઠામોઠામ શ્રાવક કરિ વિગતિસું; મા૦
ગુરૂ દેતા ભવિ પ્રતિબોધ ધરા પાવન કરિ, મા૦
નિસુણી ભવિપ્રાણી ગુરૂવાણી હીયડે ધરિ. મા૦ ૨

ઇમ અનુક્રમેં કરતા વિહાર પધાર્યા વડોદરેં, મા૦
તિહાં દેવચંદ સુત તેજપાલ વિવિધ ઉછવ કરે; મા૦
હુલોલ કલોલ થઈ કાલિકાજીની યાત્રા કરી, મા૦
વલી ભેટ્યા સાચો દેવ કિ ભાવભગત ધરી. મા૦ ૩

ગોધરાનો શ્રીસંઘ મલી તિહાં તેડવા આવીઆ, . મા૦

માસ ડોઢ રહી તિણિ ગામ શ્રાવક વંદાવીઆ; મા૦
સંઘ વલી વલી કરે મનોહાર કિ શુભ અવસર લહી, મા૦
પૂજ્ય સફલ કરો અમ આસ ચોમાસું ઇહાં રહી. મા૦ ૪
ઇણિ અવસરે આવી શ્રીરાજનગરની વીનતિ, મા૦
પૂજ્ય આવો આણે દેશ સૂધા પંચ મહાવ્રતી; મા૦
તમે છોજી ચતુર સુજાણ માને મોટા મહીપતી, મા૦
તમે જૈનતણા સુલતાન કિ ગિરૂઆ ગછપતી. મા૦ ૫
તમે અંચલગછ સિણગાર કિ વીનતી માનજો, મા૦
એ શ્રીસંઘની અરદાસ કિ દિલમાં આણજો; મા૦
લેષ વાંચીને તતકાલ કિ વહિલા પધારજો, મા૦
તમે સંતપુરૂષ સિરદાર કિ લાજ વધારજો. મા૦ ૬
ઘણો આગ્રહ જાણી પૂજ્ય તિહાંથી પાંગરે, મા૦
આવ્યાજી અનુક્રમેં રાજનગરની પરિસરિં; મા૦
તવ આગલથી તતકાલ વધામણીઆ ગયા, મા૦
સાંભલી ગુરૂ આગમ શ્રાવકજન હરષિત થયા. મા૦ ૭
અતિ આડંબરસું પેસારા ઉછવ કર્યા, મા૦
ચોરાસીગછના સાધ શ્રાવક ઊલટ ભર્યા; મા૦
નવાબતણા ચોપદાર તે સાહુમા આવીઆ, મા૦
ગજરથને ઘોડા પાલષી વહિલું લાવીઆ. મા૦ ૮
માદલને ભેર ભુંગલ પંચશબદા વાજતે, મા૦
નીસાન સરણાઈ ઢોલ નગારા ગાજતે; મા૦
ગીત ગ્યાન ને આદરમાન નગરમાંહિ વિસ્તર્યા, મા૦
યાચકને દીધા દાન અતિહી ઉછવ ભર્યા. મા૦ ૯
ઇણિપરિ મોટે મંડાણ પધાર્યા ઊપાસરે, મા૦
આવીને બેઠા નવલ સિંહાસણ ઊપરે; મા૦
તિહાં ભગવાન સુત પુસહાલ ભલી પરિ જાણીઇ, મા૦
વલી હરષચંદ સુત પીમચંદ વડિમ વષાણીઇ. મા૦ ૧૦

સાહ સિંઘરતણો પુત્ર હરખચંદ ગુણ ઊજલા, માо
જગજીવણ સાહ ઇત્યાદિક ભાવેં નિરમલા; માо
સાહ હીરાચંદ સુત પ્રેમચંદ બહુ ધન વાવરેં, માо
નવાંગ પૂજા પરભાવના સાચવે સુભ પરેં. માо ૧૧

શ્રીવિદ્યાસાગરસૂરીપાટ પટોધર સોહતા, માо
શ્રીઉદયસાગરસૂરીરાય ભવિકમન મોહતા; માо
બેઠા નવરસ કરેં વખાણ શ્રાવક સહૂ સાંભલેં, માо
નિત્ય વાંચે વખાણ વિશેષાવશ્યક મન મોકલેં. માо ૧૨

હું તો આવ્યો પૂજ્યને પાસ આસ્યા મનમાં ધરી, માо
તમેં આવો શ્રીકછદેશ પ્રભૂ કરૂણા કરી; માо
સંઘ જોવે છેં ઘણી વાટ કહૂં છું વલી વલી, માо
મોનેં રાખજો ચરણ હજૂર પૂંગે મનની રલી. માо ૧૩

દૂહા.

ઉછવ થાઇ અતિઘણા નિત નવલા ગહઘાટ;
આવે ગુરૂનેં વાંદવા નરનારીના થાટ. ૧
સૂરિશિરોમણિ સુગુણનિધિ ચોદવિદ્યાગુણ જાણ;
ઉદય ભણી ઉદયાચલેં ઉદયો અભિનવભાણ. ૨

॥ ઢાલ ૯ ॥

ચંદ્રાઉલાની, એ દેશી.

સૂરિશિરોમણિ સુંદરૂ રે અનોપમ ગછપતિ એહ;
વિદ્યાસૂરી પટોધરૂ રે ઉપસમરસ ગુણગેહ
ઉપસમરસભંડાર કહાવે સાહ કલ્યાણસુત સગલ સોહાવે,
અભિનવ ગૌતમ સ્વામીનેં દાવે સુરગુરૂ ઓપમ એ ગુરૂ આવેં. ૧
જી ઉદયસાગરસૂરિજી રે તમે આવો આણેં દેશ,
ભવિકમન મોહતા રે વિધિપક્ષ સૂરિ સુજાણ,
ઉદયભરિ ઓપતા રે. આંકણીо

એકવિધિ અસંયમ ટાલતા રે વારતા દુવિધ બંધો,
ત્રિવિધ શલ્યથી વિરમતા રે ચ્યાર કષાય ન સંધો;
ચ્યાર કષાયનેં વારેં સહિ ગુરૂ પંચ મહાવ્રત સોહેં હિતકાર,
ષટ જીવનપ્રતિપાલ ગુણાકર તપ તેજેં કરી ઓપે દિનકર. જી. ૨

ભયભંજણ મદગંજણો રે નવવિહ બ્રહ્મચર્ય પાલેં,
દશવિધ યતીધર્મ રંજણો રે પડિમા ઇગ્યારે સંભાલે;
ઇગ્યાર પડિમા શ્રાવક સારેં પાલેં સાધુશ્રી પડિમા બારેં,
તેર ક્રીયાઠાણુ મૂલ નિવારે ચૌદભેદેં ભૂતગામી વિચારેં. જી. ૩

પનરયોગ વૃત્તિ જોગ વારે ભાવવા સોલસેં ગાહો,
સતર સંયમભેદ જાણવા રે શીલરથ અઢાર ઉમાહો;
શીલાંગરથેં શ્રીસહિગુરૂ બેસેં ધર્મતણી કથા ધર્મ જગીસેં,
અસમાધિ થાનક ટાલેં વીસેં ગુરૂ દીઠે મુઝ હીયડું હીસે. જી. ૪

ઇકવીસ સબલથી ઓસરિ રે બાવીસ પરીસહ જીપેં,
ત્રેવીસ સૂગડાંગ અનુસરે રે મોહમિથ્યાતને છીપેં;
મોહમિથ્યાતને દૂરેં ટાલેં ચોવીસ તીર્થંકરભાષિત પાલેં,
'નિત્યલાભ' વાચક કહે રસાલેં સંઘ સકલ સુખ દ્યો સુવિસાલેં. જી. ૫

## દૂહા.

વિચરંતા મહીમંડલેં બૂઝવે બહૂ ભવ્યજીવ;
સંવેગી સિર સેહરા ધર્મ ધ્યાન સદીવ. ૧

ગુણ ભરીઓ દરીઓ ગુહિર ગ્યાનતણો ગુરૂરાજ;
સરસ વચન રચના સરસ ગિરૂયો ગરીબનિવાજ. ૨

પ્રતપો વિધિપક્ષ ગછપતિ શ્રીઉદયસાગર સૂરીંદ્ર;
જ્યાં લગે મેરૂ મહીધરા જ્યાં લગેં સૂરજ ચંદ્ર. ૩

॥ ઢાલ ૧૦ ॥

રાગ, ધન્યાશ્રી

ગાયા ગાયા રે મેં પરમ પટોધર ગાયા;
શ્રીઉદયસાગરસૂરીસર સાહિબ પૂરવપૂન્યે પાયા રે. ગાયા૦ ૧
શ્રીઅંચલગછપતિ તેજે દિનમણિ જગ યસપડહ વજાયા;
એ ગુરૂના ગુણગ્રામ કરંતા પુન્યભંડાર ભરાયા રે. ગાયા૦ ૨
શ્રીવિદ્યાસાગરસૂરીસ પટોધર શ્રીઉદયસાગરસૂરી રાયા;
સંપ્રતિકાલે સુરતરૂ સરખા દિનદિન તેજ સવાયા રે. ગાયા૦ ૩
સંવત ૧૭૯૮ વા વરષે પોસ દશમ સોમવારે;
ગછપતિના ગુણ વર્ણન કીધા ચોમાસ રહી અંતરે રે. ગાયા૦ ૪
મેરૂલાભ વાચકપદધારક શુદ્ધસિદ્ધાંતી કહાયા,
જ્ઞાન ક્રિયા ગુણ પૂરણ ભરીયા પૂજ્યના માન સવાયા રે. ગાયા. ૫
શિષ્ય તેહના સહજસુંદરવાચક સીતલપ્રકૃતિ સુહાયા,
રાગ દ્વેષ ન મલે કોઈ સાથે સહૂકોને મન ભાયા રે. ગાયા. ૬
તસ પદ સેવક વાચક 'નિત્યલાભે' ગછપતિના ગુણ ગાયા,
ગુરૂસેવા કરતાં નિત્ય લહીઇ નવનિદ્ધિ રિદ્ધિ સવાયા રે. ગાયા. ૭

ઇતિ શ્રીપૂજ્યભટ્ટારકશ્રી૧૦૮ શ્રીઉદયસાગરસૂરીશ્વરાણાં પટ્ટાભિષેકાધિકારસ્તન્મધ્યે પૂજ્યભટ્ટારકશ્રીવિદ્યાસાગરસૂરીશ્વરાણાં નિર્વાણોચ્છવાધિકારશ્ચરિત્રસંપૂર્ણમ્ ॥



॥ ॐ ॥

कविसुखसागरविरचित

# वृद्धिविजयगणिरास.



રાગ ગોડી.

જંબૂદ્વીપ મઝારિ, એ દેશી.

પ્રેમેં પ્રણમી પાય ચોવિસજિનતણા;
જગનાયક જગહિતકરૂ એ. ૧

સિર ધરે જેહેની આણ સકલ સુરાસુરા;
આદર આણી અતિઘણો એ. ૨

વલી ર સરસતિ માય પાયકમલ નમી;
જેહથી મતિ અતિ પામીઇ એ. ૩

ગાઉ ગુરૂગુણ રાસ આસ ઉમાહલો,
એ માહરો પૂરણ કરો એ. ૪

તે ધન દિહાડો આજ કાજ સયલ સીઝઇં;
શ્રીગુરૂના ગુણ ગાવતાં એ. ૫

સતરસ સહસ ગુજરાતિ દેશ તે સોહિઇં;
આરયદેશમાં અતિભલો એ. ૬

જિહાં શ્રીસંખેસરપાસ આસ ભવનતણી;
પૂરણુ ચિંતામણિસમો એ. ૭

જિહાં અણુહલપુર સાર ભાવી શ્રાવક;
વ્યવહારી નિવસે ઘણા એ. ૮

શ્રીપંચાસરપાસ પાસ નારિંગપુરવર;
કોકો ભાલો વંદીઇં એ. ૯

વર્દ્ધમાન વડવીર શંતિજિનેસર;
સુપાસ ચંદપ્રભ વંદીઇ એ. ૧૦

શ્રીચિંતામણિપાસ તિમ મનમોહન;
વાડીપાસ જિનેસરૂ એ. ૧૧

નેમીસર નેં મલ્લી સામલપાસજી;
સેરીસેરી જિનવરા એ. ૧૨

જિનવર થંભણુપાસ વાસવ વંદિયા;
જયવંતા જગિ જિનવરા એ. ૧૩

ઇત્યાદિક બહુ તીર્થ દેવ દેહરાસવિ;
દીઠેં પાતિક સવિ ટલે એ. ૧૪

॥ ઢાલ ॥

કપૂર હોવે અતિ૰ એ દેશી.

તે ગુજરધરદેશમાં રે દેશભલો ધાંણુધાર;
પાલણુપુરમાં સોહીઇ રે પાલણુપાસ વિહાર રે;
ભાવે સુણુયો થઈ સાવધાન. ૧

મૂડો અષત આવતાં રે પૂગી જિહાં મણ સોલ;
અહનિસિ ઇમ જિનભગતિની રે હુંતી ચાકમચોલ રે. ભા૰ ૨

જિહાં તારણુગિરિ રૂયડો રે તારંગો ઇતિ નામ;
અજિતજિનેસર રાજીઉ રે પ્રસાદ અતિ ઉદામ રે. ભા૰ ૩

છયલ છબીલા જન ઘણા રે નિવસેં નાગરલોક;
આદિજિનેસર દેહરૂં રે પ્રણમેં પ્રેમેં લોક રે. ભા૦ ૪

તે વડનગરને ઢુંકડું રે ડાભલા નામે ગામ;
લોક ઘણા સુખીયા તિહાં રે વસતા વારૂ મામ રે. ભા૦ ૫

વડવખતી વિવહારીઉ રે પર્ગટમલ્લ પોરવાડ;
આણંદસાગર આણંદ કરૂ રે પૂરે કુટુંબનાં લાડ રે. ભા૦ ૬

પરણી ઘરણી તેહની રે કરણી અતિ સુકુમાલ;
ઉત્તમદે નામે ભલી રે વિલસેં સુખ અસરાલ રે. ભા૦ ૭

અનુક્રમેં આવી ઉપનો રે તસ કુખેં પુન્યવંત;
પ્રાંણી પરમ પ્રમોદસ્યૂં રે લહે દોહલા ગુણવંત રે. ભા૦ ૮

વીસલનગર માહે અછે રે મોટો કુલ મોસાલ;
ઉત્તમદે તિહાં આવીયાં રે જાંણી ગર્ભ સુકુમાલ રે. ભા૦ ૯

શુભ સંવચ્છર સુભદિને રે શુભ દિવસેં શુભ લગ્ન;
જાયો ગાયો ગુણિજને રે નંદન હર્ષ નિમગ્ન રે. ભા૦ ૧૦

જન્મમહોછવ કરી ઘણો રે પોષી સવિ પરિવાર;
નામ ઠવ્યું દિન બારમેં રે ઓઘો નામે કુમાર રે. ભા૦ ૧૧

જિમ આરામ વાધતો રે શોભેં ચંપક છોડ;
તિમ કુંયર દિવસેં વધઇ રે પૂરે ઇમ નાના કોડ રે. ભા૦ ૧૨

માતા મનોરથ અતિઘણો રે વધેં સુતનેં દેખિ;
તાત પ્રમુખ સયણાં સવે રે પરખેં પુણ્યવિશેષ રે. ભા૦ ૧૩

આઠ વરીસો જવ થયો રે તવ મૂકેં નિસાલ;
બુદ્ધિ પ્રમાણેં શિખીયો રે બહુ વિજ્ઞાન વિસાલ રે. ભા૦ ૧૪

લઘુવયથી સોભાગીઓ રે ન કરે કાંઇ અનાય;
વિનય વડાનો બહુ કરે રે સહુનેં આવે દાય રે. ભા૦ ૧૫

## ॥ ઢાલ ॥

નમો ૨ મનક મહામુની, એ દેશી.

અનુક્રમેં એક દિન વાંદીયા શ્રીતપગચ્છ મહાભાગ રે;
કવિ શ્રીસત્યવિજયગણી વયરાગી વડભાગ રે. ૧

સુણયો સહુ ચિત્ત આંણીનેં તસ મુખથી સુણ્યેં વાંણી રે;
નરભવ અતિ દોહલો લહો દસ દષ્ટાંતે આંણી રે. સુ૦ ૨

એહ અનાદિ સંસારમાં ધરમરયણ તે દોહિલૂં રે;
લહવું કોઇક પુન્યથી જેહથી સિવપદ સોહિલૂં રે. સુ૦ ૩

સુગુરૂ સામગ્રી દોહિલી દોહિલૂં શ્રુતતણું સુણવું રે;
સદ્દહણા વલી દોહિલી તત્વજ્ઞાનનું ભણવું રે. સુ૦ ૪

*કર્મ શુભાશુભ જે કરે ભોગવે તસ ફલ એક રે;*
પરભવ જાવે એકલો જિહાં નહી કિસ્યોય વિવેક રે. સુ૦ ૫

જિમ મેલે તીરથ મિલેં વિણજ કરણની ચાહ રે;
લાભ અલાભ લહી કરી નિજ ૨ ઠામ તે જાય રે. સુ૦ ૬

જિમ અંગુલી મિલી ભોજનેં રસ લેવેં થઇ ભેલી રે;
તિમ સુખ વિહંચવા સહુ મિલેં પણિ દુખની નહી વેલી રે. સુ૦ ૭

સયણકુટંબ સવિ કારમું કારિમું તન ધન ગેહ રે;
પ્રેમસુપન પરિ સર્વનો અંતિ આપે છેહ રે. સુ૦ ૮

સ્વારથ રાગી સહુ અચ્છે સર્વ સર્યેં છેહ દાખે રે;
ધર્મ વિના કોઇ જીવનેં શરણેં જે ઇમ જિન ભાખેં રે. સુ૦ ૯

તે ભણી ધર્મ આરાધીઇ અધિક ૨ સુખ હોવે રે;
જેહ અનાદિન સંચીયા કર્મતણા મલ ધોવે રે. સુ૦ ૧૦

ચારિત ભવજલ તરણનું એ મોટું વડ જિહાજ રે;
ઇહભવિ પરભવિ હિત કરે સીઝે સઘલાં કાજ રે. સુ૦ ૧૧

ઇણિપરી ઉપદેશ સાંભલ્યો ભાવ્યો મનમાં તેહ રે;

ચિંતે ચૂંપ ધરી ઘણું ચતુરાઈનો ગેહ રે. સુ૦ ૧૨
કહે ગુરૂને ગહઈ ચારિત મુઝને દીજે રે;
તવ કહેં શ્રીગુરૂ તેહુનેં કામ વિચારિને કીજે રે. સુ૦ ૧૩
સયણ સંબંધીની આગન્યા લેઈ કીજેં કાંમ રે;
તો જિનશાસનની હોઇ વધતી અતી બહુ મામ રે. સુ૦ ૧૪

॥ ઢાલ ॥

આનંદસ્યૂં રાજા આવે, એ દેશી.

મનમાં કરી એમ વિચારી ઘરિ આવિ પૂછેં પરિવારિ;
તેહુ નિસુણી કહે તવ સયણાં સ્યૂં બોલ્યાં એહવાં વયણાં. ૧
તુહ્મો છો આતમનેં ઘણું વાહલા સ્યૂં બોલો છો એહ વાલા;
હવણાં છે વય તુહ્મ બાલા છોડી દેઉ યોગના ચાલા. ૨
અમ મનના મનોરથ પૂરો સંસારે હોઈ સૂરો;
તે સંયમ લેવા ચાહો લેઈનિઇ જે નરવાહો. ૩
તવ ભાષે કુમર ઓઘો વાહલો મુઝ મુહપતિ ઓઘો;
સ્યૂં વિષનિંદમાં ઉંઘો તુહ્મે તત્વજ્ઞાનનેં ચૂંઘો. ૪
મેં નિસૂણી ગુરૂની વાંણી મે સયમ લેવુ જાણી,
હવે બોલ ન કહસ્યો તાણી ચારિત્ર છે ગુણની ખાણિ. ૫
પરિણામે તો શિવસુખ આપે બોધિબીજ ગુણ તે થાપે;
જો ભદ્રકથી રૂચિવ તો તોહ સંપ્રતિપરિ ગુણવંતો. ૬
ઇમ બહુ પરિયણ સમઝાવી સંસાર અસાર ઇમ ભાવિ,
લેઇ અનુમતિ મનને હરષે ગુરૂ સત્યને નયણે નિરષે. ૭
સીખે સવિ સાધુ આચાર જે આવસ્યક વ્યવહાર;
ધારે વલી જે ષટ્કાય નવકાર અરથ સમુદાય. ૮
શુભ મુહુરતિ આવ્યુ જાણી સત્તર પાત્રીસ વરસ ગુણષાણી;
ચાણસમેં શ્રીપાસ ભટેવો લેહીનેં સંયમ લેવો. ૯

પુણ્યપેત્ર પાટણુનેં પાસેં તિહાં શ્રાવક આવેં ઉલ્હાસેં;
દિખ્યાનો ઉચ્છવ કીધો તિહાં ચારિત્ર સૂંપઇ લીધો. ૧૦

સ શ્રીસત્યવિજય કવિરાજ તસ હાથે દિખ્યા છાજ;
કપૂરવિજય વડા ચેલા સુંપ્યા કરી તેહને પહીલા. ૧૧

વલી કુશલવિજય કવિ વારૂ વિનયીને જેહ દીદારૂ;
એહ માંણુ શોભાધામ દીધુ વૃદ્ધિવિજય તસ નામ. ૧૨

એવે માંઝો એમ અભ્યાસેં જિમ થાવા શાસ્ત્ર પ્રકાસેં;
ગુરૂ ચરણકમલ નિત સેવેં વલી જુહારેં તીરથ દેવેં. ૧૩

સિદ્ધાંતના યોગ આરાધેં દેખી શ્રાવકનાં મન વાધેં;
ગુરૂજી પણુ દેખી હરખેં મનમાં વિનતી કરિ પરખેં. ૧૪

ગચ્છનાયક પાસેં દિખ્યા દેવરાવી સીખવે શિખ્યા;
વલી સકલ યોગ વહરાવેં કર્મગ્રંથ વીચારિ સીખાવેં ૧૫

## દૂહા.

પંડિતપદ દેવરાવીઓ પાસેં રહી ગુરૂરાજ;
શિષ્યાદિક કરી સુંપીયા જાંણે જિમચ્યું રાજ. ૧

ભાવી શ્રાવક શ્રાવિકા જનને દાખે ધર્મ;
ભણે ભણાવેં અતિઘણું સમજાવે સર્વે મર્મ ૨

## ॥ ઢાલ ॥

સત્યવિજય કવિરાજીયા મનમોહન મેરે જાંણી નિજ વૃદ્ધભાવ; મન૦
પાટણસહર પાવન કરે મન૦ ધરતા સમતાભાવ. મન૦ ૧

પાસેં વૃદ્ધિવિજય કવિ મન૦ સેવ કરે નિસદીસ; મન૦
વિનય વૃત્તિ બહુ સાચવે મન૦ લહી ૨ નામેં સીસ. મન૦ ૨

સંઘ સકલ રાજી રહેં મન૦ ને સુણેં ગુરૂની વાંણી; મન૦
અનુક્રમેં સત્તર પંચાવનેં મન૦ પાંમ્યો તે નિરવાણ. મન૦ ૩

સેવા કીધી અતિઘણી મન૦ ગુરૂની તેહ સુસીસ; મન૦

જિણેં ગુરૂ આરાધ્યા નહીં મન૦ તે અનરથના ઇસિ. મન૦ ૪

સુજસ સોભાગ લહે ઘણું મન૦ ગુરૂનામેં સુષ થાય તો; મન૦
પાટણસહરમાંહિ ઘણું મન૦ માને જિનસમુદાય તો. મન૦ ૫

કરેં વિહાર મનમોદસ્યૂં મન૦ ધરણિ ચિત ગામોગામિ તો; મન૦
યથાસકતિ સંયમ વહેં મન૦ માન લહે બહુ ઠામ તો. મન૦ ૬

સંઘાડો સવિ તેહનો મન૦ કરતાં એમ વિહાર તો; મન૦
વલી પાટણમાં આવીયા મન૦ કરે ચોમાસ બે ચાર તો. મન૦ ૭

ઇમ બહુ સાધન સાધતાં મન૦ કરેં જનનેં ઉપગાર તો; મન૦
અનુક્રમેં સતરઉગણોત્તરિ મન૦ કરે ચોમાસ જ સાર. મન૦ ૮

કાર્તિક વદિ ચઉદસિતણો મન૦ કરી ઉપવાસ ચોવીહાર તો; મન૦
પાષી પર્વ આરાધીઓ મન૦ કરી સઝાય ઉદાર તો. મન૦ ૯

॥ ઢાલ ॥

મનોહર હરજી રે, એ દેશી.

હવિ પ્રભાતિ વિધિ વષાંણુ ભવિ સાચવી રે પોરસીનેં દિનમાન;
નીવીનેં પચખાણેં જાઇ ગોચરી રે પારણા કાજેં તામ.
સહુઇં સાંભલો રે. આંકણી. ૧

દેવ જુહારી કરતા ષપ આહારનો રે સવિ સંઘાડા કાજિ;
એષણાસમિતઇં અસનાદિક જોવતાં રે શ્રાવક ઘરે ઉલ્લાસ. સ૦ ૨

તિણસમેં કોઇક કર્મદશાના યોગથી રે દેહેં આવ્યો ફેર;
શ્રાવકને ઘરિ તિહાંઇજ આઉ પૂરણ થયું રે નહી દુખ અવરઉ કેર. સ૦ ૩

શ્રાવક શ્રાવિકા સવિ આવિ મિલ્યાં રે દેષી એ ઉતપાત;
મનમાં ચિંતવેં એહવું સ્યું એ નીપનું રે અહો ર કર્મની વાત.સ૦ ૪

સુખસમાધિમાં સુગતિં એહ સિધાવીયા રે પણિ અહ્મનેં એહ વિયોગ;
ઉપગારી ઉપગાર કરંતાં દિન ગયાજી વિલવેં ઇણિપરેં લોગ. સ૦ ૫

ઉછવ અતિઘણુ પુરણુ જણુ મેલી માંડીઉ રે ચૂયા ચંદન સાર;

સૂકડિ અગર અનેક પ્રકારેં ધુપણાં રે મિલીઓ લોક અપાર. સ૦ ૬

ઉછવં શરીરના કીધાં તિહાંકણિં પૂજણાં રે પધરાવેં તે પુરંબાહિં;
નાણાદિક બહુ આગલિ મિલી ઉછાલતાં રે ષલક મિલેં જોવા તાંહિ.સ૦ ૭

ગુરૂભગતિને વિનયી સીસપણે હુતા રે તેહ લણિ ગુરૂ પાસિ;
કર્યો સંસકાર અગનિનો જાણી તેહ તણો રે કાતી વદિ અમાવાસિ. સ૦ ૮

સત્યવિજય કવિગુરૂની જિહાં છઇ પાદુકા રે તસ પાસેં વલી કીધ;
પગલાં વૃદ્ધિવિજય પંડિતતણાં રે સંઘ મિલિ જસ લીદ્ધ. સ૦ ૯

વયરંગી રસત્યાગી ભદ્રકેં ગુણે ભર્યા રે ધર્મરૂચિ મંદકષાય;
ધર્મવિચન સુણી મનમાંહિ હરષેં ઘણું રે પ્રાયેં નહી બહુ માય. સ૦ ૧૦

જ્ઞાનીગુરૂનાં વચણ સુણી ચિત્તમાં ઠરે રે ન કરેં ગુણ ઉતકર્ષ;
સંઘાડામાંહિં તિલકસમોવડિ જાણીઇ રે દેષી જન લહે હર્ષ.
ન ધરેં કાઇ અમર્ષ. સ૦ ૧૧

ધર્મમિત્ર સુખસાગર કવિ ઇણિપરિં ભણે રે હંસવિજયને હેતિ;
તાસ કહણથી ચરિત કહ્યાં એ તેહનો રે પ્રીતીતણે સંકેત. સ૦ ૧૨

કલશ.

શ્રીસત્યવિજય કવિરાજ કેરા શ્રીગીસસુંદર ગુણનિલ્યા,
શ્રીવૃદ્ધિવિજય પન્યાસપદવી સોહતા ગુણ અતિભલા;
ગુણ તાસ ગાવે સુષ પાવેં હંસવિજય સેવક સદા,
એ ભવિક ભાવેં ધરી તે ભણુયા જિમ લહો સુષસંપદા.

ઇતિ પં૦ શ્રીવૃદ્ધિવિજયગણિનિર્વાણરાસઃ ॥





॥ ॐ ॥

पं०—दयारत्नविरचित

# श्रीकापडहेडारास.

હું બલિહારી પાસજી કાપડહેડા સામિ સયંભ કિ;
ગુણ ગાવણ મનિ ગહગહૈ આપો સદગુરૂ વચન અચંભ કિ.
હું બલિહારી પાસ કિ. ૧
નયણે નિરખી નેહસું ઇણ્જુગિ એહ અચંભમ વાત કિ;
પરગટ આપ હુંતા પ્રગટ બહુલે જણ દીઠી વિખ્યાત કિ. હું૦ ૨
આચારજિયા નથઅવલ ગચ્છ ષરતર રાજે ગુણવંત કિ;
શ્રીજિણચંદસુરિંદજી મનિ આસ તિ મોટો મહંત કિ. હું૦ ૩
સંવત સોલે સત્તરે પ્રથમણ હુઇ પરમાણુ કિ;
જોધનયરમાંહિ જાગતા આપે ઇણવિધિ અહિઠાણ કિ. હું૦ ૪
ત્રિહુ બાવલરી તલહટી તીન વાસ ભુઇ મિણિજૈ તેમ કિ;
પ્રતિમા પારસનાથરી ઇહાં છે કાપડહેડ એમ કિ. હું૦ ૫
શ્રીપૂજ સુંધો સરદહી આયા કાપડિહેડૈ આપ કિ;
પરમારથ નવિ પાંમિયૌ જાઇ મેડતે કીધો જાપ કિ. હું૦ ૬
હુકમ હુઓ ઇમ હેજસું બાવીસમાતણો ધરિ માન કિ;
સૂધી ઘર પય સીંચજ્યો પરગટસી જિણ વિધતે વાંન કિ. હું૦ ૭
સંવત સોલે ચહુત્તરે પોસવદિ દસમી ઘણ નૂર કિ;

ઉજલ વડ અંકૂરપરિ દૂધૈં સીંચતો દીઠ અંકૂર કિ.  હું૦ ૮
સદપરતો શ્રીપૂજસું દેવ દિષાવે ઇમ દીદાર કિ;
બાલકપરિ દિન ૨ વધૈં બીજચંદપરિ કલા વિચાર કિ.  હું૦ ૯
વરસ ઇગ્યારહ લાષથી પ્રથમ ઇહાં ચોમુષ પ્રાસાદ કિ;
હુતો તિણવિધિ હિવ હુઓ સેવકનું ધું સમર્યા સાદ કિ.  હું૦ ૧૦
નિરષી નિરવાહું નિપુણ નારાયણ ભંડારી નામ કિ;
હુકમ દિયો હાજર હુઈ કિણહિ અવર ન ચાલે કામ કિ.  હું૦ ૧૧
તિણ કહિયો નિજતાતનું ભંડારી કુલ અભિનવ ભાણ કિ;
ભાંનો છાંનો નહી ભુવણિ અદભુત દાન ધનદ અહિનાણ કિ. હું૦ ૧૨
પૈસા બહુલા દે પ્રથમ હુકમતિદાર વડે હુજદાર કિ;
ભાગબલી ભાંનો ભલો સુજસ કીયો સારે સંસાર કિ.  હું૦ ૧૩
સંવત સોલે પચોત્તરૈ સુદિ હુંતિય મગસિર તિમ માસ કિ;
પુની વદીતો દેહુરો ભાગબલી ભાંનૈ મંડીયો ઓસ કિ.  હું૦ ૧૪
સોલસહસય છિહુત્તર સમૈ પદમસિલાતણો પ્રારંભ કિ;
પીઠે બૈઠા પાસજી ઇણ મુહુરત જણ ઘણાં અચંભ કિ.  હું૦ ૧૫
મેલિ હુતી ઘણ મેલીયા પાંણી બીજે નવિ પહુચાઇ કિ;
સષર ત્રિહાંડી લાપસી ભાંનૈ જીમાયા ભલ ભાઇ કિ.  હું૦ ૧૬
ઉપરિ તંબોલ અવસરૈ દુકડ દે દુકૃત ગમૈ દૂર કિ;
ભટ્ટારક ભાભા બિન્હે હુંતા દેવ હાજરા હજૂર કિ.  હું૦ ૧૭
દેવલ સષરો દેષિનૈ દેવ સહુ દાષવે દીવાણ કિ;
મુઝરઉ કરિવા પાવાસઉ આપો આપ કરૈ અહિઠાણ કિ.  હું૦ ૧૮
ભુજ અઢારૈ છૈ ભલા પ્રત્યંગિ સાસણ પ્રતિપાલ કિ;
ગોરો કાલો રગતીયો ષડગ હાથ વલિ જિહા ષેત્રપાલ કિ. હું૦ ૧૯
સસ રૂપો સોહામણો આપ રૂપ કીધો આકાર કિ;
પડગઝ્યો પૂરો નહી કિણ વિધિ આપૈ હિવ કયવાર કિ.  હું૦ ૨૦

સંવત સોલ ઇક્યાસિયે વઇસાખાં સુદિ તીજ વિચાર કિ;
દંડકલસ ચાઢણુ દિવસ ધ્વજ મહુરત જોયો નિરધાર કિ. હું૦ ૨૧
દેસાનું કાગલ દીયા નહુતરિયા વલી નગર ને ગામ કિ;
નરનારી આયા નિપુણ હેજે પૂરબતા મન હામ કિ. હું૦ ૨૨
ધજા પંચ ડંડે ધરી પુણ્યતણો પૂરો પ્રમાણ કિ;
કલસ મહુરત સુકૃતકરણ સાજે દિન કીધો સુવિહાણ કિ. હું૦ ૨૩
સષરી ત્રેવડિ સાલણા લાપસીયા કીજે રંગરોલ કિ;
માંઢા મોટા મંડીયો સઝીયા સાલ દાલ ઘૃત ઘોલ કિ. હું૦ ૨૪
જીવ ઉદાર જીમાડીયા સંઘ દેસ દેસાંરા સાર કિ;
મોટે સેહથિ આપીયા ફદીયા ભાંના સુતને ફાર કિ. હું૦ ૨૫
નાકારો કિણુહી નહી દુષિયા દપટે દીજે દાન કિ;
સંઘપૂજ સાધાંતણી ભંડારી સંતોષે ભાંન કિ. હું૦ ૨૬
ગૌ સુવરણ દે અણુગિણ્યાં બાંભણજણ કીધી બંભીસ કિ;
ભોજગ ચારણ ભાટનું સંતોષે ગિણીયા સારીસ કિ. હું૦ ૨૭
દીઠી દાતાં ધનદપટ ગિણતાં નવિ પહુતી તે ગ્યાન કિ;
થિર ચૈત્રી મેલો થયો કીધી પરઠ વડૈ પરધાન કિ. હું૦ ૨૮
જાપે શ્રીજિણચંદને સુપસાયૈ શ્રીપારસનાથ કિ;
ભાંના નારાયણ ઘરે અપૂટ હુઇ સગલીહી આથ કિ. હું૦ ૨૯
ભંડારી ભાનાસુતન નારાયણ ર રૂપ કિ;
દેવગુરૂ રાગી ભાગભલ ઇણુસમ અવર ન દીઠ અનૂપ કિ. હું૦ ૩૦
નરસિંઘને સોઢા નિપુણ બંધવ બંભીસે વરયામ કિ;
તારાચંદ પંગાર તિમ કપૂરચંદ કિરિયાવર કાંમ કિ. હું૦ ૩૧
પાસ પસાયે ઇયાં પ્રગલ દિન દિન હુઆ ચઢતા દીહ કિ;
અવર સેવા જે આદરૈ અણભંગ અણગંજી અણબીહ કિ. હું૦ ૩૨
જાંણીતલ જિણચંદને પાટે શ્રીહર્ષસૂરિંદ કિ;
પાસ સેવાથી પામિયો અધિકો ચઢતો નૂર આણંદ કિ. હું૦ ૩૩

અદેખાઈ આંગમી માંને નહી જે ધરિ મનિ માન કિ;
સજ્ઞા દીયે તિયાં સાહિબો નિસચૈ પિસુણુ ગમે નિસતાન કિ. હું૦ ૩૪
આગેહી અતિસય અધિક પારષ હીરા વારેઇ પાસ કિ;
પાંણી દીવો પોસ વદિ દસમી દિન હુતો જસેવાસ કિ. હું૦ ૩૫
સાત સેરી લાપસી સંઘ જીમતો સકલ સુગામ કિ;
રાય માંગે પરતો લીયો એહ વાત ન હુઈ સહીઆલ કિ. હું૦ ૩૬
દેવાં સિરવટ દેવ એ મછરીકાં વટ મછરીક કિ;
પારથીયાં સહુ પૂરવૈ નિસચૈ મરદ વડો નિરભીક કિ. હું૦ ૩૭
પાંમે પાસ પસાઉલે પુત્ર વિનીત ઘણો પરિવાર કિ;
માંનિન મૃગલોચન મિલે કલિયુગ કો ન લોપૈ કાર કિ. હું૦ ૩૮
કલિ ષલિમાંડિ ષડી કરૈ દહલેહી જાયૈ દહવાટ કિ;
પાસ પસાયે પ્રાંણિયાં અલગા સયસહુ ટલે ઉચાટ કિ. હું૦ ૩૯
સુરતર સમવડ સાહિબા માંડી મૈ તોસું મનમેલ કિ;
ઝાલિ ઝાંબવડચી ઝગકિ વિગતો કુણ સંભાહે વેલ કિ. હું૦ ૪૦
પરતો દીઠો પાસરો પરષિ નયણે આણંદપૂર કિ;
કાપડહેડ તિણુ કીયો હરષૈ ઐસી રાસ હજૂર કિ. હું૦ ૪૧
ભત્રિક ભણુઇ જે રાસ ભલ કાને વલિ સંભલૈ કલ્યાણુ કિ;
મનવંછિત સગલા ફલૈ હુવે નહી કિણુહી વિધ હાણુ કિ. હું૦ ૪૨
સંવત સોલ પચાણુવૈ રાજે શ્રીહરષસૂરીસ કિ;
પાસતણા ગુણુ પૂરિયા સવિહિ દયારતન સુસીસ કિ. હું૦ ૪૩

ઇતિ શ્રીકાપડહેડાપાર્શ્વનાથરાસઃ સંપૂર્ણઃ





॥ अर्हम् ॥

पं०–दीपसौभाग्यविरचित

# श्रीवृद्धिसागरसूरिरास.



## दूहा.

સકલસમિહિત પૂરણો સિદ્ધારથકુલસૂર;
ત્રિસલાનંદનનામથી ઋદ્ધિવૃદ્ધિ ભરપૂર. ૧

જયજય દાયક જિનવરૂ શાસનનાયક વીર;
પ્રણમું પદપંકજ સદા મેરૂગિરિપરિ ધીર. ૨

શ્રીરાજસાગરસૂરીશ્વરૂ સુવિહિતમુનિ શિણગાર;
પ્રણમું પ્રેમેં તેહના ચરણકમલ સુખકાર. ૩

તાસ પાટઇ ઉદયાચલિં પ્રગટયો અભિનવ સૂર;
તપતેજિં કરી દીપતો જેહનો અધિક પડૂર. ૪

વંછિતપૂરણ સુરતરૂ શ્રીગુરૂજીનું નાંમ;
પાપનિવારણ દુખહરણ મહીમંડલિ અભિરામ. ૫

તે ગુરૂતણા ગુણ ગાવતાં મુઝ મનિ ઘણો ઉલ્લાસ;
સાંભલતાં જે સંપજઇ સુખસંપતિ સુવિલાસ. ૬

સંજમ નિરમલ પાલીનઈં તપ જપ કરી શુભકાજ;
શ્રીવૃદ્ધિસાગરસૂરીશ્વરૂ પામ્યા સુરપુર રાજ. ૭

દીપશિષા સરિષી યશ નાસા અરવિંદકમલદલ નયણાં રે;
અષ્ટમી શશિ સમ ભાલ વિરાજઇં બોલઇં મીઠાં વયણાં રે. પુ૦ ૮

પોયણ પાન સમોવડિ જીહા વિદ્રુમ અધર અમૂલ રે;
દંતપંતિ દીપઇં જસ સુંદર દાડિમબીજ અસૂલ રે. પુ૦ ૯

ગ્રીવા કંબુ ભુજ દોઇ સરલી જાંણું પંકજનાલ રે;
અંગુલી સુંગફલી જેહની ઓપઇં હ્રદય અનૂપ વિશાલ રે. પુ૦ ૧૦

નાભિ અમૃતકુંપી જંઘા કદલીથંભ કહાવઇં રે;
ઇતયાદિક જે ઓપમ કહીઇં તે તસ અંગઇં આવઇં રે. પુ૦ ૧૧

ઇણિપરિ સુંદર અંગ અનોપમ લક્ષણલક્ષિત પૂર રે;
રૂપવંત ગુણવંત વિરાજિત સોહઇં સબલ સનૂર રે. પુ૦ ૧૨

દૂહા.

ચંદકલા જિમ બીજથી દિન દિન ચઢતી હોઇં;
તિમ ભવિજનમન મોહતો કુંઅર વાધઇં સોઇ. ૧

અભ્યાસી સઘલી કલા હૂઓ ચતુર સુજાણ;
બુદ્ધિં સુરગુરૂ સારિષો વિનયી વિચક્ષણ જાણ. ૨

ભણી ગુણી પોઢો થયો પામ્યો યૌવન તેહ;
હવિ નરનારિ સાંભલો કિમ વયરાગ લહેહ. ૩

॥ ઢાલ ૩ ॥

*રાગ કેદારો, કપૂર હોઇ અતિ ઊજલું રે, એ દેશી.*

ધુરથી ધરમજ વાલ હો રે આરાધઇં જિનદેવ;
સુધા ગુરૂ શુદ્ધધર્મની રે સેવ કરઇં નિતમેવ રે,
ભવિયાં સાંભલો મન ઉહ્લાસિ. ૧

ધર્મથકી જીવ સુખ લહઇં રે ધર્મથી શિવસુર વાસ રે. ભ૦ ૨

શ્રીરાજસાગરસૂરિંદનું રે સાંભલેં નિત્ય વખાણ;
અમૃતરસથી આગલી રે શ્રીગુરૂ કેરી વાણિ રે. ભ૦ ૩

ભગવનજી કહઇં ભાવસ્યું રે ધર્મ કરો મહાનુભાવ;
કલિ સંસારે ધર્મનો રે મોટો છઇ પરભાવ રે. ભ૦ ૪
ધર્મઇ દુર્ગતિ દુષ ટલઇ રે જાઇ શંકટ દૂરિ;
ધર્મથકી સવિ સંપજઇ રે સુખસંપતિ ભરપૂર રે. ભ૦ ૫
ધર્મથકી પ્રભુતા ઘણી રે ધર્મથી લીલવિલાસ;
ધર્મથી કિરતિ વીસ્તરઇ રે ધર્મથી સુરનર દાસ રે. ભ૦ ૬
ધર્મથી વંછિત સવિ ફલઇ રે ધર્મથી તનુ નીરોગ;
ઇંદ્રી પાંચે પરવડાં રે ધરમઇ ભોગસંયોગ રે. ભ૦ ૭
ધરમઇં દીરઘ આઉખું રે સ્વજન કુટંબ સુખકાર;
ધરમઇ સોભાગીપણું રે ધર્મ સદા જયકાર રે. ભ૦ ૮
એ સંસાર અસારમાં રે સાર એ શ્રીજિનધર્મ;
ત્રિકરણશુદ્ધઇ આરાધતાં રે છૂટઇ સઘલાં કર્મ રે. ભ૦ ૯
જગ સઘલો એ કારિમો રે કારિમો એ પરિવાર;
સ્વારથીઉં સગપણ મિલ્યું રે જોઓ રિદય વિચારિ રે. ભ૦ ૧૦
ધરમ કદિ વિહડિ નહિં રે જે જગમાંહિં સાર;
આરાધો ભવિ પ્રાણીઆ રે પામો ભવનો પાર રે. ભ૦ ૧૧
સગપણ સાચું ધર્મનું રે જે જગિ છેહ ન દેય;
તે ધર્મ સાધુ શ્રાવકતણું રે કહ્યો વીતરાગઇં બેય રે. ભ૦ ૧૨
દેશવિરતિ શુદ્ધ પાલતો રે અચ્યુતસ્વર્ગ લહેહ;
સર્વવિરતિ એક દિવસથી રે પામે શિવસુખ તેહ રે. ભ૦ ૧૩
સાંભલી શ્રીગુરૂદેશના રે પ્રતિબોધ્યા ભવિવૃંદ;
હઇયિઇ અતિ હરખિત થયા રે પામ્યા સબલ આનંદ રે. ભ૦ ૧૪

## દૂહા.

જાણ્યું સરૂપ સંસારનું જે સહુ અછે અસાર;
સર્વવિરતિ સહી આદરૂં જેહથી ભવ નિસ્તાર. ૧

પાટણપુરમાંહિં વસેં દોસી રૂપજી નાંમિ;
તેહતણેં આદર ઘણુંઈ જાણી ઉત્તમ કાંમ. ૨

સંવત સોલ નવ્યાસીઈં વાર નક્ષત્ર શુભ માસિ;
શ્રીષંભાયતબંદિરઈં આણિ મનિ ઉલ્લાસિ. ૩

વયરાગ લહી મનમાં તદા શ્રીભગવનજી હાથિ;
શુભદિવસ શુભ મુહુરતિં નિજમાતાનઈં સાથિ. ૪

દીક્ષા લીઈં મન ભાવસ્યું શ્રીગુરૂ થાપઈં નાંમ;
હર્ષ ઘણો ઊપનો તિણેં હર્ષસાગર અભિરામ. ૫

॥ ઢાલ ૪ ॥

સહૂ પુન્યવંત પૂરણ પરખઈં હર્ષસાગરજી હવઈં હરખઈં;
શ્રીરાજસાગરસૂરિ પાસિ નિશદિવસ ભણુઈ રે ઉલ્લાસિ. ૧

જાણ્યો સાધુતણો વ્યવહાર જાણ્યો સઘલો જૈન વિચાર;
ભણ્યાં વ્યાકર્ણ સાહિત્ય સાર કાવ્ય નાટિક નેં અલંકાર. ૨

ભણ્યાં છંદના વિવિધ પ્રકાર ન્યાય ગણિત નેં નીત્ય ઉદાર;
જાણ્યા રવિશશિ ગ્રહગણચાર જાણ્યા અવર ગ્રંથ મનોહાર. ૩

સવિ આગમ અરથઈં વખાણઈં ભાવ ભેદ ભલા મનિ આણઈં;
શાસ્ત્ર સકલ ભણઈં ભણાવઈં શ્રીગુરૂજીનઇ મનિ ભાવઈં. ૪

સહૂ સાધુનેં ગુણેં સોહઈ નરનારિતણાં મન મોહઈં;
જસ સૌમ્યવદન સુવિશેશ નહીં ક્રોધતણો લવલેશ. ૫

ધરઈં ક્ષમા મુનિવર રંગિં નહીં અવગુણ એકઈં અંગિં;
ગુરૂજીનાં પદકજ સેવઈં મુનિગણમાંહિં શોભ લહેવઈં. ૬

હવિં જ્યોજ્યો પુન્યપડુર પુન્યઈં વાધઈ યશપૂર;
જેહનઈ હોઈ પુન્યપ્રમાણ તેહ નરનઈં કોડિ કલ્યાણ. ૭

મોટી પદવી પુન્યઈં પાવઈં પુન્યઈં સુર નર વશ્ય થાવઈં;
હવઈં પુન્ય ઉદય ઇહાં થાયસ્યઈં પુન્યેં ગુણ સહૂઈ ગાસ્યઈં. ૮

## દૂહા.

સંવત સોલ અઠાણુંઇં અહ્મદાવાદ મઝારિ;
શુભ લગનેં શુભ મુહુરતિં પોસ પુનિમ ગુરૂવાંરિ. ૧

હર્ષસાગર યોગ્ય જાણિનઇં આચારયપદ દીદ્ધ;
શ્રીરાજસાગરસૂરીશ્વરઇં ઉત્તમ કારિજ કીદ્ધ. ૨

સાહ શ્રીપાલ શ્રીવંત બહૂ તસ અંગજિ યશ લીદ્ધ;
સાહ શ્રીવાઘજીઇં કીઓ પદમહોત્સવ પરસિદ્ધ. ૩

નામ દીઉં શ્રીગુરૂજીઈં શ્રીવૃદ્ધિસાગરસૂરિ;
આચારયપદ ભોગવઇં દિન દિન ચઢતેં નૂર. ૪

સાહ શાંતિદાસ કુલ મુકુટમણિ સાહ પનજી પુન્યપવિત્ર;
ધરમકાજ કીધાં ભલાં જેહનાં અતુલ ચરિત્ર. ૫

દેવકી નાંમેં નારી તસ નિપુણ સુગુણ આવાસ;
બહૂ દ્રવ્ય ખરચી તિણિ કીઓ વાંદણાંમહોત્સવ જાસ. ૬

સંવત સતર સાતઇ સહી એ શુભકારિજ કીદ્ધ;
વૈશાષ શુદિ સાતમ દિનઇં માનવભવ ફલ લીદ્ધ. ૭

### ॥ ઢાલ ૫ ॥

રાગ ગોડી.

શ્રીવૃદ્ધિસાગરસૂરિંદ રે ગીરૂયા ગુણવંત,
સૂરિગુણે કરી સોહતા એ;
પ્રણમેં ભવિજનવૃંદ રે દેખી ઉલ્લસેં,
નર નારી મન મોહતા એ. ૧

મીઠી મધુરી વાણિ રે દીઇ દેશના,
પ્રાણિનેં પ્રતિબૂઝવેં એ;
કરતા પરઉપગાર રે શ્રીગુરૂ ઉપદેશિં,
આગમ અરથેં નવનવેં એ. ૨

ચારિત્ર નિરતિચાર રે પંચાચારસ્યું,
શુભ પરિણામેં પાલતા એ;
યમ દમ શમતાધાર રે અજ્જવ મદ્દવ,
એ યતિધર્મ અજૂઆલતા એ. ૩
સુમતિ ગુપતિ મુનિરાજ રે જુગતિં સાચવઇં,
ગજગતિ ગેલઇ ચાલતા એ;
પંચ મહાવ્રત જેહ રે તેહતણાં વલી,
દૂષણ સઘળાં ટાલતા એ. ૪
પરિહરઇં પંચ પ્રમાદ રે ક્રોધાદિક સવિ,
કષાય વશ્ય કીધા જિણિં એ;
મમતા નહીંય લગાર રે નિરીહપણું સદા,
મનમાંહિં રાખઇં તિણિં એ. ૫
સુધા ક્રિયાવંત રે વડ વયરાગીય,
સંવેગી સિરસેહરો એ;
નિરમલ ચોખઇં ચિત્ત રે વિવિધ વિશેષથી,
તપ જપ ખપ કરઇં આકરો એ. ૬
સુવિહિત મુનિસિણગાર રે સૂરિશિરોમણિ,
દીપઇં શ્રીતપગચ્છધણી એ;
ભૂતલિ કરઇં રે વિહાર રે ગામ નગર પુરઇં,
જગજંતૂનઇં હિત ભણી એ. ૭
શુદ્ધ પરૂપી ધર્મ રે પ્રતિબોધ્યા સવે,
શ્રાવકનઇં વલી શ્રાવિકા એ;
જે ધનવંત ઉદાર રે દાતા દિન દિન,
સાધુતણી ભલી ભાવિકા એ. ૮
કેઈ સમકિતમૂલ રે દેશવિરતિ ધરઇં,
સર્વવિરતિ કેઈ આદરઇં એ;

શિષ્યતણો પરિવાર રે બહૂ હૂઓ જસ જે,
આણા નિતુ સિર ધરઈ એ. ૯

સેત્રુંજ નઇ ગિરિનારિ રે અરબુદગિરિ ગોડી,
રાણકપુર તારિંગભણી એ;

સંપેશ્વરપ્રભુ પાસ રે ઇમ અનેક ઘણી,
યાત્ર કરી સોહામણી એ. ૧૦

તપ કીધો બહૂ ભેદ રે છટ્ઠ અટ્ઠમ ઘણા,
ઉપવાસ આંબિલ તે ભલા એ;

તેહનો ન લહું પાર રે તપીયા મહામુનિ,
ગુરૂજી ગુણે કરી આગલા એ. ૧૧

## દૂહા.

સંવત સતર પસ્તાલિસઈ શુભ નક્ષત્ર ભૃગુવારિ;
વદિ વૈશાખિ બીજદિન શુભ મુહૂરત સુવિચારિ. ૧

નિધિસાગરનઈ નેહસ્યું જાણી સુગુણનિધાન;
શ્રીવૃદ્ધિસાગરસૂરિ દીઉં આચારયપદ મંડાણિ. ૨

સાપિં ચઉવિહ સંઘની નામ ઠવઈ ગુરૂરાય;
લક્ષ્મીસાગરસૂરિ સુંદરૂ સાધુ સદા સુપસાય. ૩

સાહ શ્રીશાંતિદાસ સુત પ્રગલપ્રતાપપડુર;
વડ વ્યવહારી જાણીઇં વડવખતી વડનૂર. ૪

રાજનગર સિણગાર શુભ સાહ શ્રીલષમીચંદ;
બહુ દ્રવ્ય પરચીનઇં કીઓ પદ મહોત્સવ આણંદિ; ૫

વરસી મેહતણી પરઇં શ્રીફલદાનિ અનેક;
અતિ ઓત્સવ આડંબરિ વારૂ કીઓ વિવેક. ૬

રાજનગરકેરા વલી પુરાં તણાં મનરંગિ;
સહૂઇં શ્રાવક શ્રાવિકા પૂજઇં નવ નવ અંગિ. ૭

શ્રીલક્ષ્મીસાગરસૂરિનો વાંદણામહોત્સવ સાર;
સાહ ઋષભદાસ વાધણીઇ કરી યશ લીદ્ધ ઉદાર. ૮

॥ ઢાલ ૬ ॥

રાગ રામગિરી.

તુંગીયાગિરિશિખર સોહઇ, એ દેશી.

શ્રીવૃદ્ધિસાગરસૂરિ સુંદર સૂરિસિરતિલક સમાન રે;
ભવિકનેં પ્રતિબોધ દેતાં વરસી સમકિત દાન રે. શ્રી૦ ૧
સંવત સતર સતાલિસઇં સંઘ આગ્રહ ઉલ્લાસિ રે;
વીનતિ અવિધારી તેહની શેખપુરઇ ચઉમાસિ રે. શ્રી૦ ૨
ભલઇ મુહુરતિ તિહાં પધાર્યા હરખ્યો સંઘ અપારિ રે;
ભગવનજી ઇહાં ભલેં આવ્યા ફલસ્યેં મનોરથ સાર રે. શ્રી૦ ૩
સાધર્મીકવાત્સલ્ય રૂડાં પરભાવના સુવિશેશ રે;
ઇમ ધર્મકરણી નિત્ય કરતા પોષઇં પુન્ય અશેશ રે. શ્રી૦ ૪
અથામ જાણિ ઇણિ અવસરિ પૂજ્યકેરૂં તન્ન રે;
સાહ લપમીચંદ પરમુખ સંઘ વિમાસેં મન્ન રે. શ્રી૦ ૫
બહુ મેહ વરસેં નીર વહતેં કિમ વંદાઇં ત્યાંહિ રે;
ભગવનજીનઇં ભગતિ આંણી પધરાવીજઇં આહિ રે. શ્રી૦ ૬
આવીયા શ્રીસૂરિરાજા મૂલ ઉપાશ્રયમાંહિ રે;
શ્રાવક શ્રાવીકા સબલ ભાવી સેવા કરેં ઉચ્છાહિ રે. શ્રી૦ ૭
આચારય શ્રીલક્ષ્મીસાગર સૂરીશ્વર ગણનાથ રે;
આવીયા છઇ તેહ તિહાંથી પૂજ્યજીનેં સાથિ રે. શ્રી૦ ૮
સકલવાચકરાય રાજઇ પંડિતમાંહઇ લીહ રે;
ઇંદ્રસૌભાગ્યગણિ ઇંદ્રસરિખા સાધુગણમાંહિં સીહ રે. શ્રી૦ ૯
જસ કિર્ત્તી ઉજ્જ્વલ સકલભૂતલિ વિમલ સદગુણગેહ રે;
જગતવહિતા લોકપ્રીતા બુદ્ધિવંતા જેહ રે. શ્રી૦ ૧૦

રાજપુરથી તેહ આવ્યા શ્રીભગવનજી પાસ રે;
શિષ્ય રૂડા પૂજ્યકેરા નામ કહૂં હું તાસ રે. શ્રી૦ ૧૧

ચતુરવિચક્ષણ વારૂ વાચક કાંતસાગર ઉવજ્ઝાય રે;.
પંડિતવર ક્ષેમસાગર ક્ષમાવંત કહાય રે. શ્રી૦ ૧૨

વિનય આગર ગણિ નયસાગર હિતસાગરગણિ સાર રે;
વીર ધીર ગણિ વીરસાગર કીર્ત્તિસાગર સુવિચાર રે. શ્રી૦ ૧૩

ઇત્યાદિક સવિ વિનય વેયાવચ્ચ કરતા નિશ નેં દિશ રે;
સંભલાવઈ સિદ્ધાંત વાચક સાંભલેં મુનિ ઈશ રે. શ્રી૦ ૧૪

## દૂહા.

શ્રીઆચારજનઇં તિહાં ભાખઇં તવ ભગવન્ન;
એ હિતશીખ હીઇં રાખયો કહીઇં જેહ વચન્ન. ૧

અમ્હે તુમનઇં સુંપ્યો અછઇ મોટો ગચ્છનો ભાર;
નિરવહિજ્યો રૂડીપરેં ચઉવિહસંઘ અપાર. ૨

ચોખું ચારિત્ર પાલયો નિરમિલ નિરતિચાર;
ધરમ કામ કરયો ભલાં જેહથી સુખ વિસ્તાર. ૩

બર્હાનપુર સુરતિ સહી ખંભાયતિ સુખગેહ;
પાટણ રાધનપુર વલી વટપદ્રનયર વર એહ. ૪

મોભા નઈં અકલેસરઇ ભરૂઅચિ પુન્ય અગાર;
નડિઆદિ નઇં દરભાવતી સોઝિંતરા શુભ ઠાર. ૫

ઇત્યાદિક પુરગ્રામ દિરઇં નગર અનઇં બહૂ ગામિ;
ધર્મલાભ પહોચાડયો લેઈ અહ્મારૂં નામ. ૬

દસ દ્રષ્ટાંતઇં દોહિલો માણુસનો અવતાર;
તેહજ પામીજઇં સહી સુકૃતનઇં અનુસારિ. ૭

સામગરી દેવગુરૂતણી શ્રાવક કુલ આચાર;
શુદ્ધ ધર્મ્મની વાસના દુલહી લહેં નિરધાર. ૮

કહિયો કદિ મુકો રખે પામી શ્રીજિનધર્મ;
સમક્તિ સુધું પાલચો છાંડી કુમત મત ભરમ. ૯

તહત્તિ કરી ગુરૂજીતણું કીધું વચન પ્રમાંણુ;
શીષ દેઈ નવકારનું રાખ્યું નિશ્ચલ ધ્યાંન. ૧૦

॥ ઢાલ ૭ ॥

રાગ આશાઉરી, અવસર આજહઇ રે; એ દેશી

સમય જાંણી તિણિ અવસરિ શ્રીવૃદ્ધિસાગરસૂરિ કેરો રે;
રાજઈ રાજનગરનો રૂડો સંઘ એ સબલ ભલેરો;
ધરમ ધુરિંધરૂ રે સહૂ શ્રાવક સમક્તિધારી. ૧

પુન્યવંત પર ઉપગારી-એ તો જગજંતૂ હિતકારી;
દાતા અતિ સુવિચારી. ધ૦ ૨

સાહ શાંતિદાસ કુલદીપક સાહ શ્રીલષમીચંદ રે;
સાહ હેમજી હસતમુખ દેખી ઊપજઇ અતિઆનંદ. ધ૦ ૩

સાહ રતનજીકેરા નંદન સાહ ખેમચંદ સુવિચાર રે;
સાહ હીરચંદ સાહ મોતીચંદ બહુ બુદ્ધિતણા ભંડાર. ધ૦ ૪

સાહ માણિક્યચંદ સુત સુંદર સાહ સૌભાગ્યચંદ સોહઈ;
બંધવ બીજો તેહનો જાંણું સાહ મોહનચંદ મનમોહઈ. ધ૦ ૫

સાહ ઋષભદાસ વાઘજી વારૂ વંશવિભાસન ચંદ રે;
સાહ ગુલાલચંદના ગુણવંત ગીરૂઆ સાહ ધર્મચંદ ન્યાનચંદ. ધ૦

સાહ રહીઆતણા રતન પરિ રાજઇ સાહ સૌભાગ્યચંદ ઉદારૂ રે;
સાહ સૂરચંદ સુંદરદાસજી દીપઈ અતિ દીદારૂ. ધ૦ ૭

સાહ વસ્તુપાલતણા ગુણ દરીયા સાહ મલુકચંદ સુખકંદ રે;
સાહ કલ્યાણમલ્લ કેરા સુત કરમી સાહ ન્યાહાલચંદ સકલચંદ. ધ૦

સાહ હીરાણંદ આનંદન સાહ પ્રેમચંદ ગુણગેહ રે;
દોસી પનજી ધનજી રતનજી દોસી સિંઘાસુત એહ. ધ૦ ૯

દોસી વાઘાતણા ગુણવંતા દોસી ગેલ સુજાણ રે;
દોસી પેમજી રવજી કેરો દોસી નાનુ લાલજી જાણિ. ધ૦ ૧૦
દોસી સોમાતણા એ સોહઈ દોસી પ્રેમા પુત્ર પ્રધાન રે;
દોસી આણંદજી વડવપતી અતિહિં સુગુણનિધાંણ. ધ૦ ૧૧
સાહ તેજસી અમરચંદ વીરા ધર્મવંતમાંહિં લીહ રે;
સાહ રૂપચંદ નઈ કલ્યાણમલ્લ નેં સાહ માણિક્ય ડુંગરસીહ. ધ૦ ૧૨
સાહ પોમસી સોમસી જાંણું સાહ ગલાલચંદ રત્ન રાજઈ રે;
સાહ તારાચંદ ધનીયા ધનવંતા સાહ તિલકસી ટોકર છાજઈ ધ૦ ૧૩
સાહ હીરચંદ સૂરચંદ મનોહર સાહ તિલકસી રવજી નામઈ રે;
દોસી રૂપજી રવજી રૂડા સંઘવીમોહન અભિરામ. ધ૦ ૧૪
પરિખ સુમતિદાસ સુંદર સાહ ગોઠીદાસ મોહન રે;
સાહ હીરા મેઘજી ધરમઈ ધીરા વોહરા હીરા ઉદયસિંહ ધન. ધ૦૧૫

## દૂહા.

ઈત્યાદિક શ્રાવક સંઘપતિ આવ્યા શ્રીગુરૂપાસિ;
હવેં પૂજીજેં પૂજ્યનઈ મનમઈ વિમાસઈ પાસ. ૧
રાજપુરવરતણા સહૂ શ્રાવક સગલ સુજાણ;
કાલુપુર સકંદરપુર અહ્મદપુર શુભઠાંણ. ૨
શેષપુર મીરાંપુર વલી અવર પુરાં મનોહાર;
એહતણા શ્રાવક તવ આવઈ ભગતિ અપાર. ૩

॥ ઢાલ ૮ ॥

રાગ ગોડી, ગુંગઈ ગુણ ગ'યો, એ દેશી.

સહૂઇ શ્રાવક શ્રાવિકા રે પૂજણું કરઇ રે ઉદાર;
નવ નવ અંગઈ પૂજ્યનઈ રે પૂજઈ રૂપઇયિઇ તિવારઈ રે,
ગુણ ગુરૂજીતણા વીસાર્યા નવિ જાઈ રે. ગુ૦
એક જીભેં ન કહાઇ રે. ગુ૦ આંકણી ૧

રૂપઈઆ આવ્યા ઘણા રે પૂજણિ તિણિ પ્રસ્તાવિ;
વડ વડા વ્યવહારીયા રે શ્રાવક પૂજેં તિહાં આવી રે. ગુ૦ ૨

ભણતાં નઈ ગુણતાં થકાં રે સાંભલતાં સિદ્ધાંત;
ધરતા ધ્યાન નવકારનું રે મુખિં કહિતા અરિહંત રે. ગુ૦ ૩

ચોરાસીલખ જીવયોનિનઈ રે ત્રિવિધ ખમાવી રે તાસ;
દેતા મિચ્છામિ દુક્કડં રે આલોઈ નિંદી ઉલ્લાસિ રે. ગુ૦ ૪

સાવધાનપણુંઈ કરઇ રે અણુશનનો ઉચ્ચાર;
અરિહંતાદિક આદરઈ રે રૂડાં શરણુજ ચ્યાર રે. ગુ૦ ૫

આસો શુદિ ત્રીજનઈ રે વરસ સત્તસહિમઈ ઉદાર;
પ્રહર સવા ચઢતે થિકઈ રે પુહતા સ્વર્ગ મઝારિ રે. ગુ૦ ૬

વરસ વર સતસહિનું રે પૂરણ પાલી રે આય,
અમરવિમાન પામ્યા પ્રભુ રે જિહાં સુખ સબલ કહાય રે. ગુ૦ ૭

ભગવનજી ભાખઇ નહીં રે વીનવઈ સંઘ વિવેક;
અવિનય કિસ્યો છઇ અહ્મતણો રે બોલો નહીં બોલ એક રે. ગુ૦ ૮

જે અભગતિ હુઈ કિમી રે તે દાખો જી છેક;
રીસ નહીં કદી તુમ તણેં રે બોલો બોલજ એક રે. ગુ૦ ૯

સ્વર્ગ પામ્યા જાંણી કરી રે ભગવનજી તિણિ વારિ;
મનમાંહે બહુ દુઃખ ધરઈ રે ચઉવિહ સંઘ અપાર રે. ગુ૦ ૧૦

હિતશીખામણ સર્વનઈ રે કુંણ દેસ્યેં સૂરિરાજ!;

હા હા દૈવ અટારડેં રે કિસ્યું કિધું એ કાજ રે. ગુ૦ ૧૧
તુહેં દેવ જીવન તુહેં રે તુહેં અહ્નનેં આધાર;
વીસાર્યા ન વિસરઇ રે ગુરૂજીતણા ઉપગાર રે. ગુ૦ ૧૨

---

ગુરૂજી ન વિસરઈ સમય ર સો વાર રે, ગુરૂજી સાંભરે. આંકણી૦
ઇમ વિલપંતાં તેહવઈ રે સુધઇ નિરમલ નીર;
ન્હવરાવઇ તવ તિહાંકણિ રે શ્રીગુરૂજીનું શરીર રે. ગુ૦ ૧૩
સૂકડિ કેસર ઘણું ઘસી રે કસ્તુરી નઈ કપુર;
અંગ સુગંધ વિલેપનઇ રે ચરચઈ તેહ શ્રીસૂરિ રે. ગુ૦ ૧૪
ભલી ભાંતિ કરી માંડવી રે આંણી અમૂલિક તામ;
ઓઢાડી શ્રીપૂજ્યનેં રે સવિ શ્રાવક ચિહું પાસિ રે. ગુ૦ ૧૫
વડ વ્યવહારી શ્રાવકેં રે ધંધિ લીયા સૂરિરાય;
નીર ઝરઇ લોયણિ ઘણું રે હઇયડું હુપેં ભરાય રે. ગુ૦ ૧૬
ભરી મુંઠી રૂપઈયાતણી રે પઇસા કેરી રે તામ;
ઊપરિ તે ઊછાલતા રે મારગિ ઠામો ઠામો રે. ગુ૦ ૧૭
ઇમ કરતાં આવ્યા વહી રે જિહાં છઇ નિરવદ્ય ઠાર;
મલિયા જન તિહાં અતિઘણા રે તેહનો નવિ લહું પાર રે. ગુ૦ ૧૮
શુદ્ધ કરાવી ભૂમિકા રે શ્રીભગવનજી પાસિ;
પધરાવ્યા તિણિ થાનકેં રે સૂરિ સુગુણ આવાસિ રે. ગુ૦ ૧૯
અગર સેર દસ તે લીઓ રે સુકડિ મણ રે અઢાર;
તેમાંહિં પોઢાડીનઇ રે કીધો અગનિ સંચકાર રે. ગુ૦ ૨૦
સંચકારીનઇં તેહવેં રે આવેં જલિ કરિ સ્નાન;
ગુણ સંભારઇ ગુરૂતણા રે અહો ર ગુરૂજીનું જ્ઞાંન રે. ગુ૦ ૨૧
અહો ક્ષમા ગુરૂજીતણી રે અહો ર કિરીયા રે ધ્યાન;
ગુરૂજીઇ જિનશાસનેં રે વારૂ વધાર્યો વાન રે. ગુ૦ ૨૨
જો સહસ લપ હોઇ જીભડી રે તો હિ પણિ ન કહાય;
એકરસનાઇ ગુણ ઘણા રે કિમહી કહ્યા નવિ જાય રે. ગુ૦ ૨૩

## દૂહા.

ઇણિ પરિ ગુણ સંભારતા શ્રાવક સહુઇં જેહ;
શ્રીલક્ષ્મીસાગરસૂરીનઇં આવી વંદઇ તેહ. ૧

સંઘ ચઉવિહ આગલઇં સૂરીશ્વર સુવિશેસ;
વૈરાગ્યનઇં વચનેં કરી દીઇ ધર્મ ઉપદેશ. ૨

મહાનુભાવ સહૂ સાંભલો દુખ્ખ મ ધરસ્યો કોઇ;
જિન ચક્રી પ્રમુખા નરા એ સહુ અસ્થિર જોઇ. ૩

ચપલપિંપલપાનડું ચપલ જિમ ગજકાંન;
ઇંદ્રધનુષ હોઇ જિસ્યું જેહવો સંધ્યા વાંન. ૪

યૌવનનદી જલવેગ જિમ જીવિત ચપલ ઇમ જાંણિ,
એક શ્રીધરમ થિર અછઇ એ જિનવચન પ્રમાણ. ૫

ઇમ જાણીનેં આદરો ધરમ કાજ સુપકંદિ;
સુણી ઉપદેશ ગુરૂરાજનો હરખ્યા શ્રાવકવૃંદ. ૬

અપ્પાણું ઘર ઘરથકી લાવઇં સહુ નરનારિ;
વલી ૨ સંભારઇં બહૂ ગુરૂજીતણા ઉપગાર. ૭

દુખ દલગીરપણું ત્યજી મનમાં ધરી ઉચ્છરંગ;
ધર્મકરણ ઉદ્યત થયા સુવિહિત સાધુ સંગિ. ૮

### ॥ ઢાલ ૯ ॥

ફાગ વસંત

શ્રીલક્ષ્મીસાગરસૂરિ શિરોમણિ તપગચ્છના સિણગાર,
બહુ ગુણઆગર સકલસુહાકર જનગન મોહનગાર.
ગણનાયક મેરે મન વસ્યો હો અહો મેરે ગુરૂજી,
મન વસ્યો એહ મુણિંદ. ગ૦ ૧

સૌમ્યવદન વિરાજિત સુંદર જાંણું પૂનિમચંદ;

ભવિકચકોર દેખીનઈ હરખઈ મનમાં લહિં રે આણંદ. ગ૦ ૨

જાણું યુગતિં ઇણિં કલિકાલઇ ગોયમ કેરી જોડિ;
ભવિયણ ભાવઈં પ્રણમેં જેહનઇં દિન ૨ બેકર જોડિ. ગ૦ ૩

નિરતિચારઇં ચારિત્ર પાલઈં ટાલેં દૂષણ ધીર;
મુનિવર મોટો મહીમંડલમાં સાગરપરિં ગંભીર. ગ૦ ૪

ઓસવાલ ઉદયાચલિં પ્રગટચો અપૂરવ એ દિનકંત;
સાગરવંશ દીપાવઈં રૂડા તપ તેજિં કરી શોભંત. ગ૦ ૫

શ્રીવૃદ્ધિસાગરસૂરીશ્વર પાટઇં પરભાવકં મુનિ ઈશ;
'દીપમુનિ' કહેં એ ગુરૂ મેરો પરતપો બહોત વરીસ. ગ૦ ૬

## દૂહા.

શ્રીવૃદ્ધિસાગરસૂરીતણું જે જપસ્યેં નિતુ નાંમ;
તે લહિસ્યઇ સુખ સંપદા ફલસ્યેં વંછિતકાંમ. ૧

જય ૨ કાર હુસ્યેં સદા ઋદ્ધિતણી બહુ વૃદ્ધિ;
ચિંતામણિ સુરતરૂપરિં આપઈં સઘલી સિદ્ધિ. ૨

॥ ઢાલ ૧૮ ॥

રાગ ધન્યાગી.

વાહ્યાં રે ઇણિ યોવનીઇં, એ દેશી.

ભવિયાં ભાવિં સાંભલો તુમેં ગુરૂજીના ગુણ જાંણી રે;
પાતક સઘલાં દૂરિ પલાસ્યઇ જે ધ્યાસ્યઇ હઇયિડઇં આણી રે. ભ૦ ૧

એકમનાં જે ગુરૂગુણ ગાસ્યઇં જનમ સફલ તસ થાસ્યેં રે;
તે નરનારી બહુ સુખ લહિસ્યઇ જે ગુરૂગુણ નિત્યઇ કહિસ્યેં રે ભ૦ ૨

સકલપંડિતમાંહિં વિરાજઇં ગુરૂગુણ રયણ સુધામ રે;
માણિકચસૌભાગ્ય બુધરાજજી કહીઇં જસ પુહવી પ્રસીધુ નાંમ રે. ભ૦ ૩

તાસ સીસ મનમોહન પંડિત ચતુરસૌભાગ્ય બુધઇંદ રે;

તસ પદપંકજ સેવક મધુકર દીપ કહે સુખકંદ રે. ભ૦ ૪
શ્રીવૃદ્ધિસાગરસૂરિ પુરંદર જે પામ્યા સરગાવાસ રે;
ગુણ ગુંથીનઇ ભગતિં કીધો તેહતણો એ રાસ રે. ૫ ભ૦
ભણસ્યે ગુણસ્યેનઇ સાંભલસ્યઇ તે ઘરિ ઋદ્ધિ સુવિશાલા રે;
'દીપસૌભાગ્ય' કહે ગુણ રઢીયાલા ગાતાં મંગલમાલા રે.
ભવિયા ભાવિં સાંભલો. ૬

॥ ઇતિ શ્રીવૃદ્ધિસાગરસૂરીશ્વરસ્ય નિર્વાણરાસઃ સંપૂર્ણઃ ॥

॥ પંડિતશ્રી ૫ શ્રીસત્યવિજયગણિ તત્‌શિષ્ય પંડિતશ્રીવૃદ્ધિવિજયગણિશિષ્ય પં૦ રૂપવિજયેન લિપીકૃતઃ ॥

॥ સંવત્ ૧૭૫૫ વર્ષે કાર્તિક શુદિ ૧૧ ભૃગુવાસરે નવિનપુરમધ્યે ૤ શુભં ભવતુ ૤ વાચકયોર્ભદ્રં ભવતુ ૤ સર્વ ગાથા ૧૭૧ ૤ શ્લોકસંખ્યા ૨૫૧ ॥

॥ कल्याणमस्तु ॥





॥ अर्हम् ॥

मेरुनंदनगणिविरचित

# जिनोदयसूरि वीवाहलु.

---

સયલ મણુવંછિયે કામકુંભોવમં,
    પાસપયકમલુ પણુમેવિ ભત્તિ;
સુગુરૂ જિણુઉદયસૂરિ કરિસુ વીવાહલઉ,
    સહિય ઊમાહલુઉ મુજઝ ચિત્તિ. ૧

ઇક્કે જગિ જુગપવરૂ અવરૂ નિયદિક્ખગુરૂ,
    થુણિસુ---નિયમઇબલેણુ;
સુરભિ કિરિ કંચણું સુંહુ સક્કર ઘણું,
    સંખુ કિરિ ભરિઉ ગંગાજલેણુ. ૨

અત્થિ ગૂજરધરા સુંદરી સુંદરે,
    ઉરવરે રયણુહારોવમાણું;
લચ્છિકેલીહરં નયરૂ પલ્હણુપુરં,
    સુરપુરં જેમ સિદ્ધાભિહાણું. ૩

તત્થ મણુહારિ વવહારિચૂડામણી,
    નિવસએ સાહુવરૂ રૂદ્દપાલો;
ધારલાદેવી ગેહિણી ( તાસુ ) ગુણુરેહિણી,
    રમણિગણિ દિપ્પએ જાસુ ભાલો. ૪

રૂપિ અનોપમ ઉત્તમ વરૂ,
પરિણુવિસુ વરનારિ હઉં. ૧૭

નવ નવ ભંગિહિ પચ પયારઇં,
ભોગવિં વલ્લહ કુમાર;
કમિ કમિ અમ્હ કુલિ કલસુ ચડાવિ,
હોજિ સંધાહિવઇ કિત્તિસાર. ૧૮

(ઇય) જણુણિ વયણ સો કુમરૂ નિસુણેવિ,
કંઠિ આલિ ગિઉ ભણેઇ માઇ;
જા સુહગુરિ કહી સાંજિ મૂં મનિ રહી,
અવર ભલેરીય નં સુહાઇ. ૧૯

(તઉ) કુમર નિચ્છયં જણુણિ જાણેવિ,
ઢળુહળુ નયણિ નીર ઝરંતી;
કરિન તં વચ્છ જં તુઝ મણિ ભાવએ,
અચ્છર ગંદગદ સરિ ભણુંદી. ૨૦

ઘત્તા.

અન્ન વાસરિ અન્ન વાસરિ તમિ નયરંમિ,
જિણકુસલુ સુણિંદવરો મહિયલમિ વિહરતુ પત્તઉ,
તહિ વંદઇ ભત્તિભરિ રૂદપાલુ પરિવાર જુત્તઉ,
ગુરૂ પિકિખવિ સમરિંગુ કુમર આણુંદિઉ નિયચિત્તિ.
ભણુય અમ્હ દિક્ખાકુમરિ પરિણાવહુ સુમુહુત્તિ ૨૧

ઘત્તા.

તં ચ સુવયણ તં ચ સુવયણ ઘરવિ નિય ચિત્તિ,
નિય મંદિર આવિયઉ રૂદપાલુ સયણિહિ વિમાસઇ,
તં જાણિવિ કુમરવરો આગહેણ નિય જણુણિ ભાસઇ

મૂં પરિણાવિન દિક્ખસિરિ માઈ ભણઇ વરનારિ,
કુમર ભણઇ વિણુ દિક્ખસિરિ અવર ન સનહ મઝારિ. ૨૨

## ભાસ.

અહ જાણેવિણુ સમરિગ નિચ્છઉ,
કારાવઇ વય સામહણી તઉ;
મેલિય સાજ્ય ચાલઇ નિયપુર,
ધવલ ધુરંધર જોત્રિય રહવર. ૨૩

ચાલુ ચાલુ હલિ સહિ વેગિહિં,
સામહિ ધારલનંદણવર પરિણય મહિ;
ઇમ પભણંતીય સુલલિય સુંદરિ,
ગાયહિ મહુર સરિ શ્રીય હરિસભરી. ૨૪

ક્રમિ ક્રમિ જાન પહુતીય સુહ દિણિ,
ભીમપલીપુરિ ગુરુ હરખિઉ મણિ,
અમ્હિહિ સિરિવીરજિણંદહ મંદિરિ;
મંડિયવેહ કિ નંદિ સુવારિ. ૨૫

તરલ તુરંગમિ ચડિયઉ લાડણુ,
માગણ વંચ્છિય દાણુ દિયઇ ઘણુ;
કલ્ડુય અણુવરિસઉં સમરિગ વર,
જિમ સરસઇ કિરિ કાલિગ કુમર. ૨૬

આવિઉ જિણહરિ વરુ મણહરવઉ,
દિક્ખકુમારિયસઉ હથલેવઉ,
જિણકુસલસૂરિ ગુરો આપુણિ જોસિઉ;
હોમઇ ઝાલાનલિઅ વિરઇ ઘિઉ. ૨૭

વાજઇ મંગલતૂર ગુહિર સરિ,
દિયઇ ધવલ વરનારિ વિવિહ પરિ;

તાસુ કુચ્છીસરે પુન્નજલસુભરે,
અવયરિઉ કુમરવરૂ રાયહંસો;
તેર પંચહુત્તરે સુમિણસંસૂઇઉ,
જાયઉ પુત્તુ નિયકુલવયંસો. ૫

કરિઉ ગુરૂ ઉચ્છવં સુણિય જય જય રવં,
દિન્નુ તસુ નામુ સોહગ્ગસારં;
સમરિગો ભમર જિમ રમઇ નિય અંગણિ,
કમલવણિ દિણરયણિ બહુ પયારં. ૬

લોય લોયણદલે અમિય વરિસંતઉ,
વદ્ધએ સુદૃ જિમ:ણીયચંદો;
નિત્તુ નવ નવ કલા ધરઇ ગુણનિમ્મલા,
લલિયલાવન્નસોહગ્ગકંદો. ૭

## ઘત્તા.

અત્થિ ગુજ્જર અત્થિ ગુજ્જર દેસુ સુવિસાલુ,
જહિ પલ્હણપુરૂ નયરો જલહિ જેમ નરરયણિમંડિઉ,
તહિ નિવસઇ સાહુવરો રૂદ્દપાલુ ગુણગણિ અખંડિઉ;
તસુ મંદિરિ ધારલઉયરે ઉપ્પન્નઉ સુકુમારૂ,
સમર નામિ સો સમર જિમ વદ્ધઇ રૂવિ અમરૂ. ૮

અહ અવર વાસરે પલ્હણે પુરવરે,
ભવિયજણકમલવણબોહયંતો;
પત્તુ સિરિ જિણકુસલ સૂરિ સૂરોવમો,
મહિયલે મોહતિમિરહરંતો. ૯

વંદએ ભત્તિરંગેણ ઉક્કંઠિઉ,
રૂદ્દપાલો પરીવારજુત્તો;
ધન્ન ઉવએસ દાણેણ આણંદએ,
સાદરં સૂરિ રાઉ ।વતત્તો. . ૧૦

અહ સયલ લક્ખણું વાણિ સુવિયક્ખણું;
સૂરિ દ્દેણુ સમરં કુમારં;
ભણુઇ તુહ નંદણ્ણો નયણુ આણુંદણ્ણો,
પરિણુઉ અમ્હ દિક્ખાકુમારિં. ૧૧

(ઇય) ભણીય પત્તુ ગુરૂ ભીમપલ્લીપુરે,
તં વયણુ રયણુ જિમ રૂદપાલો;
ધરવિ નિય ચિત્તિ સયણેહિ આલોચએ,
તં સરૂવં સુણુઇ સોજિ બાલો. ૧૨

તયણુ નિય જણુણિ ઉચ્છગિ નિવડવિ,
સંવએ રાહડી વિવિહ પરે;
ભણુઇ જિણુકુસલસૂરિ પાસિ જાઅચ્છએ;
માઇ પરિણાવિ મૂં સા કુમારિ. ૧૩

માઇ ભણુઇ નિસુણિ વચ્છ લોલિમ,
તઉ નવિ જાણુઇ તાસુ સાર;
રૂપિ ન રીજએ મોહિ ન ભીજએ,
દોહિલી જાલવીજઇ અપાર. ૧૪

લોભિ ન રાચએ મયણિ ન માચએ,
કાચએ ચિત્તિ સા પરિહરએ;
અવર નારી અવલોયણિ રૂસએ,
આપણપઇ રૂપિં સત વરએ. ૧૫

ઇસિય અનેરીય વાત વિપરીત,
તાસુ તણી છઇ ઘણી સચ્છ;
સરલ સભાવ સલૂણુડા બાલા,
કુણુ પરિ રંજિસિ કહિન વચ્છ. ૧૬

તેણુ કમલદલ કલ કોમલ હથ,
બામ બાઉલિ દેસિ તઉ;

ઇણુ પરિ તેર ખિહાસિયઇ વચ્છરિ,
સમરિગ લાડણુ પરિણુય વયસિરિ, ૨

**ઘત્તા.**

વયણુ ચહુવિ વયણુ ચહુવિ ભીમ વરપલ્લિ,
સામહણી જાનસઉં રૂદપાલુ આવિઉ સુવિત્થરિ;
પરિણાવિઉ દિક્ખસિરિ,
સમરસિંહ જિણકુસલ સુહગુરિ.
જય જય રવુ ઘણુ ઉચ્છલિઉ ઉધ્ધરિયઉ ગુરૂવંસુ;
રૂદપાલ અનુ ધારલહ નચ્ચઇ જગિ જસહંસુ. ૨૯
દિન્નુ સોમપ્પહો મુણિ તસુ નામુ સવણઆણંદણું અમિય જેણુ
જિમ જિમ ચરણુ આધાર ભરિ સોહએ મોહએ દિક્ખ સિરિ તેમ તેમ.
પઢઇ જિણાગમપમુહ વિજ્જા વલી રલિયમે વિજ્જએ ગુણગણેહિં;
અહ ઠવિઉ વાયણાયરિઉ જેસલપુરે ચઉદ છહુત્તરે સુહગુરેહિં. ૩૧
સુવિહિ આચારિ વિહારૂ કરંતઉ, વાણારિઉ ગણિ સોમપહો;
દુવિહ સિરે કાસુગીયત્થુ સંજાયઉ ગચ્છ ગુરૂ ભારૂદ્ધરણુ સહો. ૩૨
તયણુ જિણચંદસુરિ પટ્ટિ સંતાવિઉ સિર તરૂણપ્પહાય રિષરાએ;
ચઉદ પનોત્તરે ખંભતિત્થેપુરે માસ આસાઢ વદિ તેરસીએ. ૩૩
સિરિ જિણઉદયસૂરિ ગરૂય નામેણ ઉદયઉ ભાગ સોભાગનિધિ;
વિહરએ સિંધુ મેવાડ ગૂજર પમુહ દેસે સુરોપઇ સુવિધિ. ૩૪

**ઘત્તા.**

ભાલુ નિમ્મિઉ ભાલુ નિમ્મિઉ નામુ અભિરામુ,
સોમપ્પહુ મુણિ રયણ સુગુરૂ પાસિ સો પઢઇ અહનિસિ;
વાણારિઉ કમિ કમિ હુયઉ ગચ્છભારૂ ધરિ જાણિ ગુણવંમિ;
સિરિ તરૂણપ્પહઆયરિએ સિરિજિણચંદહ પાટિ;
થાપિઉ સિરિ જિણઉદયસૂરિ વિહરઇ મુનિવર થાટિ. ૩૫

પંચ પઇઠ્ઠા જિણુ સીસ તેવીસ,
ચઉદ્દ સાહુણિ ધણુ સંઘવઇ રઇય;
આયરિય ઉવજ્ઝાય વાણુાયરીય,
ઠવિય મહુત્તરાપમુહપઇ. ૩૬

જેણુ રંજિય મણા ભણુઇં પંડિયજણા,
બલિ બલિ થૂણિ વિમિય સિરાઇં;
કટરિ ગંભીરિમા કટરિ વપ ધીરિમા,
કટરિ લાવન્ન........જઇયં. ૩૭

કટરિ ગુણુ સંભયં કટરિ ઇંદિયજયં,
કટરિ સંવેગ નિવ્વેયરંગં;
બાપુ દેસણુકલા બાપુ મઇનિમ્મલા,
બાપુ લીલા કસાયા ણુભંગં. ૩૮

તસ્સ પહુ ગુણુગણું જેમ તારાયણું,
કહિઉ કિમ સક્કઉં એક જીહ; ·
પાર ન પામએ સારયા·દેવયા,
સહસમુહિ ભણુઇ જઇ રત્તિદીહ. ૩૯

ઘત્તા.

અહ અણુકમિ પત્તુ વિહરંતુ સિરિપટ્ટણિ સૂરિવરો,
પવર સીસુ જાણેવિ નિયમણિ બત્તીસઇ ભદ્દવએ
પઢમ પક્ખિ ઇક્કારસી દિણિ સિરિ,
લોગહિં આયરિયવર અપ્પિય નિય મય સિક્ખ,
સંપત્તઉ સુરલોઇ પહુ બોહેવા સુરલક્ખ. ૪૦

ધનુ સો વાસરો પુન્નભર ભાસુરો,
સા જિ વેલા સહિ અમિય વેલ;
જત્થ નિય સુહગુરૂ ભાવ કપ્પતરૂ,
ભત્તિ....જ્જએ હરિસ હેલા. ૪૧

સુહલ પણ્યત્તણું તાણુ લોયાણુ લહઇ,
તે સુક્ખ સંપત્તિભૂરિં
સુહમણિ સહિયં ધૃતિ પઢિમટ્ટિયં;
જેય ગાયંતિ જિણઉદયસૂરી. ૪૨

એહુ સિરિ જિણઉદયસૂરિ નિયસામિણો,
કહિઉ મઈ વરિઉઅઇ મંદબુદ્ધિ;
અમ્હ સો દિક્ખ ગુરૂ દેઉ સુપસન્નઉ,
દેસણ નાણુ ચારિત્તસુદ્ધિ. ૪૩

એહુ ગુરૂરાય વિવાહલઉ જે પઢઈ,
જે ગુણઇ જે સુણઇ જે દેયંતિ;
ઉભય લોગેવિ તે લહઇ મણુવચ્છિયં
મેરૂનંદનગણિ એમ ભણંતિ. ૪૪





॥ अर्हम् ॥

वाचकगुणविनयविरचित

# कर्मचंद्रवंशावली–प्रबंध.



રાગ આસાઉરી.

ફલવધિ પાસ પ્રણામ કરિ વાગવાણિ સમરેવિ;
શ્રીજિનકુશલસુણિંદપય હૃદયકમલિસુ ધરેવિ. ૧

શ્રીખરતરગચ્છ રાજીયઉ યુગપ્રધાન જિણચંદ;
શ્રીજિનસિંહ સુનિંદવર જિન રંજિય નૃપવૃંદ. ૨

તાસુ કથનિ ઉવઝાયગુરૂ શ્રીજયસોમ સુસીસ;
વાચનાચારિજ ગુણવિનય મનધરિ અધિક જગીસ. ૩

જિનશાસન ઉદ્યોતકર કરમચંદ નૃપચંદ;
તેહની વંશપરંપરા પ્રભણઇ સોહગકંદ. ૪

તે નિસુણઉ હરખઇ કરી મંત્રીસર પરબંધ;
ધરમવંત ગુણ ગાવતાં જિમ હુવઇ શુભ અનુબંધ. ૫

આગે કુમરનરિંદના વિમલતણાં સુરસાલ;
ગીતારથ ગુરૂ ગૂંથિયા ગુણ સુણીયઇ સુવિસાલ. ૬

ચઉપઈ.

વંશશિરોમણિ દેવડાવંશ દેવલવાડઇ અધિક પ્રસંસ;
તિહાં શ્રીસાગર ભૂપતિ ભલઉ સૂરવીર વિક્રમ ગુણનિલઉ. ૭

તેહનઇ આઠ રમણિ ગુણવતી પટરાણી માંનવતી સતી;
માલવ પાતિસાહ બલ જિણઇ જીતઉ નિજભુજગલ કરિ રણઇ. ૮
ઊવસ તેહનઉ કીધઉ દેશ કિમ પરનઇ સાંસહઇ નરેસ;
તેહનઇ ત્રિણ્હ થયા સુતસિંહ બોહિથ ગંગદાસ જયસિંહ. ૯
બહિરંગદે બોહિથની નારિ.જિહાંથી બોહિથના પરિવાર;
આઠ પુત્ર તેહનઇ એ ભૂપ આઠદિશા પાલિ ન....ગજરૂપ. ૧૦
શ્રીશ્રીકરણ જેસ જયમલ્લ તાન્હા ભીમા અરિઉરસલ્લ,
પદમા પોમસિંહ પુનપાલ પદમા ભગની અતિ સુકુમાલ. ૧૧
અન્ય દિવસ બોહિથ નૃપરાજ ચિત્રકૂટ આયઉ રણકાજ;
રૂદ્ર પ્રમાણિ સુભટ શત સાથિ.સૂરાંનઇ જય કહીયઇ આથિ. ૧૨
રાયસિંહજી આગલિ ભડચઉજયનહથી સુરલોકઇ ચડચઉ;
હિવ શ્રીકરણ કર્ણરાજા પરિણામ વિક્રમનૃપ જિમ થયઉ સુધામ.૧૩
તેહની રતનાદેવી નારિ સીતા સીલગુણઇ સંસારિ;
ગઢ મછેંદ્ર તિણ બલ લિઉ રાણા નામ તિહાં પામીયઉ. ૧૪
તેહના સુત ઇણ નામ ચ્યારિ જાંણે ચ્યારવેદ વિસ્તાર;
સમધર વીરદાસ હરિદાસ ઊદ્ધરણ પૂરઇ:જગની આસ. ૧૫
ગોરીસાહિબ જાંનઉ તિયઇ અન્ય દિનઇ મારગ આવીયઇ;
લીધઉ પેસી છલિ બલી કરી સેના સાહિતણી સંચરી. ૧૬
વીંટ્યઉ નગર દેખિ સાહઉ સૂરવીર કિમ ભાજઇ કહઉ;
સુભટ સાત સત સેતિ રણઇ ઝૂઝયઉ સૂર પ્રાણ તૃણ ગિણઇ. ૧૭
પાછલિ જુહરિ કરિ આવિયા સૂરસકલ.રણરસ ભાવિયા;
પરલોકઇ રણ કરીય બહૂત ધરણીપતિ કહીયઇ રજપૂત. ૧૮
તેહ દુર્ગ તિણ સાહઇ લિદ્ધ સામિ વિના પરમેસર દિદ્ધ
હિવ જિમ એ વંસાવલિ કહી તે સાંભલઉ મનઇ ગહગહી. ૧૯
રતનાદે એ હુતી કુલધરઇ પેડિપુરઇ પહિલી અવસરઇ;
સમધર પ્રમુખ તિહાં સુત ચ્યાર:વધવા લાગા કલા ઉદાર. ૨૦

તિણિ અવસર ખરતર સુગુરૂ સૂરિ જિનેસર સાર;
સાધુ વિહારઇ વિહરતા આયા તિહાં સુખકાર. ૨૧

શુભશકુને કરિ જાણીયઉ હોસ્યઇ લાભ મહંત;
વરખાવાસઇ તિહાં રહ્યા સંજમ ધરિ એકંત. ૨૨

॥ ઢાલ ॥

રાજપુરૂષ યો કારીઉ.

અન્યદિવસ સાસનસુરી નિસભરિ આવી તામો રે;
શ્રીગુરૂનઇ વીનવઇ હોસ્યઇ ફલ અભિરામો રે. ૨૩

ગચ્છપતિ અતિહરખિત હુઆ. આંકણી.

ચ્યારિ નૃપતિ સુત બૂઝસ્યઇ જિનશાસન ઉદય વિલાસો રે;
કહિસ્યઇ તિણિ તુમ્હનઇ ઇહાં લાભ અઇ ચઉસાલો રે. ગ૦ ૨૪

શ્રીગુરૂની. દેશન સુણી જાણી અમૃતરેલો રે;
પ્રતિબૂધા તિણિ ખિણિ સવે ધરમ કરઇ તિણ વેલો રે. ગ૦ ૨૫

દિન પ્રતિ જિનપૂજા કરઇ નિસુણઇ શ્રીગુરૂવાંણિ રે;
શ્રીપુંડરગિરિ રૈવતઇ જાત્રા કરઇ સુજાણ રે. ગ૦ ૨૬

મારગ જાતાં ઘરઘરઇ પૂગીફલનઉ થાલ રે;
આપ્યઉ તિણ લોકે કહ્યઉ ફોફલિયા સુરસાલિ રે. ગ૦ ૨૭

સંઘપતિપદવી લહી સમધરિ ધરિ વરભાર રે;
જયતીઅ ઉર સિરોવરઇ તેજપાલ સુત સાર રે. ગ૦ ૨૮

તારાદેવી તેહનઇ લાવનલીલ નિધાન રે;
ગૂજરદેશધણી ભણી અન્યદિનઇ બહુમાન રે. ગ૦ ૨૯

ભેટ ઘણી દેઈ કરી લીયો મુકાતઇ દેસો રે;
અણહિલ્લપાટણરઉ ધણી થયઉ તેજપાલ નિરેસો રે. ગ૦ ૩૦

વીલ્હા નામઇ તેહનઇ સુત રતિપતિ સમ ગાત્ર રે;
શત્રુંજય રૈવતગિરઇ સંઘ કરી કરઇ જાત્ર રે. ગ૦ ૩૧
સુગતિમારગ સુગતઉ કીયો દેઈ દાન અપાર રે;
સર્વસંઘ પહરાવીયો સોહગ સિરિ ઉરિ હાર રે. ગ૦ ૩૨
સોવનમુદ્રા થાલસ્યું પંચસેર ચિત ચાહ રે;
મોદક લાહી ઘરઘરઇ લાછિતણુઉ લ્યઉ લાહ રે. ગ૦ ૩૩
શ્રીજિનકુશલસુરીસનઉ પદઠવણુઉ ઉચ્છાહ રે;
પાટણનગર કરાવીયઉ શ્રીઆચારિજ પાંહિ રે. ગ૦ ૩૪
શ્રીસંમેતસિષરઇ જઈ કરઇ સફલ નિજમાલ રે;
સંઘ સહિત મન રંગસ્યું જાણી પૂરવ ચાલિ રે. ગ૦ ૩૫
પરસેનાયઇ રૂંધીયા મારગ સંઘાધીસ રે;
સંઘ સબલ તે જાણિનઇ નાઠી નામી સીસ રે. ગ૦ ૩૬
લાહણિ પુંડરગિરિ પરઇ કીધી મારગ તામ રે;
સત્રૂકાર દીયઉ વલી રાખ્યઉ જિણ નિજ નામ રે. ગ૦ ૩૭
ઇમ કરિ જિનશાસનિ ઉદઉ અનશનવિધિસું લીધો રે;
સંઘપતિ સરગ પધારીયા વપુવપુ કારિજ કીધઉ રે. ગ૦ ૩૮
તાસુ પાટ વીલ્હઉ હૂયઉ તસુ ઘરિ વીના નારિ રે;
કડૂયા ધરણા તસુ થયા સુત નંદઉ સુવિચારિ રે. ગ૦ ૩૯
શ્રીસિદ્ધસેહરગિરિતણી શ્રીગિરિનારિની જાત્ર રે;
સંઘપૂજ વિલિ તિણિ કરિ પોષિ અપૂરવ પાત્ર રે. ગ૦ ૪૦
પર્વદિવસનઇ પારણઇ વિવિધ અન્ન પકવાન રે;
સાહમ્મીવચ્છલ કરઇ જાવજીવ પ્રધાન રે. ગ૦ ૪૧
ઇમ નિજધન વાવી કરી સાતે ખેત્ર પવિત્રો રે;
સુરલોકઇ લીલા લહી નિરમલ જાસુ ચરિત્રો રે. ગ૦ ૪૨
તાસુ પાટ કડૂયો હૂયો નામઇ પિણિ પરિણામ રે;
મીઠઉ અમૃતફલ જિસઉ સમરી પૂરણજ ઠામ રે. ગ૦ ૪૩

મેદપાટ દિસિ આવીયે ચિત્રકૂટનઇ વાસિ રે;
રાજાયઇ સનમાનીયઉ ફલીયઉ પુણ્યવિલાસ રે. ગ૦ ૪૪

॥ ઢાલ ॥

વાહણુ સિલામતી એ હુમેની.

ધન્યાસી.

શ્રીપતિસાહિની વાહિની એ માલવદેસતી તામ;
સુણી તિહાં આમતી એ આકુલ થયા પુરગામ. ૪૫
રાણુઉજી ઇમ કહઇ એ સંઘપતિ કરઉ ઉપાય;
જિણઇ સેના વરઇ એ પરધાનઇ તે થાય. ૪૬
તિણિ સેતી સંધિ સાચવી એ પાછી સાહિની સેન;
ઉતારી આવીયઉ એ સકતિ કરી મહુસેન. ૪૭
હિવ નગરી હરષિત હુઈ એ રાજા થઇ બહુમાન;
મંત્રીસર થાપીયઉએ દેઇ હય ગય દાન. ૪૮
હિવ કડૂયઉ મંત્રી હુઅઉ એ ગોત્થાનઉ કર છોડિ;
સુજસ જગિ જણુ લીયો એ પૂરિ મનોરથ કોડિ. ૪૯
હિવ અણુહિલ્લપત્તન ગયો એ મંત્રી ધરીય ઉલ્લાસ;
નૃપઇ બહુ માનીયઉ એ આપ્યઉ પાટણુ તાસ. ૫૦
શ્રીજિનબિંબ ભરાવિયા એ ધરચી બહુવિધ વિત્ત;
સવે કર છોડીયા એ રંજ્યાં રાજના ચિત્ત. ૫૧
લોક હતાચારિજ કરઇ એ શ્રીજિનરાજનઇ પાટ;
દિરાવઉ જિણિ વધઇ એ નંદિમહોચ્છવ થાટ. ૫૨
તિણુ ઉચ્છવ જે આવિયા એ વસ્ત્રાદિકનઇ દાનિ;
સંતોષ્યા સાહમી એ માની કાઢઇ કાન. ૫૩
ગૂજરદેસઇ જીવની એ હિંસા સગલઇ વાર;
કુમરનૃપની પરઇ એ હિવ વરતાવિ અમાર. ૫૪
શત્રુંજય જાત્રા કરી એ ભરીયા પુણ્યભંડાર;

સરગસુખ પામીયા એ કીધા કામ ઉદાર. ૫૫

મેરાગર તસુ સુત હૂઅઉ એ હરખદે તસુ નારિ;
વિમલ આબૂગિરઈએ જાત્ર કરઇ ગિરનારિ. ૫૬

વિમલગિરઇ જાત્રા કરી એ તીરથ સુગતઉ કિદ્ધ;
ગુપતિ દાનઇ કરી એ જગમઇ જસ જિણુ લિદ્ધ. ૫૭

કુલમંડણુ મંડણુ હૂઅ એ તાસુ સુપત્ત પ્રસિદ્ધ;
સુમહિમા તેહનઇ એ નારી સીલસમદ્ધ. ૫૮

તીરથયાત્રા તિણિ કરી એ સમરી વલિ નિજ ઠામ;
સપરવારઉ થઈ એ આવ્યઉ મહેવા નામિ. ૫૯

જિનપૂજન પૌષધ કરઇ એ પર્વદિવસ ધર્મકાજ;
ક્રમઇ અનશન વિધઇ એ પામ્યઉ સરગ સમાજ. ૬૦

ઉદયકરણુ ઊદો હિવ એ તસુ નંદન મતિધાર,
દયારસ પૂરીયઉ એ ઉછરંગદે ભરતાર. ૬૧

તેહના સુત બેવઇ ભલા એ નરપાલ નઇ નાગદેવ,
તેજઇ કર દનકરૂ એ કરઇ શ્રીસદગુરૂ સેવ. ૬૨

નાગદેવ ઘરિ કુલવધૂ એ નારગદે વરવશ,
ગુણઇ કર સોભતી એ ભીલવતી અવતશ. ૬૩

તાસુ તનય જય ધરૂ એ જેસલ વીરમ નામિ,
કલા ગુણુ આગલા એ સારઇ સગલા કામ. ૬૪

॥ ઢાલ ॥

પુન્યઇ પ્રીતમ મિલ્યઉ

રાગ ગુડમલ્હાર

તેહનઇ પુત્ર તિહુંહે હૂઆ જાણે ત્રિવરગ સાર રે;
ત્રિભુવનની રક્ષા ભણી વિહિ કીયો અવતાર રે. આ૦ ૬૫

શ્રીવચ્છરાજ વડઉ તિહાં દેવરાજ સુજાણુ રે,

હંસરાજ ત્રીજઉ તિહાં સુગુરૂ વપાણુ રે. ૬૬
તિહાં વચ્છરાજ સુભટ પરઇ નિજબંધ જોડિ રે;
રણમલ્લ નૃપ પાસઇ વસઇ નાણુઇ કાંઈ ખોડિ રે. ૬૭
અન્યદિનઇ સેવા ભણી કુંભાનઇ પાસિ;
રણમલ્લ નૃપતિ પધારીયા ચિત્રકૂટિ નિમાસિ. ૬૮
રણમલ્લ રાણુઇ હણ્યઉ કરી કોઇ પ્રપંચ;
નૃપ સરીકજન મારિવા ન કરઇ ઘલખંચ. ૬૯
હિવ જોધો સુત તેહનો તિણિ દેશ વિણાસ;
જાણી અંતેઉર ગ્રહી કર્યો જંગલ વાસ. ૭૦
રાજકાજ સગલા કરી વછરાજ મંત્રીસ;
જોધઉજી નિજ વસિ કીયો પૂછઇ તસુ નિસદીસ. ૭૧
વયર લેવાનઇ કારણુઇ લેઈ યોધ અનેક;
યોધઇ દાધો નિરદલ્યો રોગી જિમ લેક. ૭૨
મેદપાટ દહવટ કરી જોધો જોધપુરિ આઇ;
અંતેઉર જંગલથકી આણી હરષિત થાઇ. ૭૩
જોદ્ધાનઇ સીતા સમી નવરંગદે નારિ,
વીકમ વીદા નામિ એ હુઇ સુત સુપકાર. ૭૪
હાડી જસમાદે વનઇ જાયા ત્રિણ્હે પૂત્ર;
નીંબા સૂજા તિમ વલી સાતલ સુભ સૂત્ર. ૭૫
વીકઉ તેજ અધિક ગિણી જસમાદે દેવી;
સઉકિ તણુઇ પેધઇ લગી ઇમ ચિંતવઇ હેવ. ૭૬

उक्तं च—

वरं रङ्कुकलत्राणि वरं वैधव्यवेदना ।
वरमरण्यवासो वा मा सपत्न्याः पराभवः ॥ ७७ ॥

વિક્રમકુમર છતાં તિહાં સુજ પુત્રનઇ રાજ;

આવેસ્યઇ તિણિ રાજનઇ જણાવઇ કાજ. ૭૮
જાયા માયા ગોહીયઉ નૃપયોધ બુલાઇ;
વિક્રમનઇ ઇણિપરિ કહઇ તસુ જેમ સુહાઇ. ૭૯
જે નિજભુજ પાટઇ ધરા સુત તેહ પ્રમાણ;
ભોગવિતાં પિતૃરાજનઇ કિમ લહઇ વપાણ. ૮૦
બાપની ભોગવી માયજ્યું ભગિની પિતૃજાત;
રાજ્ય સુરી સુતનઇ કહી તિણિ સાંભલિ વાત. ૮૧
જંગલદેસ લેઈ કરી સાથઇ વછરાજ;
બુદ્ધિમંત મોટો અછઇ કરઉ તિહાં વછ રાજ. ૮૨
એહની સીષઇ ચાલિજ્યો જાઈ જંગલદેસિ;
મંત્રીનઇ પુણિ સીષઇ તું પૂઠ મ દેસિ. ૮૩
છલિ બલિ સવિ કરી સજડઉ કરી રાજ;
મંત્રી તિસઉ કરજ્યો તુમ્હે નાનઇ જિમ લાજ. ૮૪
તુમ્હ પોલઇ સુત મઇ દીયઉ તુમ્હ છઇ મતિ પ્રાણ;
મત કાઈ એહની કદે લોપઇ કોઈ આણ. ૮૫
સીષ ઇમ જિમ ત્રેવડી વછરાજ સું તેહ;
સુભ શકુનઇ વલિ પ્રેરીયઉ નવિ માવઇ દેહ. ૮૬
કાહૂંની ગામઇ રહી ભૂમીયાનરેસ;
કાઢીનઇ સુખ ભોગવઇ વામી નિજદેસ. ૮૭

॥ ઢાલ ॥

રાગ કેદાર ગઉડી.

પટરાણિ રંગાદેવિનઇ સુત થયા હરષ્યઉ રાય;
લૂણકરણ કરણ જિસઉ પ્રતાપઇ ધરઇ દાય ઉપાય,
વલિ નરઉ રાજઉ તેમ ઘડસી વલી વીસલ નામિ;
મેઘરાજ કેલ્હણસુત સવે રાષઇ જગમઇ નિજનામ.

વિક્રમનૃપ દીપઇ અધિક પડૂર જગ વાજઉ જસનઉ તૂર, આં૦ ૮૮

નૃપ વાસ કાજઇ ગઢ કર્યઉ પાષતી,
નગર નિવેસ વિવહારીયા વસિવા તિહાં આવીયા;
સુણિ સુનરેસ તિણિ નગરનઉ સુમૂહૂરતઇ સુભલગન સુંદરિ ઠામ
જિહાં ભલા મંદિર માલીયા કોડિમદેસર દીયઉ નામ. ૮૯

સવિ મંત્રિ તંત્રઇ પૂછવા વછરાજ એક પુરીણ,
પરભૂમિ પંચાનન બિરૂદ જિણિ ધર્યઉ અતિ સુપ્રવીણ;
શંત્રુજ્યદિક યાત્ર કરી જિણિ કર્યો અંગ પવિત્ર,
દેરાઉરઇ જિનકુશલની યાત્રા કરઇ વિમલચરિત્ર. ૯૦

સુલતાણુરઇ નરપતિ તિહાં બોલાઇ સુણિ જસવાદ,
વરતુરગ કરિ બહુમાનીયો પંચાંગ દેઇ પ્રસાદ;
તિણ છત્ર એકજ આપીયઉ બહુવર્ણ કરી વિચિત્ર,
વિક્રમનઇ સિરિ ધર્યો જાણે ચંદ્રમા નષત્ર. ૯૧

દેવરાજ સુત ત્રિણ્હ હૂઆ દસૂ તેજા નામિ,
ભોજજયું ત્રીજઉ ભુંણુ મંત્રી સારઇ સજનાં કામ;
હુંસરાજ હંસતણી પરઇ જલમાહિ મજ્જન કિદ્ધ,
દસૂતનયની બહુ વલી જોગા રૂપ કરણ પ્રસિદ્ધ. ૯૨

નીંબા તનય ખેતસી ખરઉ જોગા તનૂરૂહ પંચ,
સિવરાજ પંચાયણ વલી સિંહરાજ પ્રમુષ અવંચ;
ચઉવીસટ્ટઇ દેહરઇ અદ્યાપિ જસુ સંતાન,
ધ્વજારોપ કરણી નિતુ કરઇ કિમ છોડઇ કુલપુત્ર માન. ૯૩

શ્રીવંત નઇ જયવંત રૂપા પુત્ર કુલગૃહદીપ,
મંત્રી કર્ણ સુત શ્રીપાલ દીપઇ જાણિ સુગતા સીપ;
સદારંગ રાયમલ્લાદિ તસુ સુત હુઇ તેજા પુત્ર,
શ્રીવંતના સુત પદમસી ઉદાદિક મંત્ર સુનેત્ર. ૯૪

વછરાજ નઇ ઘરઘરણિ વાલ્હાદેવિના સુત સિંહ,'

કર્મસિંહ શ્રીવરસિંહ સોહઇ નરસિંહ;
વલી રતનસીની નારિ કોતકદેવિ,
તસુ પુત્ર રાજા સૂરિજમલ્લ સંસાર સગુણ ગજરેવ. ૯૫

મંત્રિ રાજધર સુત માલ પીથા વલી જઇતા જાણ,
સંસારચંદ્ર સુત માન માનઇ કરી મેરૂ સમાણ;
રત્નસીહ સીત વસ્તા વલી રાયમલ્લ માંડણ નૂર,
વસ્તપાલ સુત સુરતાણ સાંકર ઠાકુરસીહ સનૂર. ૯૬

વયરસલ્લ ભાખરસીહ આદિક મંત્રિ નૂરા જાત,
રાયચંદ નેતસી પ્રમુખ માંડણ તનય મઙ વિખ્યાત;
ધનરાજ મહં રાયપાલસુત રામદાસ સામીદાસ,
નરસિંહ સુત નવ થયા નવનિધિ જિમ પૂરઇ આસ. ૯૭

ભીમરાજ અષા વયર વાઘા વર પંચાયણ જમિ,
દૂદરાજ સાંગઉ જિણ્રૂ ગોડાસુમતિકરિ અભિરામિ;
વિક્રમનરેસર વંસ હિવ જાગીયઉ લૂણકરણ,
અવતાર લીધઉ દાનદેવા જાણેવા કરણ. ૯૮

લૂણકર્ણનઇ સુત જયતસી પરતાપસી સુપ્રતાપ,
રતનસીહ તેજા વયસી રૂપસીહ કૃષ્ણ નિપાપ;
શ્રીરામજી તિમ નેતસી કરમસી સૂરજમલ્લ,
કર્મસિંહ મંત્રીસર હૂયઉ હિવ સુરમણિ જિમ અમુલ્લ. ૯૯

લૂણકર્ણ નઇ લહુવયઇ ટીલઉ રાજનઉ જિણ દિદ્ધ,
વિધુ જલધિ ઇદ્રિય ચંદ્ર વત્સરિ વીકાનયર પ્રસિદ્ધ;
ગઢ કીયઉ તિહાં શ્રીકર્મસિહઇં નમિવિહાર ઉદાર,
બહુવિત્ત ષરચિ કરાવીયઉ ધન જે કરઇ એ ઉદાર. ૧૦૦

શ્રીસાંતિસાગરસૂરિ પાહઇ નંદિમહમંડાણિ,
*જિણહંસસૂરિ થપાવીયઉ નાંદ કરી ષનરી કાણિ;*
મુનિવેશદાનિ સંતોષાયા જે મિલ્યા ઉચ્છવિ તત્થ,

સાહમીવછલ વલિ કીયઉ ધન તેહિજ ગુણસુકયત્થ. ૧૦૧

માંગણાં 'મ''ન' કારાંથકી જિણિ મુંજિ ભોજનરિંદ,
ધનદાન કરિ મુંકાવીયા જસુ નમઇ સકલનરિંદ;
પુડંરગિરઇ રૈવતગિરઇ આબૂયઇ શ્રીજિનયાત્ર,
મુગતઉ કરી સંઘનઇ કરાવઇ શ્રીસિદ્ધપેત્રિ સનાત્ર. ૧૦૨

મારગઇ લાહણુ સાહમીઘરિ આપતઉ મંત્રીસ,
પદઠવણિ ચૈત્યઇ જાત્ર કરિ ઘરચીઉ ઘરિ સુજગીસ;
પિરાહ્યાં ત્રિહુ લાપ દાનઇ જેહ નિસુણી વાત,
સત્રૂકાર સુગ જલનિધિ કરમભૂમી વચ્છરિ થઇ સુહાંત. ૧૦૩

જિણિ કલ્પપુસ્તક ચવદ વરસાં ગ્રીમ હરપ વંચાઇ,
બહુ દ્રવ્ય ધરચઉ અન્યદા ચિત્રકૂટિ પ્રભુસ્યું થાઇ;
રાજકુમરિ બીજે આવીય એ નિજ સામિનઇ દે ચોભ,
વીવાહ ઉચ્છવ હિવ કરાવી વધારી જિણુ સોભ. ૧૦૪

રસભૂત ઇપુ વિધુ પ્રમિત વચ્છરિ થાપના જસ લીધ,
નમિચૈત્ય ગગન મુનિ સમિતિ શશિ વરસિ પૂરણુ સિધ;
અન્યદા પહુતા લૂણુકર્ણસ્યું નંદીગોકુલ મંત્રિ,
અરિ ઘાત કરિવા વૈરિસું રણુ લાગઉ કિણુહી મંત્રિ. ૧૦૫

મંત્રીસ કરિ જિનપૂજિ પહિલા સમરિ શ્રીનવકારિ,
સાગાર અણુસણુ લેઇ સરણા ચ્યારિ કરીય ઉદાર;
લૂણુકર્ણ આગઇં રણુભિડી સુરલોક લીલા લીન,
માનવંત પુરૂષ કહઉ કિસું કિમ થાઇ મનમઇ દીનિ. ૧૦૬

રાજસી મેધા મંત્રિ શ્રીપરતાપસિંહ હજૂર,
પરલોકિ પહુતા રણુ કરી કિમ મુકઇ જે હૂઇ સર;
લૂણુકર્ણજી નિજરાજમુદ્રા જયતસીનઇ દેઇ,
રવિ તેજ નિજ જિમ સાંઝવેલાં વેસાનર હિં ઠવેઇ. ૧૦૭

હિવ જયતસીનૃપ રાજ પાલઇ વૈર ગજગઢ સિંહ,
તેહના સુત કલ્યાણમલ શ્રીમાલદેઇ નૃસિંહ;
ભીમ કાન્હ ઠાકુરસીહ શ્રીકસમીરદેવી જાત,
પૂર્ણમલ્લ સુરસિંહ અચલ માન શ્રીરંગ કહાત. ૧૦૮

વરસિંહ મંત્રી તેહનઇ થપ્પિયઉ ગુણહિ ગંભીર,
શીલવંત વીઝાદે સુજસ જસ ગંગાનીર;
ચાંપાનયરિ છમ્માસ મદફરસહિ સેવા કિદ્ધ,
પુંડરીકગિરિ જાત્રાતણઉ ફુરમાણ કરાવી લિદ્ધ. ૧૦૯

ગઢતણી કૂચી હાથિ જસુ સવિ દેશનઉ રપપાલ,
ગિરિવિમલ અર્બુદ રૈવતઇ કરિ સંઘની સંભાલ;
જાત્રા કરી લાહણુ દીયઇ મારગઇ મદફરિ સાહિ,
બહુમાનીયો આંણી નિજમંદિરમાહિ. ૧૧૦

સત્રૂકાર જિણિ મંડાવીયઉ જુગજીત પ્રવચન પાત,
શરચંદ્રવર દેરાઉરઇ જિનકુશલસૂરિની જાત્ર,
કરવા નવિ કરિ સકઇ સામુહો આઇ બઇઠ,
નિસસુપનિ આવી ઇમ કહઇ મુઝ ગડા લઇ કરો રે પઇટ્ઠ. ૧૧૧

ઇહાંથકી જાત્રા માનિસ્યું મતિ કરો કોઇ પ્રયાસ,
શ્રીગડાલા તીરથ થયો સવિ પૂરવઇ મન આસ;
વરસિંહના સુત હિવ થયા મેઘરાજ શ્રીનગરાજ,
મંત્રિ અમરશ્રી ભોજરાજ ડૂંગરસીહ સધર હરરાજ. ૧૧૨

મેઘરાજ સુત સાહસીયા પદમસી વયરસીહ,
પદમસી સુત શ્રીચંદ્ર મતિ કરિ મંત્રિયા મહિસીહ;
વઇરસિંઘના સુત દોઇ દિસઇ સદારંગ કપૂર,
હરિરાજનઉ સુત ચોખ તસુ સુત ભયરવદાસ અક્રૂર. ૧૧૩

ભોજરાજ સુત વય રામ કહીયઇ અમરસિંહ તનૂજ,
સીયા સીહા સીમા સુણીજઇ કરઇ જિનવર પૂજ,

સિંહરાજ વલિ હિવ સિવરાજ હિમ સીયા તનૂરૂહ ચ્યારિ,
અર્જુન મહં પીમસીહ સુરજણ ઝાંઝણસી સુવિચાર. ૧૧૪

જેસિંહદે જીવરાજ જગહથ મંત્રિ સીહાપુત્ર,
સીમા તનુજ રાઘવ પંચા હમીર પ્રમુખ સુમિત્ર;
રાયમલ્લ રાસા પ્રમુખ શ્રીસિંહ સુવવીત,
ઘડસીહ જગમલાદિ સુત સિવરાજના અધિક વિનીત. ૧૧૫

ડૂંગરસીહ સુત નરવદ ભાણીજઇ તાસુ સુત પરધાન,
મંત્રિ અચલ ભારહમલ્લ લાષણસીહ પ્રમુપ સમાન;
રાઉ જયતસીહઇ થપ્પપઉ મતમંત શ્રીનગરાજ,
ગિરિરાજ શ્રીગિરિનારિ યાત્રા કરિ ભવસાયર પાજ. ૧૧૬

પ્રતિગ્રામ લાહણ સાહમી ઘરિ કરી તિણિ અભિરામ,
અન્યદા શ્રીમાનદેવ ભૂપતિ જંગલીપુરગામ;
લેવાતણી સેના સજી આવિવા લાગઉ જામ,
નૃપ ભણઇ મંત્રી મંત્રિ રાષઉ અમ્હારી એ મામ. ૧૧૭

નગરાજ મંત્રીસર વિમાસઇ સબલ શ્રીમાલદેવ,
વિગ્રહઇ કિમ પૂજીયઇ એસ્યું હવઇ સારઇ દેવ;
પર નિબલ નૃપથી કાજ એહવો સરઇ કિણહી ન કાજ,
એરંડદ્રુમિ ગજરાજની કિમ ભાજઇ સગલી પાજ. ૧૧૮

છીલહરઇ મનહંસ પૂરઇ હંસની કહિ કાઇ,
આભરણ પીતલતણા હેમની હામ કિમ પૂરાઇ;
સુરતાણસાહિ સેવા કરીનઇ કીજઇ એ કામ,
એ મંત્ર કરિ ચાલ્યઉ નગો કિમ લાગઇ સોવન સાંમ. ૧૧૯

કર ભેટિ કરવર કરભ હયવર રંજિયઉ સુરતાણ,
પાછલિ કુમરકલ્યાણ સરસઇ મૂકિયઉ ભય જાણ;
રાજલોક પિણિ તિહાં ગયઉ હિવ તિહાં આવિયો નૃપરાજ,
માલસ્યું સામ્હઉ ઝૂઝિયો કિમ સરભ સહઇ ઘનગાજ. ૧૨૦

વિપ્ર ભીમરામ મંત્રરાજ આગલિ ખરઇ થાંડઇ પેલિ,
સંગ્રામ કરિ પરલોક પહુતો જયતસીરી ગયલિ;
રણુ ઝૂઝતા કિમ સૂર પાછા પગ દિખાવઇ આજ,
વરપુત્ર માતા જનકનઇ કિમ તે આણાવઇ લાજ. ૧૨૧

यतः—

संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम्. ॥ १२२ ॥
अभिमुखागतमार्गणधोरणीध्वजमुपल्लवतांगणगह्वरे ।
वितरणे च रणे च समुद्यते भवति कोपदृढो विरलः पुमान् ॥ १२३ ॥

જયતસી રણમાહિ રહ્યો જાંણી લેઇ જંગલદેશ,
માલદેવ પુરિ જંગલ પહુતઉ ફણધરી જિમ સેસ;
સાહિ સેન સજિ નગરાજ આવ્યઉ ભંજિયો રિપુવાસ,
રણસૂરિ હરિ અરિ સૂર તમભર અધિકઉ કીઉ પ્રકાસ. ૧૨૪
નિજ ભૂમ વાલી જયતહથો હિવ આવિયો નિજ ઠામિ,
સેરસાહ કરિ કલ્યાણનઇ ટીલઉ દિવારઇ તામ;
મંત્રીસ સાહિનઇ સાથિ આવ્યઉ મૂકિ વીકાનેર,
કલ્યાણ નૃપનઇ હિવ પુત્રી સાહિ ભેજઇ મંત્રિનઇ ફેરિ. ૧૨૫
આવતાં શ્રીઅજમેરૂ પહુતા સરગિ અણુસણુ લેઉ,
ઇહલોક નઇ પરલોકના બુધ કરઇ કારિજ બેઉ;
કલ્યાણમલ હિવ રાજ પાલઇ તેજ કરિય મહલ્લ,
નગરાજના સુત ત્રિણ્હ હૂઆ ચાલઇ પૂરવ ચલ્લ. ૧૨૬
કલિયુગઇ કૃતયુગ પ્રમુખસ્યું અવતર્યા એ ધરિ દેહ,
વિધિ વિષ્ણુ ગોરીપતિ કિસું અથવા હૂઆ ધર નેહ;
મંત્રીસ દેવા સગુણરાણા સુમતિ શ્રીસંગ્રામ,
મંત્રીયાંમાંહે મહત જસુ જાણઇ સુજસ સંગ્રામિ. ૧૨૭
કલ્યાણરાજઇ માનિયો જિમ સુરગુરૂ સુરરાજ,
દેવા તનૂરૂહ ચ્યારિ મોહાજલ જિસઉ દ્વિજરાજ;

વર અભય માના મંત્રિ રાણુ પુત્ર અમૃત સુજાન,
સંગ્રામનઇ ઘર ઘરણિ ત્રિણ્હે કલ્પલતા જિમ દાનિ. ૧૨૮

ઈશ્વિર ઘરઇ વર જયા વિજયા સિવા સોહઇ જેમં,
સુરતાણુદે સિરતાજ રામરઇ જિન ભણી ધરિ પ્રેમ,
ગુરૂભગત ભગતાદેવિ ભાગસોભાગ ભર જગિ જાસ,
સુરૂપદેવિ મંત્રિ સંગ્રામ મંદિરિ તિ મહિમાનઉ નિવાસ. ૧૨૯

॥ ઢાલ ॥

રાગ સામેરી.

મતિસાગર મુહતઉ જાણી સેરસાહઇ સગુણ વખાણી;
સંગ્રામ મંત્રીસર થાપ્યો જગમઇ જસ તેહનો વ્યાપ્યો. ૧૩૦

આબૂગિરિ શ્રીગિરિનારઇ કરિ જાત્રા જિણંદ જુહારઇ;
વિમલાગિરિ ગુરૂઅઇ ભાવઇ સેના સજિ જાત્રનું આવઇ. ૧૩૧

મુગતાચલ કીધો મુગતો કંચણ દત દીધો જુગતો;
કોટીધજ સાહાં સાધઇ ઇંદ્રમાલ પહરિ જસ રાખઇ. ૧૩૨

આયા જિનિ જિનિ પુર ગામઇ લાહણ કીધી સંગ્રામઇ;
સનમુખ સબ ઠાકુર આઈ સનમાનઇ દેઇ વધાવઈ. ૧૩૩

વલતા ચિત્રકૂટિ પધારઇ રાણોજી મહત વધારઇ;
લેઇ પૂરો અમ્હનો કોડ અસગ્રામ ગજાની જોડ. ૧૩૪

સામિ ધરમી મંત્રિ ન ઢૂકો લેવાનઇ લોભ ન ચૂકો;
બોલાયો નૃપ કલ્યાનઇ સેના સજિ આયો ત્રાણઇ. ૧૩૫

વિચિ માલદેવસ્યું વાત કર દેખિ રમઇ છલ ઘાત;
મધ્યદેશમાહિ નવિ પઇઠો નિજમંડલ આઈ બઇઠા. ૧૩૬

કરિ તોરણ વંદરમાલ આવ્યા સનમુખ ભૂપાલ;
પહુતાં કીધો પઇસારો નગરીજન હરખ્યો સારો. ૧૩૭

અનુક્રમિ રિપુના બલ પાલી સવિ રાજ ધુરા કરિ આલી;
· જિનચંદ્ર ક્રિયાઉદ્ધારઇ ઉચ્છવ કરઇ દ્રવ્ય અપારઇ. ૧૩૮

બુધનઇ ધન દેઇ ઉદાર શિષ્યાંનઇ પ્રકરણ પાર;
પહુચાવઇ જ્ઞાનનો દાન સગલામાંહિ પ્રધાન. ૧૩૯

સુષહેતુ વિમલગિરિ સિષરઇ વિધિચૈત્ય કરાવઇ સુપરઇ;
દુરભિષિ દે સત્રૂકાર કીધો સગલઇ ઉપગાર, ૧૪૦

કારાવઇ પૌષધશાલ માતાનઇ પુણ્યિ વિસાલ;
પુરિ લાહણુ રૂપાનાણુઇ કારાવઇ જિન પરમાણુઇ. ૧૪૧

ચિત્રકૂટિ કલ્યાણુ વિવાહઇ દ્રવ્ય ષરચી ષરચ ઉછાહઇ;
સોહાયો વિક્રમરાય જાણુઇ સબ મંત્ર ઉપાય. ૧૪૨

હુઇ હાજીષાંન હજૂર મિલિ હુસનકુલીસ્યું સૂર;
તવ સંધિ કરી મંત્રિરાજ રાષઇ જિનમંદિર રાજ. ૧૪૩

ઇહ જિનશાસન સોહ કરિ કીધો સરગ આરોહ;
સંગ્રામિ મંત્રિ કુલદીવો ક્રમચંદ્ર મંત્રીસર જીવો. ૧૪૪

· ॥ ઢાલ ॥

પૂજ્ય આવ્યા તે આસા ફલી શ્રીખરતરગણધાર રે. એ દેશી.

રાણી રતનાવતી જનમિયા રાયસિંહ નૃપ રામસિંહ રે;
સુરતાણુ પૃથ્વીરાય ભાણુજી ગોપાલ અમર રાગવસિંહ રે. ૧૪૫

વીકાવંશ ઇણુપરિ વાધીયો બડઉ રે વચ્છાવંસ સાથિ રે;
સામિ ધરમ અમૃતવેલડી થઇ અમૃતફલ હાથિ રે. આં૦ ૧૪૬

મંત્રિ સંગ્રામના સુત ભલા શ્રીચંદ્ર જસવંત રે;
રાય કલ્યાણે થાપિયો ક્રમચંદ્ર મંત્ર મહંત રે. વી૦ ૧૪૭

શત્રુંજય રૈવતગિરઇ શ્રીષંભાયત જાતિ રે;
કીધી અર્બુદગિરિ ચડી પરિજન લેઇ સંઘાતિ રે. ૧૪૮

. રામસિંહ કુમરઇ માનીયો રાયકલ્યાણુનઉ મંત્રિ રે;

ઇક સિંઘ નઇ વલિ પાપર્યો સવિ નૃપ જાસુ નમંતિ રે. ૧૪૯
અન્યદિવસ સાહિ સેવિવા કુમરસ્યું કર આલોચ રે;
રાય કલ્યાણુનઇ વીનવ્યો નહી કાંઈ બીજી સોચ રે. ૧૫૦
રાજનઇ ચિત્તમઇ જે હુવઇ તે કહો મુઝ ભણી આજ રે;
તબ કલ્યાણનૃપ ઇમ ભણઇ પૂર્વજનો એ કાજ રે. ૧૫૧
શ્રીવિક્રમિ ઇમ ઇછયો સારણેસર નઇ સાર રે;
એક ઘડી જઇ ઘોષિ હું રહું જોધપુર મઝાર રે. ૧૫૨
તો હું કમલપૂજા કરૂં તિણિ એ બોલિ નિરવાણુ રે;
આડિમઉ સાહજી સેવિનઇ તુમ્હ છઉ અધિક સુજાણુ રે. ૧૫૩
કરિ સેવા અરિ નરદલી રાયસિંહસ્યું મંત્રિરાજ રે;
સાહિ સંતોષી પામિયો શ્રીયોધપુરનો રાજ રે. ૧૫૪
યોધપુર ગોપઇ હરષિયો બઇઠો રાયકલ્યાણ રે;
ધન્ય તું મંત્રિ ઇમ વર્ણવઇ ચાડી પ્રતિજ્ઞા પ્રમાણ રે. ૧૫૫
તવ રાય મંત્રીનઇ કહઇ વર તું માંગિ વિમાસ રે;
રાજ પ્રસાદઇ માહરઇ છઇ સવિ લીલવિલાસ રે. ૧૫૬
પુણિ ધરમની કરણી ઇસી માગુંછું ઉલાસ રે;
કંદોઈ ઘાંચી વલી કુંભાર જાં ચોમાસ રે. ૧૫૭
ન કરઇ નિજકરણી તિકે જાં લગિ તુમ્હ છઇ આણુ રે;
એ પુણ્ય મોટઉ ખાટિવો દયાધર્મ સહૂ સમાણુ રે. ૧૫૮
માલ છુડાયો તેહનો જે નવકારના ધાર રે;
ચોથો ભાગ વલિ છોડિવઉ દાનમંડપિ સુષકાર રે. ૧૫૯
છાલીનઉ કર છોડિવઉ એ સવિ માની વાતિ રે;
એ માંગ્યઉ તુઝનઇ દીયો પ્રીતિ ધરી ઇણિ ભાતિ રે. ૧૬૦
માહરી સંતતિ જે હુવઇ તાહરી સંતતિ જામ રે;
અણુમાંગ્યઉ મુઝનઇ દીયો ઊતરઇ નહી ક્યારિ ગ્રામ રે. ૧૬૧

છાપ કરી કાગલ દીયો મંત્રીસરનઇ હાથિ રે;
અન્યદિનઇ બ્રાહ્મ મીરજો કરિ સુભટા સાથિ રે. ૧૬૨
ડિલ્લી રાજ લેવા ભણી જાતો નાગોરનઇ પાસિ રે;
સાહિ હુકમ મંત્રી આવીયો સધરસેનાનઇ ઉકાસિ રે. ૧૬૩
કુમર શ્રીરાયસિંહસ્યું જા તણ મીરજા સેન સાજિ રે;
નાસિ દિસોદિસ તે ગઇ મૂકી કરી નિજ લાજ રે. ૧૬૪
ગૂજરમંડલિ અન્યદા સાહિસ્યું રાયસિંહ રાય રે;
પહુતો મહમદમીરજો જીતો તિહાં રણુ લાય રે. ૧૬૫
સોઝતિ સિવયાણો વલી લીધો નિજબલ સાધિ રે;
જાલોરરો ધણી વસિ કરિ આબૂ લીધો અગાધ રે. ૧૬૬
અભયકુમાર જિસો વાંણુકો રોહક જિસો સગડાલ રે;
કાપો તેહવો મત કરી તેહવો મંત્રિ ભૂપાલ રે. ૧૬૭
યવનસેનાયઇ આક્રમ્યો આબૂતીરથ જાણિ રે;
સાહિ ફુરમાણુ કરિ રાખીયો જનમ કીયો સુપ્રમાણુ રે. ૧૬૮
બાંદિ છુડાવી દેસની અસન વસનિ સનમાનિ રે;
નિજ નિજ દેસ પહુતી કરી એહજ જિણિ ધિન ગાનિ રે. ૧૬૯
દાતારે કર પંચીયો જલધર ષાંચી ધાર રે;
તિણુ અવસર કણુ કંચણુઇ વૂઠો રાય સધાર રે. ૧૭૦
શ્રીસેપઇ ધરતી ધરી જાતાં જિમ પાતાલ રે;
જિમ સાંગોતિ ડૂલતી રાષી પ્રજા ઇણુ કાલિ રે. ૧૭૧
જઇ મહુતો સોવનતણો કરત તિવારઇ લોભ રે;
પડતાં પ્રજ પ્રસાદનઇ કુણુ આભત તિહાં થોભ રે. ૧૭૨
સત્રૂકાર દેઈ કરી તેરહમાસાં સીમ રે;
હૂલી ધરણી જિનિ ધરી અરિભયભંજણુભીમ રે. ૧૭૩
પઇત્રીસઇ દુરભખિ પડઇ રોગિલ નબલા લોક રે;
સાજા કરઇ મંત્રવી દેઈ સગલા થોક રે. ૧૭૪

નિબલા જે સાહમી તિહાં આવ્યા મંત્રિનઇ પાસિં રે;
દેઈ વરષવરો તિહાં પૂરી મનની આસ રે. ૧૭૫

તેરહ માસનઇ છેહડઇ દેઈ સંબલ હાથિ રે;
પહુચાયા નિજમંડલઇ મેલી તેહનઇ સાથિ રે. ૧૭૬

તુરસમષાનઇ લૂટતાં સાર સીરોહીદેસ રે;
સહસ જિણિંદ પ્રતિમા ગ્રહી જાણી સોવન લેસ રે. ૧૭૭

સાહિદરબારઇ આણીયા મંત્રીસર વર ભાવિ રે;
સોનઈયા દેઈ કરી છોડાવઇ તિહાં આવિ રે. ૧૭૮

સાહ સારંગ સંતતિ વિના સોવન ભૂષણ કાઇ રે;
ન લહઇ પાએ પહિરવા ઇસો સાહિ પસાઇ રે. ૧૭૯

વાતે મંત્રીસર રંજવી સાહિથી હુઉ પાય રે;
વછ સંતતિ વણિંની પહરઇ સોવન પાઇ રે. ૧૮૦

તુરસમષાનઇ આણિયા વાણિયા વંદઇ જેહ રે;
ગૂજરમંડલથી સવે છોડાવઇ મંત્રિ તેહ રે. ૧૮૧

જૈને યાચક ભણી જિણ દિયા પરવાહઇ ગજવાજ રે;
શત્રુજઇ મથુરાપુરઇ દેઈ દ્રવ્યનો સાર રે. ૧૮૨

જીર્ણોદ્ધાર કરાવિયા લાહણુ સગલઇ દેઇ રે;
ઉત્તરિ જા કાંબિલપુરી ઇમ જગમઇ સોહ લેઇ રે. ૧૮૩

અંગ અગ્યારહ સાંભલ્યા ગીતારથ ગુરૂપાસિ રે;
આગમ લિષા આપીયો હરષઇ જિણ ધનરાસિ રે. ૧૮૪

ગિરિનારઇ પુંડરગિરઇ ચૈત્ય કરાવિવા સાર રે;
ધન ષરચઇ તૃણની પરઇ કીરતિ સમુદ્રાં પારિ રે. ૧૮૫

ચઉપર્વી પાલઇ જિહાં કારૂ તરૂનો છેદ રે;
ન કરી સકઇ કોઈ કિહાં જાણઇ ધરમનો ભેદ રે. ૧૮૬

સતલંજ ઉંક રાવીતણા ઉવારઇ સવ મીન રે;

રાયસિંહ રાજાઇ મંત્રવી પાલઇ સવ હીન રે. ૧૮૭

રાયસિંહ ફોજ લેઈ કરી હઠફઇ બલોચાની માલ રે;
ભાંજી કિમ કહિ હરણુ વીસહઇ સંહારી ફાલ રે. ૧૮૮

उक्तं च—

जाम न विडइ कुंभयडि सीह सवेड चडक;
ताम समत्तहं मयगलहं पई पइ वज्जइ ढक. १८६

બંદિય જે તિહાં આવીયા છોડાવઇ મંત્રિરાજ રે;
સ્નાત્ર કરાવઇ જિણુતણા દેહરઇ નિતુ સુખકાજિ રે. ૧૯૦

શ્રીજિનકુશલસૂરિંદના થૂભ કરાવઇ અનેક રે;
તિણુથી ઉદઉ દિન દિન ઘણો વંસની રાષતો ટેક રે. વી૦ ૧૯૧

॥ ઢાલ ॥

ઈસાણિંદ પોલ ધરઇ. એ દેસી.

મંત્રી સુત સોહઇ સદા ભાગ્યચંદ્ર વડભાડ રે;
લષમીચંદ્ર ગુણે ભલો રાજ્ય ધુરાનઇ લાગ રે. ૧૯૨

ધર્મ પ્રસાદઇ દિન દિનઇ શ્રીવછરાજનો વંસ રે;
ઉત્તર અયનઇ રવિ જિસઉ દીપ્યો કુલ અવતંસ રે. આંકણી. ૧૯૩

રાયસિંહ રાજાનઇ દીયો શ્રીસાહિ સનમાનિ રે;
રાજા બિરૂદ રંગઇ કિયો પંચહજારી ગાનિ રે. ધ૦ ૧૯૪

ભૂપતિ દલપતિ રાજના સુત જસવંતદે જાત રે;
કૃષ્ણુસિંહ સૂરિ જિસો સૂરિજસિંહ વિખ્યાત રે. ધ૦ ૧૯૫

દેવવસઇ નિજ સામિનો કલુષચિત્ત મનિ જાણિ રે;
હુંણહાર કહુ કમિ મિટઇ વલિ કલિયુગ અહિનાણુ રે. ધ૦ ૧૯૬

આણુ લેઇ શ્રીરાજની નિજપરિ જિન સવિ લેઇ રે;
સ્વામિ ધરમ શ્રીમંત્રિજી મેડતઇ વાસ કરેઇ રે. ધ૦ ૧૯૭

નિર્મલ....જલતણો રાજહંસિ જિ પિદ્ધ રે;
તે ઓછઇ જલિ કિમ પીયઇ મલસેવાલ અસુદ્ધ રે. ધ૦ ૧૯૮

તિમ જિણિ નૃપ એ સેવીયો તે કિમ કરઇ પરસેવ રે;
કુંડજલઇ કિમ રઇ કરઇ જિણુ ગજગાહિ ગેવ રે. ધ૦ ૧૯૯

શ્રીફ્લવધિ પ્રભુપાસની સેવા કરિવા જાહિ રે;
જાસુ પ્રસાદઇ જાગતી જગમઇ મહિમા થાઇ રે. ધ૦ ૨૦૦

શ્રીજિનદત્તસુરિંદની સેવા કરઇ વિસેસ રે;
શ્રીજિનકુશલ પ્રસાદથી ચિંતા નહી લવલેસ રે. ધ૦ ૨૦૧

મંત્રીસર મતિ આગલો સાંભલિ શ્રીસુરતાણુ રે;
શ્રીરાયસિંહ સુધાદીયો ઓલાવણુ ફુરમાણુ રે. ધ૦ ૨૦૨

પામી નૃપજન કરથકી શ્રીસાહિનો ફુરમાણુ રે;
લેઇ સુભટ ઘટા ઘણી ગજસજ વર કેકાણુ રે. ધ૦ ૨૦૩

શુભ શકુને ઊમાહીયો આયો શ્રીઅજમેરૂ રે;
જાત્ર કરિ ગુરૂની ગિણઇ ધન દિન જગિ મેરૂ રે. ધ૦ ૨૦૪

શ્રીલાહોરઇ આવીયો દેખી સાહિ સનૂર રે;
ભેટિ દેઇ સંતોષીયો મિલિયો સાહિ હજૂર રે. ધ૦ ૨૦૫

સાહિ દલાસા હિમ દીયોઇ તો સમ કુન મતિમંત રે;
વપતરદાર તૂં આવીયો રહિ દરણાર નિશ્ચિંત રે. ધ૦ ૨૦૬

મ કરિ ચિંત કાંઈ ઇહાં બડા કરૂં સઇ તોઇ રે;
બાપુબપુ ભાગ્યતણી દશા જિહાં જાઅઇ તિહાં સોહ રે. ધ૦ ૨૦૭

સાહિઇ ગજપતિ મંત્રિનઇ બકસ્યો શ્રીદરબાર રે;
અરૂ સિકારિ હય સંપીયો સોવન સાખત સાર રે. ધ૦ ૨૦૮

ગરથ ગંજ ઘઇ રાખિવા દાનતદાર વિમાસિ રે;
ઘઇઉ જે હતો સામિની રાખઇ શ્રીનિજ પાસ રે. ધ૦ ૨૦૯

મૂલ નક્ષત્ર જાઈ સુતા શ્રીસેખૂનઇ જાણિ રે;
સાહિ હુકમ સાંતિક કીયો હેમ રજતકુંભ આણિ રે. ધ૦ ૨૧૦

તિહાં મંગલવઇ આવીયો શ્રીસલેમ સુરતાણુ રે;

લોટિ સહસ દસ રૂપ્યની દેખિ ભયો હયરાન રે. ધ૦ ૨૧૧
સાંતિકજલ લેઈ કરઇ અંતેઉરનઇ સંગિ રે;
શ્રીજી નયનિ લગાવિયો મંત્રિ રહ્ય રલીરંગ રે. ધ૦ ૨૧૨

॥ ઢાલ ॥

રાગ આસાઉરી.

આમવકલપા થાન એ દેશી

અન્યદિવસ રસમાંહિ સાહિજી એમ કહઇ રી;
કુન જિનદરસનમાંહિ સદગુરૂ રૈય વહઇ રી. આં ૨૧૩

તબ બોલઇ ગુણુ જાણુ પંડિત જિન, ઉલસઇ રી;
શ્રીજિનચંદ્ર મહંત શ્રીજિનરાસવસઇ રી. અન્ય૦ ૨૧૪

તિનકો કુન ઇહાં શિષ્ય શ્રીકમચંદ્ર અછઇ રી;
બોલાવઇ તસુ પાસિ દે ફુરમાણુ પછઇ રી. અન્ય૦ ૨૧૫

વિજમિતીયા ફુરમાન સેતી ભેજઇ તિહાં રી;
ગૂજરમંડલ તામ ત્રંબાવતી જિહાં રી. અન્ય૦ ૨૧૬

સુભશકુને ઉચ્છાહ વિઉણો ચિત્ત ધરી રી;
આએ ગીરોહીમાંહિ ભૂપતિ સેવ કરી રી. અન્ય ૨૧૭

તિહાં નૃપ શ્રીસુરતાણુ ઉચ્છવ કરઇ સગલઇ રી,
જીવદયાનો લાભ આપઇ ચિત્ત પરઇ રી. અન્ય૦ ૨૧૮

સોવનગિરિ ચઉમાસ રાયે આહિ પુગી રી,
દેઈ નિજ ફુરમાન ભાગકી લીલ ઇસી રી. અન્ય૦ ૨૧૯

મગસિરિ કરીય વિહાર મેડતઇ નાગપુરઇ રી;
વિચિ વંદાવી સંઘ આએ સુજ વરઇ રી. અન્ય૦ ૨૨૦

તહાં વિક્રમપુર સંઘ વંદઇ હરપ ઘણુઇ રી;
પરચાઇ દ્રવ્ય અપાર જય જય લોક ભણુઇ રી. અન્ય૦ ૨૨૧

મરૂમંડલ અવગાહિ આએ દિલ્લીપુરઇ રી;

કરઇ મહોચ્છવ સંઘ પુણ્યભંડાર ભરઇ રી. અન્ય૦ ૨૨૨
સાંકર સુત વીરદાસ અવસર લહિ સુપરઇ રી;
સાથિ થઈ લાહોર મારગિ ભગત કરઇ રી. અન્ય૦ ૨૨૩
સરસામાહિ પધાર ફાગુણ્ય પષિ ઊજલઇ રી;
બારિસિ દિનિ લાહોર શ્રીસાહિજીનઇ મિલઇ રી. અન્ય૦ ૨૨૪
ગઉષથકી પાતિસાહ મનસુષ આવિ અષઇ રી;
બહુત મહુત ઘઇ સ્વામિ અબ તુમ્હ આઇ સુષઇ રી. અન્ય૦ ૨૨૫
જુ કછુ ભયો તુમ્હ પેદ આવત પથ મહી રી;
દૂર કરંગો તેહ તુમ્હપઇ નિયમ ગહી રી. અન્ય૦ ૨૨૬
હમસેતી હરરોજ ધરમકથા કહીયઇ રી;
અઇસી કહો કછુ દ્રાહ રાષી રહમ હીયઇ રી. અન્ય૦ ૨૨૭
જઇસી કૃપા તુઝ ચિત્તિ સંતતિકઇભી તિસીરી;
થાઉ ધરમ પ્રમાણિ દોલતિ ઘર વિલસી રી. અન્ય૦ ૨૨૮
સાહિ હુકમ નિજઠામિ આએ મ ગુરૂ ભલઇ રી;
મંત્રીસરકુ પૂછિ ડાહાં મતિ ન ડુલઇ રી. અન્ય૦ ૨૨૯
પરગત સાહિ પ્રવેસ ઉચ્છવિ દાન દિયઇ રી;
પરચી બહુલો દ્રવ્ય જગમઇ સુજસ લીયઇ રી. અન્ય૦ ૨૩૦

॥ ઢાલ ॥

ગઉડી રાગ.

મન મોહિ રહ્યો રે. એ દેસી.

બડઇ ગુરૂ સાહિઇ કહ્યો ગુરૂ સોહઇ રે,
વિરૂદ હૂઅઉ વિખ્યાત, સાધુ ગુરૂ સોહઇ રે;
સાહિનઇ આગ્રહિ તિહાં રહ્યા ગુરૂ૦ વરષાવાસઇ સુહાત. સા૦ ૨૩૧
દ્વારાવતી દેહરાંતણો ગુરૂ૦ સાંભલિ બહુત વિનાસ; સાધુ૦
રક્ષાકારણિ વીનવ્યો ગુ૦ બોલઇ સાહિ ઉલ્હાસ. સા૦ ૨૩૨

શત્રુંજય આદિક જિકે ગુ૦ તીરથ જેહુનો ઉદ્ધાર; સા૦
તુઅકું મઇ બકસ્યા સવે ગુ૦ કરિવી તિણિકી સાર. સા૦ ૨૩૩

આજમષાનકું ભેજિયૈ ગુ૦ સવિ તીરથ ફુરમાણ; સા૦
બકસે તીરથ મંત્રીકું ગુ૦ ઇનકો કરિ સમ્માન. સા૦

સાધુ કાસમીરકું ચાલતાં ગુ૦ બઇઠે સાહિ જિહાંજિ; સા૦
સમરી ગુરૂ બોલાઇયા ગુ૦ જાણિ ધરમકો કાજ. સા૦ ૨૩૪

મંત્રીસરસું તિહાં ગુરૂ ગુ૦ પહુતે શ્રીદરબાર; સા૦
આસાઢ સુદિ નવમીથકી ગુ૦ સાત દિવસ અમારિ. સા૦ ૨૩૫

દીની મઇ તુઅકો ઇહાં ગુ૦ ગારહશુવાંમાંહિ; સા૦
લષિ ફુરમાન પઠાવિયા ગુ૦ પાલાવઇ સવ પાંહિ. સા૦ ૨૩૬

હુકમ સુણી રાજા સવે ગુ૦ સાહિ ખુસીકઇ હેતિ; સા૦
માસ વિમાસ અધિકદીયઇ ગુ૦ ફલિયો પુણ્યનો પેત. સા૦ ૨૩૭

શ્રીજી મંત્રિનઇ ઇમ ભણઇ ગુ૦ ભેજ....લાહોર; સા૦
હમસેતી માનસિંહકું ગુ૦ ભેજો હમહ નિહોર. સા૦ ૨૩૮

માન હુકમ માનસિંહજી ગુ૦ ચાલે ડૂંગર લેઇ; સા૦
મંત્રીસર સાહિજ દીયો ગુ૦ સાથિ પંચાયણ દેઇ. સા૦ ૨૩૯

સાધુ વિહારઇ વિહરતા ગુ૦ સહપરિસર સૂર; સા૦
ગરિ કસમીર પધારિયા ગુ૦ ભએ શ્રીજીકઇ હજૂર. સા૦ ૨૪૦

સાહિ હુકમ શ્રીમંત્રીજી ગુ૦ આવિ રહે રોહિતાસિ; સા૦
અંતેઉર રક્ષાભણી ગુ૦ જાણી મંત્રિ વેસાસ. સા૦ ૨૪૧

કાસમીર સાહિયઇ લિયો ગુ૦ અમર હૂયો રિપુરાજ; સા૦
સાહિ નગર અમૃત વસઇ ગુ૦ કિમ કરઇ તેહ અકાજ. સા૦ ૨૪૨

વૈરિવૃંદ જીપી કરી ગુ૦ આએ શ્રીલાહોર; સા૦
સાહિ સનમુષ બોલાઇયા ગુ૦ સદગુરૂ આએ ભોરિ. સા૦ ૨૪૩

---

॥ ઢાલ ॥

ચતુર સનેહી રે આસીસ. એ દેશી.

સુગુરૂ તિહાં બઇઠ સાહિ હજૂરઇ રે;
ધરમ ગોટ્ઠિ શ્રીસાહિસ્યું દયારસ પૂરઇ રે. ૨૪૪
શ્રીજિનશાસન સિર જયો. આંકણી.

માનસિંહની વર્ણના શ્રીજી શ્રીમુખિ મંડી રે;
બહુત બહુત ઇનકું કહ્યા પુનિ તુમ્હ રીતિ નિછંડી રે. શ્રી૦ ૨૪૫

કસગીર મારગ દોહિલો જલિ ઉપલે કરિ પાલઇ રે;
લંધ્યો સંયમ પાલતા ઊપરિ પડતઇ પાલઇ રે. શ્રી૦ ૨૪૬

હુકમિ હમારઇ હમ તિહાં સરજલ સર છોડાઈ રે;
રહમ તુમ્હ એહનઇ અપની દેહુ બડાઈ રે. શ્રી૦ ૨૪૭

સાહિ હુકમ ગુરૂ માનીયો દૂધમઇ સાકર વાહી રે;
પહિલોઈ ગુરૂ મન હુતો સાહિયઇ તે બલિ સાહિ રે. શ્રી૦ ૨૪૮

શ્રીસાહઇ બલિ પૂછીયો મંત્રીસર બોલાઇ રે;
જિનશાસન કુન માનિછઇ જિનતઇ અધિક ભલાઇ રે. શ્રી૦ ૨૪૯

તબ મંત્રીસર વીનવઇ હમ ગછિ દેવે દીધો રે;
યુગપ્રધાનપદ પૂરવઇ કહો કિનકું અઉ સીધો રે. શ્રી૦ ૨૫૦

નાગદેવ શ્રાવક હુયો તિનિ અટ્ઠમતપ કીનો રે;
યુગપ્રધાન યુગિ કુન અછઇ તબ દેવઇ સાંનિધિ દીનો રે. શ્રી૦ ૨૫૧

સોવન અક્ષર તુઝ કરઇ પ્રગટ કરેસ્યઇ સોઈ રે;
યુગપ્રધાન તું જાણજ્યે જિમતિમ નામ ન હોઈ રે. શ્રી૦ ૨૫૨

જિનદત્ત સૂરિઇ વાચીયા બીજઇ કણુહી ન દીઠો રે;
જાં ઘૃતસ્વાદ લીયો નહી તેલ હુવઇ જાંહ મીઠો રે. શ્રી૦ ૨૫૩

અવર સૂરિ તાં લગિ ભલા જાં ન ચડઇ કરિ એહા રે;
અરહટ સુષ તાં જોયઇ જાં ન વરસઇ મેહા રે. શ્રી૦ ૨૫૪

તબ શ્રીસાહિ હુકમ કરઇ યુગપ્રધાન જિનચંદો રે;
આચારિજપદ શિષ્યકું હોઊકરો આનંદો રે. શ્રી૦ ૨૫૫

વલિ મંત્રી સાહિનઇં કહઇ ઇહાં અમારિ પાલીજઇ રે;
અમૃતતૃસ ભાંજઇ નહીજઇ વલિવલિ અમૃત પીજઇ રે. શ્રી૦ ૨૫૬

ષંભાયતમંદિરતણી સાગર મછલી છોરી રે;
એકમાલિ લીલા કરે કહિજયો જો કરઇ ચોરી રે. શ્રી૦ ૨૫૭

એક દિવસ લાહોરમઇ જીવ સબે ઉગાર્યા રે;
પાપકરમથી પાપીયા સાહિ હુકમ સબ વાર્યા રે. શ્રી૦ ૨૫૮

ઉચ્છવ દિવ સાહિયઇ દીયઇ નિજવાજા ગજઘાટઇ રે;
રાયસિંહ રાજનઇ વીનવી દાનઇ દાલદ કાટઇ રે. શ્રી૦ ૨૫૯

સાહમી ઘરિ ઘરિ દીયઇ ઇક ચૂનડી સુરંગી રે;
પૂગીફલ નાલેરસ્યું સેર ષાંડ તિમ ચંગી રે. શ્રી૦ ૨૬૦

સધવવધૂ મેલિ આપીયાઉં રતીજાગર નીકરો રે;
ફાગુણ સુદિ દ્વિતીયા દિનઇં કરઇ કહ્યો શ્રીટીકો રે. શ્રી૦ ૨૬૧

યુગપ્રધાનજી થાપીયો.મોટઇ નંદિ મંડાણઇ રે;
આચારિજ માનસિંહનઇ મિલિ નરનારિ વષાણઇ રે. શ્રી૦ ૨૬૨

નામ દીયો ગચ્છનાયકઇ દેપી સિંહનઇ દાવો રે;
શ્રીજિનસંઘસૂરિ શ્રીસુપઇ ચંદ્ર લગઇ જો ચાવઉ રે. શ્રી૦ ૨૬૩

પાઠકપદ દેવરાવીયો શ્રુતસાગર મનિ આણી રે;
સુહગુરૂ શ્રીજયસોમનઇ રતનનિધાનઇ જાણી રે. શ્રી૦ ૨૬૪

વાચકપદ ગુણવિનયનઇ સયમસુંદરનઇ દીધો રે;
યુગપ્રધાનજીનઇ કહઇ જાણિ રસાયણ સાધો રે. શ્રી૦ ૨૬૫

નંદિમહોચ્છવ આવિયા તેહનઇ આપાવઇ રે;
રૂપાનાણો હરષસ્યું લાલ ગુલાલ લગાવઇ રે. શ્રી૦ ૨૬૬

યાચકલોક ભણી ઇહાં દેવો કોટી દાનો રે;

નવે ગામ નવ હાથીયા હય પંચસય પ્રધાનો રે. શ્રી૦ ૨૬૭
એહ પ્રતિજ્ઞા મઇ કરી યુગપ્રધાન ગુરૂ સાષઇ રે;
માનવંત જન આપણી કીરતિ ઇણુપરિ રાષઇ રે. શ્રી૦ ૨૬૮
સંઘ સહૂ મિલિ સંઘનઇ મંદિરિ હરષઇ પહૂતો રે;
યશનો તિલક કરણભણી જિનિ જગિ હોઇ વદીતો રે. શ્રી૦ ૨૬૯
શ્રીસંઘ મહત ઘણો દીયો મંત્રી ચિતિ ન ચૂકઇ રે;
નોબતિ વાજા વાજીયા યાચકજન સવિ દૂકઇ રે. શ્રી૦ ૨૭૦
સોનહરી ગજ હય ભલા દેઈનેં સંતોષઇ રે;
વસ્તુ પાત્ર અન્નાદિકઇ સાધુજનનઇ પોષઇ રે. શ્રી૦ ૨૭૧
અવલફ્જલ આગઇ કરી શ્રીસાહિજીનઇ ભેટઇ રે;
મોટા માણુસ આપણી કુલવટ કદે ન મેટઇ રે. શ્રી૦ ૨૭૨
દશ સહસ રૂપક ધરઇ દશ ગજ દ્વાદશ વાજી રે;
વિવિધ વસ્ત્ર દેષિનઇ હરખ્યો જલાલદી ગાજી રે. શ્રી૦ ૨૭૩
મુઝ આગલિ કિન કારણઇ એહ ભેટ તઇં આણી રે;
તે મંત્રીસર મુખથકી બોલઇ અમૃતવાણી રે. શ્રી૦ ૨૭૪
જુગપ્રધાનપદ ઉચ્છવઇ શ્રીજીનઇ ભેટિ દેવા રે;
આણી છઇ તિષિ લીજીયઇ રૂપઇયા ઇક લેવા રે. શ્રી૦ ૨૭૫
હાથ ધર્યો થાલ ઉપરઇ શ્રીજી સબ પાછો દેવરાવઇ રે;
હમ્હ સબ તુમ્હકું બકસીયો સેવૂ મહલઇ આવઇ રે. શ્રી૦ ૨૭૬
ભેટિ દેઈ સંતોષીયો શ્રીસુરતાણ સલેમો રે;
કામ સરાઇ ચાઢીયો અધિકો ધરિ મન પ્રેમો રે. શ્રી૦ ૨૭૭
બોહિથ સંતતિનઇ દીયઇ યુગપ્રધાન ગણધારો રે;
પક્ષ ચોમાસ પજૂસણો શ્રીજયતિહુયણ સારો રે. શ્રી૦ ૨૭૮
તિમ ચોમાસઇ પાષીયઇ સંવચ્છરીયઇ થૂઈ રે;
પડિકમણઇ સંધ્યાતણઇ શ્રીમાલાનઇ હુઈ રે. શ્રી૦ ૨૭૯

ઇમ શ્રીજિનશાસન ઉદઉ કરતો મંત્રીરાજા રે;
દિસિ દિસઇ જેહના ધુર્યા-સાર રવઇ જસ વાજા રે. શ્રી૦ ૨૮૦

જગિ મન્ત્રિ હૂઆ હુસ્યઇ એહનઇ ન તોલઇ રે;
અકબરસાહિ જલાલદી શ્રીમુખિ જસુ ગુણ બોલઇ રે. શ્રી૦ ૨૮૧

કલિયુગ તે-સોહાગીયો જિનમઇ મંત્રિજી જાગઇ રે;
કૃતયુગ તે લેષઇ કિસઇ જિહાં એહવા નવિ આગઇ રે. શ્રી૦ ૨૮૨

સામિધરમ મુહતો ભલો જાણઇ બાલ-ગોપાલા રે,
અમૃતસમ જેહનો કહ્યો માનઇ સબ ભૂપાલા રે. શ્રી૦ ૨૮૩

સપરિવાર એ ચિર જયો મંત્રીસર ભલિ ભાંતઇ રે;
બખતદાર મતિ આગલો જાયો જસની રાતઇ રે શ્રી૦ ૨૮૪

જિમ પૂનિમનો ચંદલો ધરણિ ધવલ રૂચિતાવઇ રે;
તિમ શ્રીકમચદ્ર મંત્રવી તિન કુલિ સોહ ચઢાવઇ રે. શ્રી૦ ૨૮૫

કેતાઇક ગુણ સાંભલ્યા કેતાઇક ગુણ દીઠા રે,
ગુણ ગુથ્યા ગુણ સુણતાં લાગઇ મીઠા રે. શ્રી૦ ૨૮૬

એ પ્રબધ કહતાં જિકા સાવદ્ય ભાષા ભાષી રે;
મિચ્છાદુક્કડ તેહનો મુઝનઇ અરિહંત સાખી રે. શ્રી૦ ૨૮૭

નિરદૂષણ ગુણપૂરીયા ખલ લઇ દૂષણ જાઈ રે,
કેલિ વનઇ કરહો ગયો કંટાલઇ રે હોઈ રે. શ્રી૦ ૨૮૮

સંગ્રહીયઇ ગુણ એકલા દૂષણ લેસ ન લીજઇ રે;
રાજહંસ જિમ જલ ત્યજી સૂધો દૂધ જિ પીજઇ રે. શ્રી૦ ૨૮૯

છંડીનઇ ખલ રીતિનઇ સજન રીતિ બણાઈ રે;
ગુણ કેતાઇક મન્ત્રિના કહીયઇ અછઇ ઘણાઈ રે. શ્રી૦ ૨૯૦

યોગી ભોગી જે અછઇ જતી મતી મતિમતો રે,
તે સગલા જસ એહના બોલઇ જણ ગુણવતો રે. શ્રી૦ ૨૯૧

અરિહંતદેવ સુગુરૂતણી સેવા કરઇ અપારો રે,
સઘ ભગતિ દિનપ્રતિ કરઇ દાનઇ કરી ઉદારો રે. શ્રી૦ ૨૯૨

સોલહસઇ પંચાવનતણુઇ શુરૂ અનુરાધા યોગઇ રે;-
માહ વદી દશમી દિનઇ મંત્રી વચન પ્રયોગઇ રે. શ્રી૦ ૨૯૩

રાજ કરમચંદ્ર મંત્રવી સધરનગર તો સામઇ રે.
સંભવનાથ પસાઉલઇ જિહાં સવિ વંછિત પામઇ રે. શ્રી૦ ૨૯૪

જિહાં જિનકુશલ સુગુરૂતણો કરમમંત્રિ કરાયો રે;
થૂભ સકલ સંપતિ કરઇ દિનપ્રતિ જે જસવાયો રે. શ્રી૦ ૨૯૫

પાઠક શ્રીજયસોમજી સુગુરૂ જિહાં ચઉમાસઇ રે;
શ્રીસંઘનઇ આગ્રહ થકી નિવસ્યા ચિત્ત ઉલ્લાસઇ રે. શ્રી૦ ૨૯૬

તસુ આદેશ લહી કરી દેષી વંસ પ્રબંધો રે;
વાચક શ્રીગુણવિનય કીયો એહ સરસ સંબંધો રે. શ્રી૦ ૨૯૭

ચિરલગિ જાં પ્રબંધ એ જાં લગિ મેરૂગિરિંદો રે;
શ્રીજિનકુશલ પશાઉલઇ જાં લગિ ચંદ્ર દિણિંદો રે. શ્રી૦ ૨૯૮

એ ગાવઇ પ્રબંધ જે જિનશાસન જયકારો રે;
તે પામઇ સુષસંપદા સોહગ સિરિ સિણગારો રે. શ્રી૦ ૨૯૯





॥ अर्हम् ॥

वासणविरचित

# आणंदविमलसूरि रास.

રાગ દેસાષ.

સકલ પદારથ પામીઇ જપતાં શ્રીજિન નામ;
પ્રથમ તિથેસર ધ્યાઇઇ ઋષભજી કરૂં પ્રણામ. ૧
નાભિરાયાં કુલિ મંડણુ મરૂદેવી માત મલ્હાર;
યુગલાધર્મ નિવારણુ ત્રિભુવનનુ આધાર. ૨
સોવર્ણ વર્ણ સોહામણા ધનુષ પાંચસઇ દેહ;
વ્રષભ લંછન છઇ તેહનઇ સ્વામી ગુણમણિ ગેહ. ૩
છત્ર ત્રય મસ્તકિ ભલાં ચામર ઢાલઇ ઇંદ્ર;
વાણી યોજનગામિની સુણતાં પરમાણુંદ. ૪
અનુક્રમિ અજિતનાથ જિનરાય સંભવ અભિનંદન પ્રણમું પાય;
સુમતિ પદ્મપ્રભ સુપાસજિણંદ ચંદ્રપ્રભ દીઠઇ આણુંદ. ૫
સુવિધિ શીતલ નઇ શ્રીશ્રેયાંસ વાસપૂજ્ય વિમલ અનંત પ્રસંસ;
ધર્મ્મ શાંતિ કુંથ અર મલ્લિદેવ મુનિસુવ્રત સારઇ સુરસેવ. ૬
નમિ નેમિ સ્વામી પાસજિણંદ વર્દ્ધમાન કેવલન્યાનદિણંદ;
સીમંધર યુગમંધરસ્વામિ બાહુ સુબાહુ કરૂં પ્રણામ. ૭
સુજાત સયંપ્રભ ઋષભાનન અનંતવીર્ય વિશાલજિણંદ;

શ્રીસૂરપ્રભ વજ્રધરરાય ચંદ્રાનન ચંદ્રબાહુ પ્રણમું પાય. ૮
ભુજંગ ઈશ્વર નમી પ્રભુ જિણંદ પ્રણમું વીરસેન આણંદ;
મહાભદ્ર દેવયશા દયાલ અજિત વીર પ્રણમું ત્રિકાલ. ૯
વિહરમાન વીસઇનાં નામ અતીત અનાગત નઇ વર્ત્તમાન;
ઋષભ ચંદ્રાનન વારિષેણુ પ્રકાર વર્દ્ધમાન પ્રતિમા શાશ્વતી સાર. ૧૦
હવણાં તીરથ જેહનું સહી તે ભગવંતની સેવા લહી;
ચુવીસમા જિણેસર વીર ગુણુસાગર મંદિરગિરિ ધીર. ૧૧
ક્ષિત્રીકુંડ સિદ્ધારથ રાય ત્રિસલારાણી તેહની માય;
સોવિન કાંતિ ઝલહલઇ દેહ લંચ્છન પંચાનન વલી તેહ. ૧૨
સમોસરણિ બઇઠા ભગવંત સેવા સારઇ ચઉસઠિ ઈંદ્ર;
એકાદશ ગણધર કરઇ આણંદ ચઊદ સહિસપર મુણિંદ. ૧૩
ચંદનબાલા જે ભગવતી સહસ છતીસઇ તે મહાસતી;
કુઠ લાખ નવ સહિસ શ્રાવક સાર અઢાર સહસ ત્રણ્ણિલાખ શ્રાવી પરિવાર. ૧૪
એ સંખ્યા શ્રીવીરપ્રતિબોધ જીતા મયણ માયા લોભ ક્રોધ;
વીર ભણઇ સુણ ગોયમા વચન ધરચો એક મનમાહિ. ૧૫
ચઊદરાજલોકતણું સરૂપ મધુરપણઇ કહિ ત્રિભુવનભૂપ;
અનંત પદારથ છઇ જગમાહિ અનંતવાર ફરશા પ્રવાહિ. ૧૬
સાયર દીપ અસંખ્ય જેય ન્યાન પ્રમાણિ કહીઇ તેય;
જંબૂદીપ ધાતકીખંડ પુષ્કરવર અરધું અખંડ;
ભરત ઈરવત મહાવિદેહ જિહાં ધર્મ નામ વલી કહીઇ તિહાં. ૧૭
પાંચ મહાવદે પાંચઇ મેરૂ ભરત ઐરવત અલગેરૂ ફેર;
પાંચે મહાવિદે સાઠિ સુવિજઇ સુગતિક્ષેત્ર સદા તિહાં ભજઇ. ૧૮
ભરત ઐરવત મહાવિદે થઈ કર્મભૂમિ પનર એ કહી;
ઋષભથકી શ્રીઅજિત વિચાલિ સત્તરિસુ જિન તેણઇ કાલિ. ૧૯

હુવણાં સંપ્રતિ વીસ જિણુંદ તે છઇ કેવલજ્ઞાન દિણુંદ;
એ અધિકાર કહિઉ તેહ ભણી નિરમલ મતિ થાઈ આપણી. ૨૦

ગૌતમ પ્રણમી જગગુરૂ પાય વચન વધારૂ ત્રિભુવનરાય;
જંબૂદીવ દક્ષિણારધ ભરથ તે કહિવા સ્વામી તું સમરથ. ૨૧

ગૌતમ કહી તઇ રૂડી વાત ત્રિસઠિ શલાકાપુરૂષ વિખ્યાત;
તીર્થંકર ચક્રવર્તી વાસુદેવ પ્રતિવાસુદેવ અનઇ બલદેવ. ૨૨

સહિસ બત્રીસઇ કહીઇ દેસ કૌડિ છન્નૂં વલી ગામ નિવેસ;
સહિસ બિહુત્તરિ નગરહ ગામ સહસ અઠતાલીસ પાટણ અભિરામ.

અરધ ભરત વૈતાઢિ કરી ગંગા સિંધુ નદી પરિવરી;
એણીપરિ ષટખંડ પ્રમાણુ ચક્રવર્ત્તિની વરતઇ આણ. ૨૪

સ્વામીજી તાહરૂં તીરથ તારણ તરણનું સમરથ;
સુણિ ગોયમ દુપસહ આચાર્ય તિહાં લગઇ માહરૂ પરિવાર. ૨૫

તેહમાહિ ઊપજસિ કુમતા ઘણા નહી મૂંકઇ બોલ લીધા આપણા;
શ્રીજિનપ્રતિમા ઊથાપસઇ ઇણિપરિ કુમત બહુલ વ્યાપસઇ. ૨૬

ગ્રહસ્તપણઇ તે ભણસઇ સૂત્ર વલી માનહી જિણઇ એહવા પૂત્ર;
દયા દયા કરી મૂસ્યા લોક જિનમત પામી કીધુ ફોક. ૨૭

અનુક્રમિ ગચ્છપતિ પાટહધણી તેહતણી સોભા છઇ ઘણી;
કુમતીનુ સિઉં ચાલઇ પરાણુ સત્યવાદીનું ઘણું મંડાણ. ૨૮

સ્વામી તાહરાં વચન પ્રમાણ ધિન માનવ જે વહઇ તુઝ આણ;
હું મૂરખ સિઉં જાણુ વિચાર જાણપણું છઇ શ્રુત આધાર. ૨૯

## દૂહા.

જિવંતુ જિનધર્મ સદા ચતુર્વિધ સંઘમાહિં જેહ;
આણ વહિ જિન તાહરી ભગતિ વાંદૂં તેહ. ૩૦

સાધુ દીઠઇ મન ઉલ્હસઇ અવગુણ નહી ચિત્તિ જેહ;

સમકિતભૂષણિ અલંકર્યા ભગતિં વાંદું તેહ. ૩૧

વિસેષઇ વષાણીઇ તપગછમાહિ આજ;
જિનશાસનિ સોહાકર શ્રીઆણંદવિમલસૂરિરાય. ૩૨

યુગપ્રધાન જંગમતીરથ અવતરિઉ પુરૂષરતન;
તેહતણા ગુણ સાંભલઈં નરનારી તે ધિન્ન. ૩૩

સૂરિનામ સહૂઇ ભણઇ પણિ વાનગી દિષલાઈ;
વર્ણાવર્ણ સહૂઇ કહિ ભલું સાધુનું ભાઈ. ૩૪

માઇ ધરઇ નામ પૂત્રનું આવુ માહરા પ્રથવીપાલ;
પેટ ભરાઈ નવિ હુઇ વચન હુઇએ આલ. ૩૫

તિમ નામિ કાંઈ ન લાભઇ આચાર કહીઇ પ્રધાન;
પૂજ્યઇ માહરઇ કરિઉં ચારિત્ર ગુણનિધાન. ૩૬

॥ ઢાલ ॥

સૂરિસરોમણિ તૂંહજ ભગવંત તુઝ બલિહારી જાઉં;
ભગત ભણઇ પાઉલે લાગું સુષ અનંતાં પાઉં. ૩૭

ગૌતમ ગણધર સ્વામિ સુધર્મા જંબૂ જગહપ્રધાન;
પ્રભુ પાટિ સંયભવસૂરિ ચારિત્રગુણ નિધાન. ૩૮

અનુક્રમિ પાટિ સુરીસર ગિરૂઆ નામિ આણંદ થાઇ;
તપગચ્છનાયક સર્વ સુષદાયક આણંદવિમલસૂરિરાય. ૩૯

ઓસવંસિ શ્રીસાહ મેઘજી નંદન માણિકિ માત સો ધિન્ન;
કુલમંડણ સોભાગી કુંઅર પુન્યવંત પુરૂષરતન. ૪૦

સંવત પનરસ તિતાલઇ સંવચ્છરિ ઈડરનયર પ્રમાણ;
કુલમંડણ સોભાગી કુઅર અવતરિઉ પુરૂષરતન. ૪૧

દિનિ દિનિ વાધઇ સજન મનિ મોહઇ દેષી નરનારી હરષઇ;
સામુદ્રકશાસ્ત્રઇ જે પ્રવીણ તે નર નયણે નિરષઇ. ૪૨

ઘણા સજનનું આધાર હુસિઇ સહી એહનાં લક્ષણ પ્રમાણ;

રાજવંશિ હુઇ તુ છત્ર ધરાવઇ એહવાં એહનાં અહિનાણુ. ૪૩
છઇ વરસ તુલ્યાં જવ કુંઅરિ સુષ જિસું પૂનિમચંદ;
સુરતરૂ મનોહર હીંડઇ મલપંતુ મોહણવલ્લીકંદ. ૪૪
શ્રીહેમવિમલસૂરિ વ્યાહાર કરંતાં ઈડરનયર પ્રવેસિઇ;
સંઘ સહૂ સાહમીઊં આવિ પહિરી વારૂ વેસ. ૪૫

દૂહા.

રાય ભાણુ તિહાં નરવરૂ માહાજન દીઇ બહુમાન;
નયરિ તોરણ ગૂડી ભલાં ગુરૂજી પધાર્યા તામ. ૪૬
ગુણુ ગાઇ સોહાસિણી મોતીડે ચુક પૂરાવઇ;
ભાઇસાથઇ તિહાં વાંદિવા વાઘકુમર તિહાં આવઇ. ૪૭
ગુરૂજી નયણે નિરષીઉ લક્ષણવંત કુમાર;
જઉ હુઇ સવિ માહરૂ થાઇ ગચ્છ આધાર. ૪૮
રાય ભાણુ સંઘ સવિ મિલી માતપિતા તેડાવઇ;
આપુ અમ્હનઇ સૂષડી ગુરૂજી કહિણુ કહાવઇ. ૪૯
એ છોરૂ છઇ તુમ્હતણાં અમ્હે દીધી અનુમતિ;
સાહમેઘ માણિકદે ઇમ કહિ જિમ આવઇ ગુરૂનઇ ચિત્તિ. ૫૦

॥ ઢાલ ॥

રાગ સામેરી.

ચિત્ત ચોષિ ચારિત્ર લીધું બંધવ બહિનિ અપૂરવ કીધું;
સંવત પનર બાવનઇ જાણિ સંઘ મનોરથ ચડિયા રે પ્રમાણિ. ૫૧
ગુરૂજી રૂડે શકને આયા એહવે ઉચ્છવે રૂડા ભાયા;
જિમણી હરિણી ગ્રુથિ અધૂરી પોલિ મિલી રે સોહાસિણિ પૂરી. ૫૨
ગામિ આવતાં ડાબી દેવિ તુલ ઊતરિઉ આડું પ્રેમિ;
નીલચાસતણું દરિસન એહવા શુકન હૂયા સુપ્રસન. ૫૩
ભલઇ હેમવિમલસૂરિ આયા એહવા સષિ અપૂરવ પાયા;

માહુરઇ પૂંજિ લીધું ચારિત્ર જિનશાસન કરિઉં રે પવિત્ર. ૫૪
તવ આનંદવિમલ ઠવિઉં નામ ભવિજન કરિઉં પ્રણામ;
ગુરૂ સૂત્ર ઘણાં ભણાવઇ તે સહિજિ ચેલાનઇ આવઇ. ૫૫
ભલા યોગ વહઇ ઉલ્હાસિ દ્વાદશાંગી કરઇ અભ્યાસ;
સોહઇ ચડતઇ પખિ બીજચંદ તિમ તપતેજિ મુણિંદ. ૫૬
અદસઠઇ અવઝાયપદ લીધું શ્રીહેમવિમલસૂરિ દીધું;
સીદપુરિ સંઘવી મોટા રંગિં વિત વેચિ અતિહિં સુચંગિં. ૫૭
ઘણી પુન્યરાશિ ઉદઇ આઇ સૂરીસરપદવી પાઇ;
સંવત પનર સત્તરિ જાંણિ પદથાપના અતિહિં મંડાણિ. ૫૮
સોની જીવુ નિ જાગરાજ દીધું ઉચ્છવ અતિહિં વિરાજ;
ગામ ડાભલિ અતિઆણંદ આવઇ નરનારીના વૃંદ. ૫૯
સંઘનિ વસ્ત્રીં ભગતિં પહિરાવિ પંભનયર રૂડું ભાવઇ;
સજન સહિત સોની સંગ્રામ ઓસવશિ અપૂરવ કામ ૬૦

દૂહા.

જિનવચન હૈઇ ધર્યાં જોયુ સિદ્ધાંતવિચાર;
પૂજ્યજી મનમાહિં ચીંતવઇ સિઉ એ અમ્હ આચાર. ૬૧
મોટી પદવીઇ સિઉં પામીઇ જુ તપક્રિયા ન હોઇ;
આણ વિરાધી જિનતણી શરણ ન દીઇ કોઇ. ૬૨
કહિણુ જૂઉં કરતવિ જૂઉં લોક વંદાવીઇ પાય;
તિમ લંપટિ જાસુ છોકરૂ તેહનુ ધણી કુણ થાઇ. ૬૩
ગુરૂ જિય માનતણી પરિ કરી ભિસારીઇ મઇ;
કિમ કહીઇ યતીપણું તિહાં મહાવ્રત કિહાં રહિ. ૬૪
પરિગ્રહ પોતઇ રાખી કરી કિમ કહાવીઇ સાધુ;
તુ ગૃહસ્થ યતી સિઉ આંતરૂં જિન તૂ જાણઇ અપરાધ. ૬૫
એહવા વેષ ધર્યા વાર અનંતી ન સરિઉં એકઇ કાજ;
રતન ત્રય આરાધીઇ અવસર લાધુ આજ. ૬૬

॥ ઢાલ ॥

સારૂં રે અમ્હારૂં કાજ આજ અવસર નહી;
એ સોભા, ગુરૂજી ! તુમ્હ ચડઇ એ. ૬૭

મૂકું શથલાચાર આહાર ગોરચરીઇ;
મધુકરની પરઇ આણીઇ એ. ૬૮

વચ્છ ! તુઝ સુંપિઉ ગચ્છભાર સાર સૂરીપદ;
પાટ અમ્હારૂ તુમ્હ દીઉ એ. ૬૯

પૂજ્ય ! જનમ જરા દુખ દોષ સુખની સંપદા;
શિથલપણુઇ કિમ પામીઇ એ. ૭૦

લીજઇ સરસ આહાર પહિરી ચીરોદક ગુડીઆં;
યતીય મારગ કહુ કિંમ રહિ એ. ૭૧

જોઉ હરકેસીનું રૂપ ચઊદ પૂરવધર;
શ્રીઉત્તરાધ્યયનિ ઇમ કહિયા એ. ૭૨

ઇમ કહી વિવેકવચન સાધુમારગ ધરિઉ;
સંવત પનર બ્યાસીઇ એ. ૭૩

સાથિ સધિમાહિ વલી એક વિનયભાવ પંડિત;
અવર ન બીજુ કહીઇ એ. ૭૪

હવઇ જોઉ પુન્ય પ્રમાણ જાણુ સાધુ સાધવી;
તે સહૂઇ આવી મિલિઉં એ. ૭૫

તૂં અમ્હારૂ પૂજ્ય મસ્તકિ કર ઠવઉ;
પુન્ય અમ્હારૂં સવિ ફલિઉં એ. ૭૬

તું અમ્હારૂ નાથ સાર એ સહી શિષ્ય;
આપણાનિ કૃપા કરી એ. ૭૭

ઇમ દેઈ પ્રદક્ષણા રંગિ અંગિ ઊલટ કરી;
સંયમની વિધિં યપ કરઇ એ. ૭૮

## દૂહા.

જય જય સબદ ભણઇ સહૂ નરનારીના વૃંદ;
જિનશાસનિ દિનકર ઊગીઉ આણુંદવિમલસૂરિંદ. ૭૯
માગત લહઇ વધામણી સહૂ પામઇ આણુંદ;
જિનશાસનિ દિનકર ઊગીઉ આણુંદવિમલસૂરિંદ. ૮૦
સુરગુણમાહિ પુરંદરૂ જ્યોતિષમાહિ દિણુંદ;
તિમ જિનશાસનિ મંડણ શ્રીઆણુંદવિમલસૂરિંદ. ૮૧

॥ ઢાલ ॥

રાગ આસાઉરી.

દિનકર ઊગિઉ શ્રીજિનશાસનિ હૂઆ પુન્યપ્રકાસ;
પૂજ્ય ઉદયવંતુ હુજ્યો પાટ તુમ્હારૂ પૂગી અમ્હારી આસ. ૮૨
મારૂઆડિ મેવાડ નિ માલવુ ગૂજરાત સુજાણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારી આણ. ૮૩
પાટણ અમ્હદાવાદ ચાંપાનેર ત્રંબાવતી સુજાણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારી આણ. ૮૪
દક્ષિણ દેવગિરિ માંડવ ગંધાર સૂરત નિ કુંકણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારી આણ. ૮૫
સોરઠદેસ નિ સિંધુ સવાલષ પરકેરૂ અહિઠાણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારી આણ; ૮૬
કાકરીચી સાચુરી જાલુર મંડોર દેસ મંડાણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારી આણ. ૮૭
જોધપુર નિ તિવરી નાગુર મેવાત અતિ અભિરામ;
જપિ નિરંતર શ્રાવક શ્રાવી પૂજ્ય તુમ્હારૂં નામ. ૮૮
અજમેરૂ આગરૂં હંસાર કોટ સીણુરૂં રાયસેણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારૂં નામ. ૮૯
દઢાલીઉ દેસ કોટડી મહિ કુંભમેરૂં અહિઠાણ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારૂં નામ. ૯૦

ટુંક ટોડા ઢીલી રાજગૃહિ સોપાંરૂં પોટણુ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માંનિ તમ્હારૂં નામ. ૯૧
છપ્પન દેસ વાંગડ વાંસવાલું સાગચા ડુંગરપુરૂં ઠામ;
સમકિતધારી તે નરનારી જપિ તમ્હારૂં નામ. ૯૨
આહડ જવાસા વીસલનેર નડુલાઈ રલીયાણુ રાણદેસ;
નિરમલ ભગતિ તુમ્હારા શ્રાવક દિ તુમ્હ આસીસ. ૯૩
આમલેસર ભરૂઅચ નવસારી વલસોઢ ધણુદીવી દમણુ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારૂં નામ. ૯૪
માહિમ અગાસી વસહી ચેઉલ ડભોલ સુજાણુ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારૂં નામ. ૯૫
મલબાર દીવ માંગલુર ઘોઘા હરમજ આદન નામ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માંનિ તમ્હારૂં નામ. ૯૬
જલવટ થલવટ ચિહું દિસિ વિદિસિ જિહાં નરના ગમન અહિઠાણુ;
ઉત્તમપુરૂષ જે ધરમના અરથી માનિ તમ્હારૂં નામ. ૯૭

દૂહા.

કોડિ જીભ જું મુખિ હુંઇ તુહ ન લભ્ભઇ પાર;
ગુણસહિત ગિરૂઆતણા ધર્મતણા આધાર. ૯૮
સંવત પનર સંતાણુઇ ચૈત્ર સુદિ સપતમી દિન;
ઉત્તમ સુખ શ્રીપૂજ્યઇ લહિયાં ધ્યાન ધરિઉ શ્રીજિન. ૯૯
ચારિત્ર નઇ પદથાપના સિંહથિ ઠવીઉ વાસ;
તેહુ સદગુરૂ માંહરા દીઠિ અમ્હ ઉલ્હાસ. ૧૦૦
નાલિકેરિ શ્રીફલ હુઇ ઉત્તમ ફલ સહિકાર;
કદલીફલ તરૂ સોભતુ દ્રાષ સદા ફલ સાર. ૧૦૧
વિરાગરિ હીરા હુઇ રતનાગર રયણેય,
ઉત્તમના ઉત્તમ હુઇ સર્વજ્ઞપુત્ર સુજાણ. ૧૦૨
તિમ આણદવિમલસૂરીતણા પટોધર પવિત્ત;
શ્રીવિજયદાનસૂરીસર ચારિત્ર નિરમલ ચિત્ત. ૧૦૩

॥ ઢાલ ॥

રાગ આસાઉરી.

ચિત્ત ચોખું મનભાવતું સોહઇ ગચ્છપતિ રાંમાં જી;
શાયાંનિ પાયે નમઇ નરવૃંદ જી. ૧૦૪

રયણ માણિક મોતીયડે સોહાસિણિ વધાવિ જી;
વધાવઈ નિ ગુણ ગાઇ શ્રીગુરૂતણા જી. ૧૦૫

ભવિકજીવ તારણ તરણું એહવા પુરૂષ અવંતરીઆ જી;
અવતરીને અલંકરિયા ગુણછત્રીસે કરી જી. ૧૦૬

ઓસવંશિ સાહ ભાવડનંદન ભરમાદે ઊયરિ મલ્હાર જી;
મલ્હાર નિ સાર સૂરીપદ સોભતું જી. ૧૦૭

સિંહુથિં પૂજિં નામ ઠવિઉ વિજયરાજસૂરિંદ જી;
સુરિંદનઇ ઇંદ સોહઇ સુરગણમાહિ જી. ૧૦૮

શ્રીશ્રીમાલી ન્યાતિ નિરમલી સાહ દેવા કેરૂ મલ્હાર જી;
મલ્હાર નિ માત દેનલદેઇ જનમીયા જી. ૧૦૯

ઉવઝાયા વિદ્યાસાગરૂ તુમ્હે સાધુસિરોમણિ કહીઇ જી;
કહીઇ નિ સુખ લહીઇ તુમ્હ દરિસણિ જી. ૧૧૦

ઉત્તમસાધુ જયવલ્લભ યતી મમતા માયા નહીં રતી જી;
યુગપતિ ધ્યાન ધરઇ શ્રીજિનતણું જી. ૧૧૧

શ્રુતપ્રમોદ વિશાલસુંદર અમરહરષ અમરવિજઇ અભિરામજી;
વિનયભાવપંડિત પ્રધાન પૂજ્યતણા જી. ૧૧૨

શ્રીપતિઋષિ શ્રીકણ્હઋષિ જોડ ઉદયજઇ લટકણઋષિ;
લક્ષ્મીરૂચિ રૂપઋષિ ઉદયવર્દ્ધન જી. ૧૧૩

ઉદઇવંતુ ઉદઇવર્દ્ધન સંઘહર્ષ વિમલદાન જી;
દાન નઇ માન લહઇ પૂજ્ય પાસિં જી. ૧૧૪

લાવણ્યધર્મ સૂરચંદ રવિવિશાલ લાધુરષિ વર્દ્ધમાન જી;
વર્દ્ધમાન નઇ માન લહઇ પૂજ્ય પાસઇ જી. ૧૧૫

ગણપતિરષિ ડીકુપંડિત ટોહુ સિદ્ધાંતવિમલ નામ જી;
વિમલનઇ નિર્મલ પંડિત એ કહીઇ જી. ૧૧૬

હવ કહું સાધુ સોહામણા હર્ષસાર વિનયસહિજ જી;
વિનઇહર્ષજી વિરાગ પૂજ્ય વેલ જી. ૧૧૭

વર્દ્ધમાન શ્રીચંદ દેવચંદ વિન આગમ ડીક રષિ જી;
મેહુરષિ અમરકસલ નઇ જઇચંદ જી. ૧૧૮

મૂલ મુનીશ્વર વર્દ્ધમાન ધનુ ચાંપુ સંયમ સાવધાન જી;
સોભામાન સોમહંસ સગાલ કહું જી. ૧૧૯

॥ ઢાલ ॥

રાગ મલ્હાર.

રષિ જગરાજ રે કુમતતણા નિવારણ;
માહુ મેહુ રે જેસંગ આતમા તારણ. ૧૨૦
ગેલુ જિવંત રે નાથુ તોલુ લાડૂ કહૂ;
રષિ તેજપાલ રે મંગલ સીપુ માલુ એહુ. ૧૨૧
લોલુ રજિપાલ રે હીરૂ પાલ્હઉ કડૂરાજ;
મુનિ વસિ જૂહા રે તેજપાલ તેજ ધર્મસી. ૧૨૨
ચંદા ધૂસા રે મંના મંગલ રૂપા વિરજી;
નાના વસ્તા રે રામા વરદે નિ હીરજી. ૧૨૩
વરદે રામા રે હેમા પુંજા નાકર માલવી;
પંડિત શ્રીપતિ રે સધાડઇ અનમતિ પાલવી. ૧૨૪
રાઘવ ધર્મસી રે રતનવિમલ સંયમવિમલ;
કાન્હ રામજી રે લટકણ ધર્મસી નિર્મલ. ૧૨૫
પીમા લટકણ રે ઈદા જાવડ બદૂરષિ;
વીર પદમા અદા રે નાણીઆ લાલા વીર એ. ૧૨૬
ભીમ સિવગણ રે મનુ ધનુ થાવર લાડણ;
જિણદાસ શ્રીકણ રે શ્રીચંદ કુલનું મંડણ. ૧૨૭

રષિ ધનજી રે શ્રીવંત ધર્મા રંગા વીરપાલ;
ભીમા ભલા કાહાના રે માલા કાન્હા હીરા રતનપાલ. ૧૨૮
પૂજ્ય અધિકરણુ રે રાજપાલ હીરા અમીયપાલ;
રાજા ધર્મસી રે સીરંગ નાકર સોહઇ કૃપાલ. ૧૨૯
વિદ્યાધર રે પરિવાર શ્રીવિજયદાનસૂરીતણું;
સાધ સંયમ રે પાલઇ રતના બાલ કીકજી. ૧૩૦

દૂહા.

સાધુ સિહિક સાગર ટોકર....તેજપાલ;
......................ચારિત્ર નિરાબાધ. ૧૩૧
સિવા દેવસ ટોકર ભલા કાલૂ પંચાયણ;
લાલજી પંભનયરતણા કરૂં અપૂરવ કામ. ૧૩૨

॥ ઢાલ ॥

શ્રીભક્તામરનું

પદમા ગોરા રાજા જેસિંગ કહું જી સવા સિવા અભિરામ;
મનુ ધનુ કુંઅર નાંનડા જી ભલિ લીજઇ તમ્હારાં નામ. ૧૩૩
સુંદર દરસણ સાધનાં જી જિણુઇ જીતા લોભ વિકાર;
સાર સંયમ જિણે આદર્યા જી માહિ શ્રીપૂજિ પરિવાર. ૧૩૪
રંગા હીરજી વિરાગીઆ વિદ્યાસાગર અવઝાયા સીસ;
સંઘાડઇ ચારિત્ર નિરમલૂં ચિરપ્રતપુજી કોડિ વરીસ. સું૦ આ૦ ૧૩૫
સુભદ્ર ધન વિદ્યાવર્દ્ધન સુમતિવર્દ્ધન અચલ;
કુંઅરવર્દ્ધન રૂપવર્દ્ધન હર્ષવર્દ્ધન એ વર્દ્ધન સકલ. સું૦ ૧૩૬
આણુંદવર્દ્ધન બુદ્ધિવર્દ્ધન સુમતિવર્દ્ધન અભિરામ;
ઉદિવંતુ ઉદિવર્દ્ધન સંઘાડિ સાધુ કહિઆ સુંદર નાંમ. સું૦ ૧૩૭
સોમહંસ વજા અમીપાલ રાજપાલ ભાણુ તુલુ વીર;
હર્ષસાગર એ સંઘાડલિ સોહઇ મનિ વરધીર. સું૦ ૧૩૮
વિનિહંસ પાતુ મેઘ કાન્હજી વાસણુ મનજી સમરાજ;
પંડિત વિસાલસુંદર સંઘાડલઇ સોહિ એવા સાધ વિરાજ. સું૦ ૧૩૯
વિજયહર્ષ વાસણુ કાહાનું મદન નાકર ભાણું રીંડુ વીર;
કીકજી બંધવ બહિનિડી અમરહર્ષ સંઘાડુ પ્રવીણ. સું૦ ૧૪૦

જગમાલ સગાલ સંકર દત્તા સીરાજ સિવચંદ;
લક્ષમીચંદ લાલુ વર્દ્ધમાન ગણીઆ પ્રેના વિમલચંદ. સું૦ ૧૪૧
એ પરષચંદ રામચંદ નિ ગુણચંદ વલી નવદીક્ષિત મુણિંદ;
સકલચંદ પંડિત સંઘાડલિ સોહિ એહવા સાધ આણંદ. સું૦ ૧૪૨
ધર્મ્મસી ક્રમા મોટલ હાણિઆ હીરા અકા વિસાલ;
જીવા ભરમા નિ જીવરામ પ્રગતિં ગિરૂઆ એ સાધદયાલ. સું૦ ૧૪૩
રિષિ મેહા ગિરૂઆ દતા ભલા ભણા ડુંગર એહ;
લિક્ષમીરચિ પંડિત કન્હઈ સોહિ એહવા મુનિ તેહ. સું૦ ૧૪૪
નાકર રૂપા થાવર ધન વીરજી અવર નવદીક્ષિત સાધુ;
રૂપજીએ પંડિત કન્હિ ચારિત્ર નિરાબાધ........ સું૦ ૧૪૫
વચ્છા કીકા રણાઈર ગોદરાજ અવર સાધ ગુણવંત;
અવર વલી નવ દીક્ષિત સંઘાડુ એ અમરવિજય પંડિત. સું૦ ૧૪૬
એણીપરિ સાધુ વષાણીઆ ચારિત્ર નિરમલ ચિત્ત;
આણુ ધરિ શ્રીજિનતણી તે પ્રણમું એહવા સાધુ પવિત્ત. સું૦ ૧૪૭
લાભશ્રી વિજઈવર્દ્ધ હર્ષશ્રી ન્યાનલિક્ષમી સા રૂપા;
નાંમ સોભાગિણિ તારાં ભલાં કસલશ્રી સાધવી અભિરામ. સું૦ ૧૪૮
સુમતિશ્રી પૂજિજી સંઘાડ એ મહાસતી તિહાં વીસ;
વિવેકસમતિ અનઈ સલસા સાધવી વિજયરાજ સૂરીસ. સું૦ ૧૪૯
વિવેકલિક્ષમી હતૂકસમી લાભવધિ કસલવધિ;
વલી પૂજિ સંઘાડ એ....જકિ પ્રસદ્ધિ. સું૦ ૧૫૦
એવંકારઇ માજનિ એકસુ પંચ પંચ પરિવાર:
ઓદિવંતુ ધર્મ જિનતણૂ વલી દિનિ દિનિ અધિક પ્રકાર. સું૦ ૧૫૧
સાધુ સાધવી થઈ કહૂં સઈ પાંચસિ માજનિ એહ;
પરિવાર શ્રીપૂજ્યતણું ઓદિવંતુ દિનિ દિનિ તેહ. સું૦ ૧૫૨
શ્રીઆણંદવિમલસૂરીસરૂ તસ પટોધર પવિત્ત;
તે શ્રીવિજયદાનસૂરિ ગુણિનિલું વાસણ પ્રણમિ એ આણી
નરમલ ચિત્ત. સું૦ ૧૫૩



॥ अर्हम् ॥

हेमविजयगणिविरचित

# पं०—कमलविजयरास.



સરસ વચન રસ વરસતી સરસતિ કવિઅણુ માય;
સમરિય નિયગુરૂ ગાયસ્યું પંડિત પ્રણમિય પાય. ૧

કમલવિજય કોવિદતિલક સુવિહિત સાધુસિંગાર;
તાસ રાસ રલિઆમણો ભણતાં જય જયકાર. ૨

મરૂમંડલમાં મૂલગું દ્રોણાડું વરગામ;
વિત્તવંત વ્યવહારિઆ વસઈ સદા અભિરામ. ૩

ગઢ મઢ મંદિર માલિઆ હાટ ઉલિ સુવિસાલ;
મોટા મનોહર દેહરા વલિ પોઢી પોસાલ. ૪

તિહાં મહાજનમાં વડો ગિરૂઉ ગોવિંદસાહ;
સતીશિરોમણિ ગુણવતી ગેલમદેનો નાહ. ૫

વસુધામાહિં વડઉ ઘણું ઉસવાલ તસ વંસ;
ગોત્ર ગુણી તસ છાજહડ જગમાં જાસ પ્રસંસ. ૬

પતિસું પ્રેમઈં ભોગવઇ ગેલમદે વર ભોગ;
જાણિ કિં જગમાહિં મિલ્યો રતિપતિ સંયોગ. ૭

સુભ સુપનાંસ્યું જનમિઉ તાસ તનય ગુણવંત;
સહુયઇ સંઘ સુહાસણી પૂરી મનની ખંતિ. ૮

માત મનોરથ સવિ ફ્લ્યા સીધાં સઘલા કાજ;
મહા મહોત્સવસ્યું ઠવઇ કુમર નામ કેલ્હરાજ. ૯

ભણ્યા ગુણ્યા સહજઈં સદા સુત રાષઇ ઘર સૂત;
માત પિતાઇ તિ ચીંતવી ભણુવા મુંકયો પૂત. ૧૦

ભણી ગુણી સઘલી કલા સુત હૂઓ અતિ જાણુ;
દિનિ દિનિ વાધઇ દીપતો ગુણમાણિક્ની ષાણિ. ૧૧

## ચઉપઈ ઢાલ.

રાગ રામગિરી.

રૂપિં રતિનો અવતાર કાય કાંતિ કાંચન ઝલકાર;
નર નિરષી પામઇ આણુંદ સુષ પૂરો પૂનિમનો ચંદ. ૧૨

સોહઇ જસ સુંદર આંષડી જિહવી કમલતણી પાંષડી;
દંતપંતિ દાડિમની કલી જાસ જીહ રીતિ પાતલી. ૧૩

અધર રંગવિદ્રુમનો સંચ જાસ નાસિકા સૂડા ચંચ;
અતિ વાંકડી ભલી ભમહડી જિહવી મનમથની ધણુહડી. ૧૪

આરીસા સમ જાસ કપોલ પાણિપાય રાતા રંગરોલ;
અઠ્ઠમિ ઇંદુ ઓપમા ભાલ......................નીડાલ. ૧૫

કંબૂસમ જસ કંઠ ત્રિરેષ કરચરણે સવિ સુંદર રેષ;
અતિ ઉંચા ઓપઇ બિહુ પંધ વદનસાસ ચંપકનો ગંધ. ૧૬

વર લષ્યણુ કુંઅર કેલ્હરાજ સજન સવેનાં સારઇ કાજ;
લોક લાષનાં લોચન હરઇ દીઠઓ મનનઇં કૌતુક કરઇ. ૧૭

અતિહિં અનોપમ એહનું રૂપ નિરષી હિઅડઇ હરષઇ ભૂપ;
જાણિ કિ અમર કુમર અવતર્યઉ ચારૂ ચાતુરી ગુણમણિ ભર્યઉ. ૧૮

બાર વરસનો કુંઅર જામ પિતા ગયા પરલોકઈં તામ;
માત સહિત કેલ્હરાજ કુમાર આવ્યા ગઢ જાલોર મઝારિ ૧૯

હરષઇ નિરષી નરના વૃંદ માત મનોરથ વહીકંદ;

દિનિ દિનિ વાધઇ જિમ નવ ચંદ કુંઅર તિહાં નિવસઈ આણુંદ. ૨૦
પંડિત અમરવિજય ઉપદેસ નિસુણઇ કેલ્હકુંઅર લહુવેસ;
જાંણી સંયમકેરો લાગ કેલ્હકુંઅર પામ્યો વઇરાગ. ૨૧

દૂહા.

અમરકુમર જિમ સુંદરૂ કુંઅર મોહણવેલિ;
વિનયવંત ગુરૂસું વદઇ વચન રંગરસ રેલિ. ૨૨

અનુમતિ માતતણી લહી લેસું સંયમ સાર;
એહ વચન નિસુણી સુગુરૂ હરખ્યા હિઆ મઝારિ. ૨૩

કુંઅર કેલ્હો ગુણનિલઉ આવી નિજ આવ્યાસ;
માત પાય પણમી કરી બોલઇ વચન વિલાસ. ૨૪

॥ ઢાલ ॥

રાગ દેસાષ.

ઘરિ આવી કઇ સુંદર સાદ માત મયા કરી કરો પ્રસાદ;
અમરવિજય પંડિતનઇ પાસિં સંયમ લેસું મન ઉલ્લાસિં. ૨૫

વલતો માત દીઇ ઉપદેસ કુંઅર અછઇ તું લહુઅડી વેસ;
અતિદુક્કર વછ વ્રતની વાત અસિધારા ચલવું દિન રાત. ૨૬

પરીસહા સહવા બાવીસ જીવ જતન કરવો નિસિદીસ;
ઊન્હાલઇ વછ તાપ ઘણેરો સીઆલઇ સી અધિકેરો. ૨૭

વછ તુઝ કાય અછઇ અતિસારી ભૂષ તરસ સહવી અતિભારી;
ઘરની થિતિ પુત્ર પષઇ દુહેલી તુઝ પાષઇ કિમ રહું ઇકેલી. ૨૮

માત વયણ ઇમ સુણી અનેક વલતું વચ્છ વદઇ સવિવેક;
આદરસ્યું અહ્મે સંયમ સાર લહીઇ જેમ ભવોદધિ પાર. ૨૯

ઇણિ જીવઇ ભવમાહિં ભમંતાં નરકાદિક દુષ સહ્યાં અનંતાં;
જાત જાત વૈરાગ્ય વિચારી અનુમતિ માત દિયઇ અતિ સારી. ૩૦

જનનીની ઇમ અનુમતિ લાધી કુંઅરની સુભમતિ અતિ વાધી;

આવઇ કલપલતાનો વેલો ગુરૂ સમીપિ તે કુંઅર કેલ્હો. ૩૧

અમરવિજય ગુરૂ આદર આંણી કુંઅરતણા વરલખ્યણ જાંણી;
એહુ શિષ્ય જો અહ્મનઇં મિલિઉ, મનહુ મનોરથ સઘલો ફલિઉ. ૩૨

દિખ્યા સજ્જ કુંઅર જબ નિરખ્યો ગઢ જાલોરતણુઉ જણ હરખ્યો;
મહામહોત્સવ અતિ બહુ કીધા યાચકનઇં ધન કંચન દીધા. ૩૩

ચારૂ તે નગરી સિણગારી ઘરિ ઘરિ ધવલ દીઇ વલિ નારી;
કૃપણપણાના અવગુણ છંડ્યા સકલસંઘિ બહુ ઉત્સવ મંડ્યા. ૩૪

જાસક જિમણવાર વલી કીજઇ નિજસંપતિનો લાહો લીજઇ;
તાજા તોરણ વંનરવાલ ગાયઇ ગીત અંગના રસાલ. ૩૫

વાજઇ વાજિત્ર સેરી સેરી ભુંગલ ભેર નિસાણ નફેરી;
ચંગ મૃદંગ તાલ અતિ તાજી સરણાઈ સર રૂડઇ વાજી. ૩૬

પગિ પગિ મિલ્યા લોકના વૃંદ નિરષંતા પામઇ આણંદ;
જાસ રૂપરિધિ મનમથ હાર્યો વિવિધ વેષ કુંઅર સિણગાર્યો. ૩૭

શિરૂવરિ ભર્યો ધુંપ ધૂંણાલો ગલિ પિહર્યો સોવનનો વાલો;
વીંટી વેઢ મુદ્રિકા સારી આંખિ રેહ અંજનની સારી. ૩૮

બાહિં બહિરખા બાંધ્યા સાર પહર્યો કઠિ મનોહર હાર;
ચૂઆં ચંદન ચારૂ અબીર ચરચ્યું કુંઅરતણું શરીર. ૩૯

પહિરી કંઠિ કુસુમની માલ કાંનિં કુંડલ ઝાક ઝમાલ;
વારૂ વદનિ ભર્યઉં તંબોલ અંગિ અનોપમ કુંકમ રોલ. ૪૦

કુંઅર કુંજરવર આરોહઇ દાનવ માનવનાં મન મોહઇ;
ભાગ સોભાગ સુભોદય પૂરો જાણિ કિ અમરવેલિ અંકૂરો. ૪૧

કુંઅર કનક કોડિ વરસંતો દાલિદ દુષ દોભાગ હરંતો;
સાથઇ સંઘ સવે ગહગહતો વ્રત લેવા ગુરૂ પાસઇ પહુતો. ૪૨

ગેલમદે સુત સુરતરૂ તોલઇ લોક લાષ ઇમ અનુપમ બોલઇ:
કુંઅર આવઇ સુગુરૂ સમીપિં અમરકુમરનઇં રૂપઇ છીપઇ. ૪૩

લલિત લગન વર વેલા યોગઇં.મનહુર મુહુરત સુભ સંયોગઇ;
અમરવિજય ગુરૂ વ્રત આરોપઇ અભિનવ અમર મહીરૂહ રોપઇ.૪૪

કમલવિજય ઇતિ અતિ અભિરામ શ્રીગુરૂ ઠવઇ સીસનું નામ;
વાધંતો જિમ્ ચંદ્ર સહૂનિં તિમ તે વાલ્હઉ હૂઉ બહૂનઇં. ૪૫

વિનયવંત નાન્હડિઉ રૂડઉ એ મન વચન કાય નહિ કૂડઉ;
વિદ્યા ચઉદ ભણુઇ ગુરૂ પાસઇં વિનય કરંતઉ મન ઉહ્લાસઇં. ૪૬

દિનદિન જસ વૈરાગ્ય ઘણેરો ગુરૂ ગિરૂઆનઇં પ્રિય અધિકેરો;
ગુરૂ સાથઇ વિચરઇ તે ચેલો જાણિ કિ કામધેનુનો વેલો. ૪૭

પંચ મહાવ્રત મનહુર પાલઇ સમિતિ ગુપતિ વ્રત અતિ અજુઆલઇ;
મોટા મુનિનિ મારગિ ચાલઇ ચ્યાર કષાય વિષય વિષ પાલયઇ. ૪૮

નિદ્રા પમુહ પમાયદ ચૂકઇ વિનય વડાનો કિમહ ન મૂકઇ;
ગેહ્લમદે સુતની મતિ સારી સકલ સંઘનઇં આણંદકારી. ૪૯

નાન્હઉ વય વઇરાગ્ય ઘણેરો શમ સંવેગ રંગ અધિકેરો;
સકલ શાસ્ત્ર રસ રતિ અભ્યાસઇ નિરખંતાં જનમન ઉહ્લાસયઇ.૫૦

વિજયદાનસૂરીસર નાણી કમલવિજયથિતિ રૂડી જાણી;
પંડિતમાંહિં સ મહુતો થાપઇ પંડિતની પદવી તસ આપયઇ. ૫૧

દૂહા.

સંવત સોલ ચઉદોત્તરઇ પુર ગંધાર મઝાર;
પંડિતપદ પામી સપર ગુરૂજી કરયઇ વિહાર. ૫૨

જાવજીવ એકાસણું ગંઠસીનું પચખાણુ;
નિયમ નિરૂપમ એ કરઇ ગુરૂજી ગુણની ખાણુ. ૫૩

દિન દિન જસ અધિકી કલા ધવલ પખ્ય જિમ ચંદ;
કમલવિજયપંડિત પવર પેખ્યઇ પરમાણંદ. ૫૪

વિદ્યા ચઉદ સમુદ્રનો ગુરૂજી પહુતો પાર;
વિચરઇ ગજ જિમ મલપતો કરતો જગ ઉપકાર. ૫૫

॥ ઢાલ ॥

રાગ સામેરી.

પંડિતપદવી પ્રભુ પામી હૂઓ બહુમુનિનો સામી;
બુદ્ધિં સુરગુરૂ અવતરિઉ વઇરાગ્ય વિનયગુણ ભરિઉ. ૫૬

શીલિં કરિ વયરકુમાર તપ ધન્ય ધનો અણગાર;
નંદિષેણ દેસના સાર લાભોદય જાસ અપાર. ૫૭

મરૂ માલવ નઇ મેવાડ સોરઠ્ઠ સવાલષ લાડ;
કુંકેણ કાન્હડ મેવાત વાગડ વસુધા ગુજરાત. ૫૮

એહવા અનોપમ દેસ પંડિત દીધા ઉપદેસ;
પ્રતિબોધ્યા લોક અનેક તે કરઇ ધરમ સવિવેક. ૫૯

શિષ્ય દિષ્યા વારૂ જેય પંડિત હુયા બહુ તેય;
મિથ્યાત્વીના મદ ગાલ્યા લષ લોક કુમતિથી વાલ્યા. ૬૦

મહિમા મહિમાહિ ભૂરિ જસ દરમણિ સુષ ભરપૂરિ;
આગમ જે અંગ ઉપંગ વાચ્યા બહુવાર તે ચંગ. ૬૧

તેહનોજ અરથ વિચાર રાખ્યા તે રિદય મઝારિ;
જિણિ ગામિ નગરિ ગુરૂ આવ્યા તિહાં લોકતણઇ મનિ ભાવ્યા. ૬૨

ગંગાજલ જિમ મન મોહયઇ જસ જાસ જગતમાં સોહયઇ;
તપગછિ જે સુવિહિતરાજ ગુરૂ હૂઉ તાસ સિરતાજ. ૬૩

દ્રવ્ય સાતતણો આહાર પાંચ વિગયતણો પરિહાર;
નવિ લેઉ સાલણું નીલું નિજદુરિત કરૂં સવિ ઢીલું. ૬૪

ત્રસ પ્રાણીનો વધ જાણી આંબિલ કરતું મનિ આણી;
નવિ કલપઇ તલિઉં ગુલિઉ એહ વચન હિયામા ઘુલિઉ. ૬૫

એવં બહુ નિયમ અનેરા પંડિત પાલઇ અધિકેરા;
ઉપવાસ મહીના માહઈં છ ગુરૂજી કરયઇ ઉછાહઇં. ૬૬

જગનઇ ઉપકાર કરંતઉ મહિમંડલમાં વિહરંતઉ;

બહુ પાપપુંજ પહરંતઉ મુનિમારગ મૂરતિવંતઉ. ૬૭
તપતેજઇ દિનકર દીપઇ પ્રભુ સોમપણુયઇ જીપઇ;
મંદરગિરિ.જિમ ગુરૂ ધીર સાગર જિમ ગુહિર ગંભીર. ૬૮

દૂહા.

સકલ લોક ઉપકારપર જિમ આસાઢૂ મેહ;
અવનિતલઈ ઇમ વિહરતો ચિરં જયઉ ગુરૂ એહ. ૬૯

સુવિહિત હિતકર તરૂ પંડિતમાંહિ પ્રધાન;
કમલવિજય કોવિદ કલભ પૂરવ સાધુ સમાન. ૭૦

વિજયસેનસૂરિંદવર પૂજ્યતણુઇ આદેસિ;
મહિસાંણા નગરિં સુગુરૂ સુપરિ કરઇ પ્રવેશ. ૭૧

સોલહસિં ઇકસઠિ જુઅ વરસિં વર ઉલ્લાસ;
મહિસાંણામાહિં કરઇ ગુરૂજી ચતુર ચઉમાસ. ૭૨

વરસ બહુત્તરિ આઉખું નિજ જાંણી નિરધાર;
જાવજીવ ગુરૂજી ત્યજઇ બીજા બે આહાર. ૭૩

॥ ઢાલ ॥

રાગ ગોડી.

સુદિ બારસિ આસાઢની સંધ્યાસમય સયોગ;
વ્યથા સરીરિં ઊપની અતિવિષમો તે રોગો રે. ૭૪

ગુરૂ મનિ ચિંતવઇ એહ સરીર અસારો;
ગુરૂ મનિ ચિંતવઇ કરસ્યું ધરમ ઉદારો રે. ગુ૦ આંકણી ૭૫

લંઘન સાત થઈ યદા રે થઈ રોગની શાંતિ;
પ્રભુ પરિવાર તદા સવે લહઇ હરષ એકાંતિ રે. ગુ૦ ૭૬

નીરોગી ગુરૂ ઇમ ભણુયઇ રે સુણુઉ શિષ્ય પરિવાર;
અલ્પ આયુખું થોડિલું ઇમ જાંણુઉ નિરધાર રે. ગુ૦ ૭૭

પથ્ય પાણી લેતા થયા થઈ સરીરિ સમાધિ;

સંઘ સવે હરખ્યઉ ઘણું રે નાઠી મનની આધિ. ગુ૦ ૭૮

ઇક દિનિ નિજ પરિવારનિં રે ગુરૂ ઇમ દિયઇ ઉપદેસ;
અહ્મ શરીરની ધારણા રે ભલી નથી લવલેશો રે. ગુ૦ ૭૯

ખેદ મ કરયો કો રતી પહિરજ્યો ચિત્ત ચીંત;
આદરસું અણુસણુ અહ્મે એ પૂરવ શિષે રીતિ રે. ગુ૦ ૮૦

અતિ કરકસ એ વાતડી સુણી સકલ પરિવાર;
આંસુઅડે કાદવકિઉ કીઉ દુખ્ખ અપારો રે. ગુ૦ ૮૧

સૂરવીર શ્રીગુરૂ ઘટા ટાલ્યા સકલ સંતાપ;
સંઘ સમખ્ય ત્રિવિધિં સવે આલોયાં નિજપાપ રે. ગુ૦ ૮૨

ચોથા ચ્યાર સરણ કરયઇ નિજમન રાખઇ ઠામિ;
વારવાર મુખિ ઊચરઇ સીમંધર જિન નામો રે. ગુ૦ ૮૩

શિષ્યાદિક પરિવારની ન કરી મમતા રેષ;
સકલ જીવના વૃંદસું રાખઇ પ્રીતિ વિશેષો રે. ગુ૦ ૮૪

સ્થાનક જે પાતકતણા મુંકયા તેહ અઢાર;
સંઘ સમખ્ય ગુરૂજી કરયઇ અણુસણનો ઉચારો રે. ગુ૦ ૮૫

મુખિ સમરઇ સમરસ ધરી વાર વાર નવકાર;
નવિ કીધિ નિજદેહની મમતા એક લગારો રે. ગુ૦ ૮૬

ઇણિ અવસરિઇ ઇમ ઇંદ્રસ્યું રે કહઇ ઇંદ્રાણી ઉદાર;
પ્રિય એઇ નડી સી કરી નિજવિમાનની સારો રે. ગુ૦ ૮૭

ભરતખેતથી આવસ્યઇ ઇક મોટો અણુગાર;
મુઝ સમવડિ તે થાયસ્યઇ એહ વિમાન મઝારો રે. ગુ૦ ૮૮

વદિ બારસિ આસાઢની પશ્ચિમ રજની હેવ;
શ્રીનવકાર સંભારતાં શ્રીગુરૂ હૂઓ દેવો રે. ગુ૦ ૮૯

કમલવિજય ગુરૂ સુંદરૂ પાલી અણુસણુ એહ;
મલમઇલી એ તનુ ત્યજી લહઇ દેવની દેહો રે. ગુ૦ ૯૦

અણુસણુ સીધું ગુરૂતણું જાણી સવિ પરિવાર;
બીજઇ ખેદ કરઇ ઘણા કરઇ વિલાપ અપારો રે. ગુ૦ ૯૧
ગુરૂ કિમ વીસરઇ જિહુનો એ ઉપગારો રે;
ગુરૂ નવિ વીસરઇ રત્નત્રય ભંડારો રે.
ધર્મધ્યાન આધારો રે. ગુ૦ આંકણી૦ ૯૨
ગુરૂજી હવઈ અહ્મારડી કવણુ કરેસ્યઇ સાર;
તુહ્મ અકાલ મુંકી ગયા કરસ્યું કવણુ આધારો રે. ગુ૦ ૯૩
જે તુહ્મ મુખ નિરખી કરી કરતા મન ઉહ્લાસ;
તે પ્રભુ આજ અહ્મારડી પૂરસઇ કુણુ આસો રે. ગુ૦ ૯૪
ગુરૂજી વચન સુધા સમા પીધાં છઇ અહ્મે જેહ;
સાંભરસ્યઇ અહ્મનઈં સદા શિવ સુખદાયક તેહ. ગુ૦ ૯૫
અહ્મનઈં ગુરૂજી જે સદા દીધી સીખ ઉદાર;
તે અહ્મનઈં હિતકર હુઈ હોસઇ વલીઅ અપારો રે. ગુ૦ ૯૬
ઇમ વિલાપ બહુપરિ કરી કરઇ ઘણેરો શોક;
શિષ્ય સવેનિં મીછત્રઇ વિવિધ વિનાણો રે. ગુ૦ ૯૭
કીધી મનહર માંડવી તેરહ વિણુનુ માન;
કિસું સુગુરૂ પધરાવિવા આવ્યો અમરવિમાનો રે. ગુ૦ ૯૮
સૂકડિ કેસર બહુ ઘસી માંહિ ઘણો ઘણુસાર;
સુગુરૂ શરીર વિલેપિઉં ભરિઓ પુણ્ય ભંડારો રે. ગુ૦ ૯૯
લહકઇ ટોડર ફૂલનાં ધૂપ ઘડી મહકાય;
નવ અંગિ સંધિ મુદ્રા પૂજી ગુરૂની કાયો રે. ગુ૦ ૧૦૧
પંચ સબદ વાજ્યા ઘણા ભુંગલના ભોંકાર,
ઝાલરિ રણઝણકઇ ઘણી માદલ ના ધોંકારો રે. ગુ૦ ૧૦૨
ઢોલ ઢમકઇ અતિ ઘણા સરણાઈ વર તૂર:
જોવા ગુરૂની માંડવી મિલ્યા લોક ભરપૂરો રે. ગુ૦ ૧૦૩

ઇમ આડંબર અતિઘણો કીધો સંઘિ અનેક;
ઠામિ ઠામિ ગાયન ઘણા ગાઇ ગીત વિવેકો રે. ગુ૦ ૧૦૩

સુંદર સૂકડિ અગરસ્યું ગુરૂતનનો સંસ્કાર;
કરઇ સંઘ સઘલો મિલ્યો દલતો દુરિત વિકારો રે. ગુ૦ ૧૦૪

શ્રીગુરૂ ગુણ સંભારતો સંઘ આવઇ નિજ ઠામ;
અપ્યાંણા મૂંકી ઘણાં કીધો દેવ પ્રણામો રે. ગુ૦ ૧૦૫

મહિસાંણા નગરિં ઘણું તૂઠઇ શ્રીજિન પાસ.
કમલવિજયવર વિબુધનો 'હેમ' કહઇ ઇમ રાસો રે. ગુ૦ ૧૦૬

રાગ ધન્યાસી.

શ્રીકમલવિજયવર વિબુધના નામથી સકલ કલ્યાણના કોડિ,
સંપદા સવિ મિલઇ દુરિત દૂરિ ટલઇ મંત્રમા મૂલગો એહ કહીઇ.શ્રી૦૧

જાસ વૈરાગ્ય વર વાનગી વાસના સથર સુવિહિત જતી રિદય રાખી,
જાસ સવેગ રસસરસ સવિ પાછિલા સાધુ ગુણ રાસિનો હૂઉ સાખી.શ્રી૦૨

રૂપરેખા ધરો અસમ સમરસ વરો સાહ ગોવિંદ સુત સાધુ સીહો,
કહતિ કવિ 'હેમ' થિર પેમ એ શ્રીગુરો હોઉ મહ સુહકરો અમિયજીહો.શ્રી૦૩

